# માનસી

વર્ષ ૧૧ : અંક : ૧-૨

માર્ચ-જુન ૧૯૪૭





પૂર્ણસંખ્યા ૪૧-૪૨

સંચાલક :

પ્રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

નાનપરા : સૂરત

પ્રકાશનસ્થાન

આનંદ પ્રેસ : સ્ટેશન રોડ : ભાવનગર

કંઠ, કથા અને કવિતાની વિરલ શક્તિથી



આપણી કીર્તનપ્રણાલિને અભિનવ રૂપ આપનાર

**શ્રી. શાન્તિભાઇ વેણીશંકર મહેતા**

પ્રાપ્તિસ્થાન:—રંભાબેન માનશંકર દેસાઈ
દીવાનપરા–ભાવનગર

સાધના મુદ્રણાલય–ભાવનગર.

# વિષયદર્શન

વર્ષ ૧૧; અં. ૧, ૨: પૂર્ણ સંખ્યા ૪૧, ૪૨.
માર્ચ તથા જુન ૧૯૪૭* (પ્રકટ, નવેંબર. '૪૭)



---

* ડિસેંબર ૧૯૪૫નો અંક, એ, આની પહેલાંનો છેલ્લો અંક હતો; ૧૯૪૬-નું વર્ષ ગણતરીમાંથી છોડી દઈ, ૧૯૪૫ એ દસમું વર્ષ અને ૧૯૪૭નું અહીં લખ્યા પ્રમાણે અગિયારમું વર્ષ ગણાશે.

૧ એ ચારની પછી, નોરદવર્ણકૃત 'સંન-બ્લોસમ્સ' પ્રગટ્યાં છે.

અરુણાચલ-લેખ પૂરો પૃ. ૯૦ મે થાય છે, ત્યાં છેલ્લેથી છઠ્ઠી લીટીમાં ૧૯૫ છે તે જોઇએ ૨૧૯.

માનસી ગ્રન્થશ્રેણી : સંચાલક વિજયરાય ક. વૈદ્ય. દરજી મહોલ્લો નાનપરા; સુરત : લવાજમ રૂ. ૫; છૂટકનો, રૂા. દોઢ. દેશાવર. રૂા. ૧-૪-૦

શાખાઓ : (૧) મુંબાઇ : એન. એમ. ત્રિપાઠી લિ. પ્રિન્સેસસ્ટ્રીટ. (૨) સુરત : પ્રતાપ પ્રેસ કણપીઠ, (૩) વડોદરા : સાધના પ્રેસ, રાવપુરા. (૪) પોરબંદર : રા. દામોદર કે. ભટ્ટ; રામટેકરી (૫) ભાવનગર : આનન્દ પ્રેસ, સ્ટેશન રોડ.



# માનસી

વર્ષ ૧૧, અંક ૧ ] [ માર્ચ '૪૭

## દિવ્ય વાણી

[ રજનીકાન્ત મોદીઃ 'અર્ઘ્ય': શ્લોક ૭૨-૮૨ ]

: મન્દાકિની :

અવશ્ય પર પડ્યું પ્રભો! તાહરું
વચન અકળ દિવ્યતાથી ભર્યું;
નિશદિન અવિરામ હું એ સ્મરું
ઉરમહીં મમતા થકી સંઘર્યું:
"અવતરણ ધરા તણી ધૂળમાં
ખચિત પ્રભુની શક્તિકેરું થશે:
વળી અહીં જડત્વના મૂળમાં
પરમ ચિતિ વિકાસને પામશે.
"નથી મનુજની ભૂમિકા અન્તિમા,
વળી મન પણ આખરી સત્ય ના:
નિરવધિ, ક્રમગામી ઉત્ક્રાન્તિમાં
ઉભય પગથિયાં જ એ મધ્યનાં. ૭૪
"જડ થકી પ્રથમ પ્રાણ ઊગ્યો અહીં
પ્રથમ વળી મન ઊપજ્યું પ્રાણથી,
પ્રગટ ત્યમ થશે મનુષ્યોમહીં
પરચિતિ પણ આત્મ-ઊંડાણથી.
"મનુકુલ-ઉરની અભીપ્સા—નદી
સતત વહતી નિમ્નથી ઊર્ધ્વમાં;

અધિરૂઢ બનશે જ એ એક દી'
    ચિતિ–જલધિ મહીં જગન્મૂર્ધમાં.
" સ્થિર નયન ઉષાભણી માંડ તું
    ચિતિ–નભમહીં ઊગતી જે દીસે;
અપર સકલ ચિન્તનો છોડ તું,
    અનુદિત ભવિતવ્યતાને વિષે." ૭૭
હે પ્રભુ! ભણકાર એ વાણીના
    સુણું મુજ ઉર–ગહ્વરે નિત્ય હું;
હરખ–જનિત નેણનાં પાણીના
    તવ પદમહીં અર્ઘ્ય પ્રેમે દઉં.
ચિ ર નિ ગડિ ત માનવી—વંશને
    પરમનુજ દશા રચી તાર તું,
પરમ વિમલ ઇશ્વરી અંશને
    અપર પ્રકૃતિમાંહીં ઉતાર તું. ૭૯
જલધિ-સલિલ સૌર આકર્ષણે
    જયમ ધરી લઘુતા ચઢે અંબરે,
વળી સુરપતિના સુધા—વર્ષણે
    તૃષિત અવનિ તૃપ્તતાને ધરે! ૮૦
સમ સહુ હૃદયોર્મિ તાહરી પ્રતિ
    ઉપર ચઢતી દિવ્ય આહ્વાનથી,
પ્રકૃતિ વળી પ્રફુલ્લતા પામતી
    તવ ઝરતી કૃપાતણા ભાનથી.
સુમિલિત અવરોહ—આરોહમાં
    ગૂંથી લઇ સ્વર સપ્તને ભૈરવ
પ્રકૃતિગત નિશા—તમો—મોહમાં
    પ્રકટિત કરતો ઉષા—ગૌરવ." ૮૨

* શ્રી અરવિન્દ-તત્ત્વજ્ઞાન-પ્રેરિત આ કાવ્યનું નામ પણ 'અર્ઘ્ય" છે. પુસ્તક-પરિચય ડિસેં. ૪૫ ના અંકમાં (પૃ. ૨૯૬) આવી ગયો છે. અહીં જે પાંચ શ્લોકાંક નોંધ્યા છે (૭૪ વગેરે) એની પરનાં કવિનાં ટિપ્પણ આ અંકનાં છેલ્લાં પૃષ્ઠોમાં છાપ્યાં છે.—સં. માનસી

# કાવ્યમાનસી

## કસોટી

: અનુષ્ટુપ :

અંધારે આ પડેલાને મૂક્યો રમ્ય પ્રકાશમાં;
ક્રીડતો જીવ સ્વચ્છંદે ભાવિ શા અવકાશમાં.
એહવે ધીખતી ભઠ્ઠી–અંગારે પડતો જઈ;
દાઝતો, બળતો, જાતે અગ્નિસાત જતો થઈ.
પછીથી ઘણના ઘાએ ટીપાતો તતકાળ એ;
પ્હોંચતો મૃત્યુને દ્વારે ભૂલી ભાન બધું ય તે.
અંધારું શું નં'તું સારું ! તેજની સૃષ્ટિ માણતાં
બલા કોટે રહી ચોટી મૂંઝાઈ ભડથું થતા !
પરંતુ આત્મશુદ્ધિના સંસ્કારે અજવાળવા;
ઇચ્છ્યું તેં અગ્નિના સ્નાને ઘાટ ઉચ્ચ ઘડાવવા.
અને તેં ક્રૂર શા હસ્તે બાળ્યા છે સઘળા મલ;
દૃષ્ટિના અમૃતે અંતે કીધો સૌમ્ય સુશીતલ.
કસોટીના કસે સાચો લેખાશે શુદ્ધ સો વસા;
કિંતુ શું ભૂલશે કો'દી કારમા ઘા કસોટીના ?

દેશળજી પરમાર

૫-૯-૪૫ બુધ

## ઠપકો

હરિ ! આમ બેઠા બેઠા તે શું ભાળો ?
પ્હોંચાય ના એવો શોધીને ઊંચો
વૈકુંઠધામનો માળો. હરિ૦
જુઓ નીચે તમ દેશ દુલારો
કાઢતો હાય-વરાળો;
ચારે ગમ પથરાઈ રહી જુઓ,
જાલિમ જમની જાળો. હરિ૦

સતજુગ સુખના સરકી ગયા ક્યાંય,
આવિયો કળજગ કાળો;
ફાટે ફટાફટ રોગના ચાળા ને
દુઃખ કાઢે દવ–ઝાળો. હરિ૦
ઝંઝાઓ આવી ઝનૂની, ઝેબ થઈ
વૈભવની વનમાળો;
લક્ષ્મીની આલમનૂર મહેરે
ભર્યો વિદેશે ઉચાળો. હરિ૦
સ્થળે, જળે ને ઊંચે આકાશે
ભરતા જે ભડવીર ફાળો,
હાથે પગે બેડી બેરખાં તેમને,
જોમના શમ્યા જુવાળો. હરિ૦
ચંદ્ર–તારા–રવિ–તેજથી ઝળહળ
માનસદેશ રૂપાળો;
અંધાર–ગર્તમાં ગરકી ગયો, ઘોર
રૂપ પમ્યાં જ્યાં પાતાળો. હરિ૦
સંસાર સર્વને દેતો સદાવ્રત
ફાલે ઉદાર રસાળો,
હાલ તેના જુઓ ભૂખડીબારસ
બારણે બેઠા દૂકાળો. હરિ૦
દાંત ને અન્નને વેર થયું, દેવ!
દેહ રહ્યો હાડમાળો;
પાણી પ્રતાપી અલોપ થયાં,
સીટીઓ તાણે કંકાળો. હરિ૦
પાડવા હોય તો પ્રલય પાડવો
નહિતર સ્નેહે સંભાળો,
અમરત ઝરતા આવો તમે અહીં
તાપ ત્રિવિધ આમ ટાળો. હરિ૦

પૂજાલાલ

## વસન્ત

ટહુકે કોકિલ થયો વનવન કલ્લોલ,
જાગી વસંત, નવું જીવન-પરોઢ.

કેશુડાં જાઈ જૂઈ મોગરો ગુલાબ તણા
રંગ ને સુગંધ થકી રમતી ફૂલહેલ જાગી વસંત૦

પલ્લવ ને પુષ્પ તણી સંગે લઈ તાજગી
રમતો સમીર લઈ લ્હેરે હિલોળ જાગી વસંત૦

નવતર પરિધાન મહીં પાંખો ફેલાવી ફરી
પંખીડાં પલ્લવમાં કરતાં કલશોર જાગી વસંત૦

ચિત્રા ને ચન્દ્ર તણી જોડી એ હંસ સમી
ઊડતી અડોઅડ રાખી કપોલ જાગી વસંત૦

સાંજ ને સવાર સ્હેજ મળતા મલકાય ફરી
સ્નેહીનો પ્રેમળ એ નયનવિલોલ જાગી વસંત૦

ટહુકે કોકિલ થયો વનવન કલ્લોલ,
જાગી વસંત, નવું જીવન—પરોઢ.

પારાશર્ય

## સાંજ પડ્યે

: ભજન :

સાંજ પડયે હું ને તું કેટલાં દૂર !
વચ્ચે મરજે સાગર ક્રૂર. સાંજ પડયે૦

દિવસ ઊગે કે માંડું તરવા,
આપણું અંતર ઓછું કરવા,
સો તો આથમી જાતો સૂર. સાંજ પડયે૦

ભરતીએ ચડતો ને ઓરે વળતો
સાગર-ઉર હું કદીય ન કળતો.
એ તો ચંદ્ર—સ્નેહે ચકચૂર, સાંજ પડ્યે૦
પહોંચ્યો પહોંચ્યો જ્યાં હું માનું.
સાગર રચતો તરકટ છાનું;
આપણ એટલાં ને એટલાં દૂર. સાંજ પડ્યે૦
વચ્ચે ગરજે સાગર ક્રૂર
સાંજ પડ્યે હું ને તું કેટલાં દૂર.

ભગવાનલાલ લ. માંકડ

## આજ

: રાગ સારંગ :

કાલ તણી હું ન કરું વાત,
આજ હૃદેમાં રહું રળિયાત;
પવન લહર ત્યાં ઝૂલવે ફૂલ,
એ શું ભૂલી રહું મશગૂલ. કાલ૦
સૂર્યકિરણ નાચે તરુટોચ
એ શું નાચું બિનસંકોચ. કાલ૦
પંખી પણ નાચે તરુડાળ,
એ સંગાથે દેતો તાલ. કાલ૦
સારસ યુગલ ઊડે આકાશ.
એ સંગ ઊડું ગાતો ખાસ. કાલ૦
આજનો હું ને આજે વસું
આજે વિલસું આજે હસું. કાલ૦
કાલ તણી હું ન કરું વાત,
આજ હૃદેમાં રહું રળિયાત. કાલ૦

ભગવાનલાલ લ. માંકડ

## એ

લીલાછમ મહેંકતા લલિત બાગની બીચમાં
સુકું ખખડધજ જીર્ણ જ્યમ વૃક્ષ સૂકી જઈ
પડે હચમચી જ મૂળ થકી ભોંય, તેવી ઊભી
અહીં અરધનગ્ન એ, મનુજવૃન્દમાં એકલી.
મીઠાઈ પર માખીઓ ગુનગુને ભલે દોડતી,
વિલાસ તણી લાલસા સભર કેંક ઊડી ઊડી
જતી નજર, ક્ષીણ પંખ સુકું માળખું ન્યાળીને
અરાગ અનુકંપહીણ સરસર જતી ઊડતી.
અકંપ મુખમ્લાન દીન અનિમેષ મૂંગી ઊભી,
જરી ય નવ ક્ષુબ્ધ સ્તબ્ધ ચપળીણ ચક્ષુ છતી,
કદી જ નવ લુબ્ધ, મૂક જડ છેક પથ્થર સગા,
હસી નવ શકી જરી, અહ રડી ય રે ના શકી.
હશે ઉર વિશે હશે શું શું ન ઓરતા તાહરે?
ગુલાબી પુલકભર્યું તુજનું બાલ્ય કેવું હશે?
ચઢી રમરગે હશે ભરતીઓ ન શું મસ્તીની
તને મધુર યૌવને, સ્મરણ સર્વને રંગતી
અમીરસ કટોરીઓ ઉર ભરીભરીને ફરી
પિવાડી ન પાયી હશે, શું ઉછળંત વાત્સલ્યની?
ક્ષુતાવશ સમી બિહામણી અભંગ ને કારમી
રહી જીવવી જિંદગી ભૂલી જઈ બધું સામટું
ન જોવું નવ શોચવું ન ગણવું ન સંભારવું.
ગુમાવિયું બધું જ જ્યાં મન લુભાવવું ક્યાં રહ્યું?
ઊડી ઉરની ભરમ ત્યાં જીવવું યે હવે શું રહ્યું?
રહ્યું જીવવું માત્ર મોત અહીં:
એ ય કંપી ઊઠ્યું!

ઉપેન્દ્ર પંડ્યા

## કુળદિવડો

ઉપજાતિ

દિવાળીની દીપક હારમાળા ઝગી રહી'તી પુરમાં બધે ને
ઘેલા બનેલા જન મસ્ત થૈને ઉડાવતા ઉત્સવ–મોજ રંગે.
ત્યારે ખૂણામાં પુરના તિમિરે, માતા અને બાળક ઝૂંપડીમાં,
કરી રહ્યાં'તાં અતિ જીર્ણજૂની વાતો ભરેલી દુઃખ આંસુઓથી.
માને પૂછે બાળક પ્રેમઘેલું 'આ દીવડા ના શીદ ચેતવે તું?'
જવાબ દે છે વિધવા જનેતા 'તું ભાઈ છેને મુજ દીવડો પછી
કહે મને અન્ય દીવાતણી કશી જરૂર રે' ઉત્સવ મ્હાલવાને?'
ને બાથમાં લૈ ઉરસાથ દાબી, વર્ષાવતી ચુંબનની ઝડીઓ!

ભૂપેન્દ્ર હા. વકીલ

## અભય

દ્રુતવિલંબિત

મરણધાક મને નહીં ડારતો, અભય અંતર સાવ હું ઘૂમતો,
સમય સ્થાન ન ભેદ જરી મળે, હૃદયઈચ્છિત કાર્ય બધે કરે,
અનિલ શું મન સર્વસ્થળે ભમે, સ્વપનમાં ય નહીં ઉર તો ડરે,
જગતનાં હું પ્રલોભન ઠેલતો, સુખતણી પરવા ન કદી રાખતો,
કુસુમ–સેજ તણી ય ન ખેવના હૃદયમાં વસતી બસ ભાવના,
પ્રબળ એક સ્વચ્છંદ વિહારતી, ભયભરેલ જમનું રૂપ મ્હાલવા,
જીવન જોખમની રમતો રમી.

નિડર છું પછી શું બધું શક્ય ના?

ભૂપેન્દ્ર હા. વકીલ

# કાવ્યમાનસી: ૨

## વન્દના

પ્રાણ પ્રફુલ્લ નમે અરવિન્દ!
સંશય સાલ વિરામે;
પાંખ પ્રસારી મુક્ત મને એ,
ઊડે શુભ શુચિ ધામે
તવ અમૃત સંદેશે;
પ્રેમપંથે અરવિંદ, પધારે
જીવન અભિનવ વેષે.

તૂટ્યાં દુરંત-દ્વાર આજે,
જાગે શત શત વર્ષે
યાત્રી, વન્દનગીત ગજાવે;
જય ને મુકુલિત હર્ષે,
તવ દર્શનને પંથે,
શાંત સ્મિતે સુમધુર આનન્દે,
પ્રાણ ભરે ડગ પંથે.

નિર્મલ વ્યોમે એક પરિંદ
આવે જોજન અંતર ચીરી
અંકે તવ અરવિન્દ.

મકરન્દ દવે

## ન'તું કલ્પ્યું

ન'તું કલ્પ્યું સ્વપ્ને, અનહદ મનીષાની ઊડણે
ન'તું ઝંખ્યું જેને, મુજ કરવિષે આમલક શું
ધરી તેં દીધું, મા! અકલ રસના આસવ જશું–
પરાં તત્ત્વોથીયે નરતન સદા જ્યાં રણઝણે.
ઉદારે હે લક્ષ્મી! અબલખ કર્યું દ્રવ્ય જ વરવું
તવાગારે જે તું વિહરતી સદા ધામ અમરે?

જુલાઈ ૧૯૪૩ સુન્દરમ્

## તારી શી કૃતિ !

અહો અહો, અદ્દભુત તારી શી કૃતિ !
ગુરુત્વને તું લઘુતાથી સર્જતી;
લઘુત્વમાં તું ગુરુતા નિપાવતી,
રચી રહી નૂતન તાલમાન !

અચેતનાની જડ આ શિલા વિષે
પ્રગાઢ પાર્થિવ્યતણા પથારા;
ખેંચી રહે ભૂતલ મેર, ભીડવા,
જતા કિશોરાત્મતણા શરીરને.

તું તાહરી ચેતનસજ્જિકા દ્યુતિ,
પ્રક્ષેપી એ દીર્ઘ ગુરુત્વજાળનાં;
આકર્ષણોનું બળ સંહરે શી !

ને ચેતનાની લઘુ બાલચંદ્ર શી
આ ક્ષીણ રેખા પ્રસરે અનંતશઃ
વિસ્તીર્ણ નિશ્ચેતન સૃષ્ટિપૃષ્ઠે;
વેળુપટે અંકિત ચિત્ર પેઠે;
ભૂંસી શકે વાયુલહેર એને
કો નાનકા વાદળની હથેલી યે,
એનું શકે આવરી મંદ તેજ.

એ ક્ષીણતાને તઝ પૂર્ણતાના;
પયોધિથી સંગમતી તું, પૂષણા !
કેવી કલાઓ રચતી વિરાટની.

મહા મહા તારી રસાળ આ કૃતિ,
સૌ ભીતરનાં ઓગસપ્રેપસોને;
ભીજેલ તું અંગુલિટેરવે ધરી;
જોઈ રહી ભૂચર આ મનુષ્યને,
સુધાસ્મિતે મંડિત તારી આકૃતિ !

ઑક્ટોબર ૧૯૪૫ મનસુખ

## યાત્રીને*

મને હતું આ તમ છે તપી રહ્યો
મધ્યાહ્નનઃ એવી ઝળતી હતી પ્રભા.
પ્રકાશતી દૃશ્ય સમસ્ત પ્રોજ્જ્વલ.

હવે પરન્તુ લહી હું રહું આ
વધિષ્ણુ પૂષા ક્રમતો ઊંચે ઊંચે;
જ્વલતો વધુ વધુ;
ઝળતો વધુ વધુ
બહુમહીં પ્રોજ્જ્વલ સ્વર્ણનું મધુ !

પ્રજારામ રાવળ

## ઘૂમી વળ્યો

ઘૂમી વળ્યો આકાશમાં
ઘૂમી વળ્યો પાતાળમાં
ત્યાં ના મળ્યો
તે આ જ આ

મુજ હાડમાં મુજ રક્તમાં
થન થન કરી કર્યાં હણહણ્યો
વ્હાલો મને તોખાર આ

આનંદનો મુજ બારણે
ક્યાંથી ઊભો !

મા બોલતાં !
"બક્ષીસ એ મારી તને"
અભિમાની હું માને નમ્યો,

---

* ઉપલાં બંને કાવ્યો જેમાં છપાશે, તે આગામી કાવ્યસંગ્રહ 'યાત્રા'ના કવિ સુન્દરમને.

માને ચરણથી શિર લઇ
મુજ અંગમાંહે પોરવી
માની રમતના ભમિયા—
રૂપે બન્યો:
આજે જ હું માને નમ્યો,
માને મળ્યો.

મારી આ ધરતી સમાન સમતા ધારે કયો દેવતા !
કોનું જીવન આવડું જશભર્યું દેવોમહીં નીવડ્યું !
જાડી ને જડતાભરી અબુધ એ બોલે કશું ના વળે.
એને અંતર સંચરે અમરતા. માતાચરણે અર્પિતા.

ગિરિધારી

## એક આષાઢી મધરાતે

: સ્રગ્ધરા :

૧ અંધારી રાત છે ને સઘન ઘનઘટાઓ ચોમેર છાયો,
ને અધારું નિશાએ નિબિડતમ બની ઘોરતા ઓર ધારે.
કાળા કો સિન્ધુગર્ભે જગત. સાવ આ લીન જાણે થયું છે,
આંખો અંધી બનેલી મસિમય જ બધું દેખતી આસપાસ.

૨ થંભ્યા છે વાયુવેગો, તરુવર સઘળાં સ્તબ્ધ થંભેલ ઊભાં,
થંભી છે ગોઠડી આ ગહન તમભર્યા મર્મરનાં પાંદડાની,
થંભ્યો છે કાળ જાણે, ક્ષય જ ક્ષણ બધે ભાસતો ઘોર જૂઠે,
ઊડે ત્યાં આગિયાઓ અણુરવ ભગતાં ભૂતની આંખ જેવા.

૩ આને શું શાન્તિ કેવી ? સુખમય સપનો લેશ સુદ્ધાં મળે ના,
આશંકાઓ જ જાગે, હૃદય ભયવળ્યા ભાર ભારે ભીંસાયે;
તોફાનો તોરણાળાં તિમિરમય ધસી આવતાં પૂર્વકેરી.
આગાહીઓ જ આવે અરવ અવનિના આ અવસ્થાનમાં તો.

૪ કંસારી ક્રૂર વીણા કંઇ કચરવથી ચીરતી કાન મૌને,
ને તેવાં વિહ્વલતાને વમતમ વમાં ભાન ભોનું જગાડે.
આભા જેવું જ ઊંડું મન ગહનવમી બ્હાવરું કૈં બનાવે,
ઝાંપે ભળે જગાઇ જઇ જગત ઊંડી લોકમાં મૂઢ થાએ.

૫ ઓચિંતું તે સમે ત્યાં સકળ સળવળી ઊઠવા માંડતું શું,
આવ્યો કે જીવ જાણે અકળ વિકળતા ધારતો સ્તબ્ધતામાં ?
વાધે વિસ્ફરે મૂર્મરી, તરુ તરવરતાં, મર્મરે પત્રપુંજે,
ફુત્કારીને ફુંકાતો પવન પળપળે વેગવાહો વધારે.

૬ આઘેના મેઘ દૂર ક્ષિતિજતટ તજી દિગ્દિગન્તો દમન્તા,
આવે છે ઘોર ઘોષે ગગન ગજવતા માંડવા મોરચાઓ,
ને એ કાળાં દળોની અસિ ચકમકતી-વિદ્યુતી વલ્લરીઓ,
રાચે સ્વચ્છન્દ રાસે રમઝટ મચવી આંજતી આંખ ઓજે;

૭ સાક્ષાત્ રુદ્રેજ જાણે પ્રલયસમયનું નૃત્ય નિર્વાણદાયી.
આરંભ્યું ખંડખંડો અખિલ ભુવનના તાંડવે ખંડમન્તું !
એવો આકાશ આખું અવનિતલ વળી કંપ ફેલાવનારો,
જાગી ઊઠયો અજંપો ગડડ ગડડતા પુષ્કરાવર્તકોનો.

૮ ડંકા ડારંત વાગ્યા ડમડમ ડમરુ ડંડર્યાં મન્દ્ર નાદે,
મોટાં મોટાં મૃદંગો ધમક ધમધમ્યાં ઢોલ ધિંગાં ધડૂક્યાં,
સિંહોનાં જૂથ જૂથો ગજબ ગરજતાં દારતાં દિગ્દિગન્ત,
છૂટી સો સો શતઘ્ની ગગનગરભને ગાળતી એક સાથે.

૯ તૂટીને આભ આખું ધ્રુધુપટ પડશે ? થાય એવા ભડાકા;
વજ્રે થૈ ચૂર્ણ ઊંચાં શિખર શું ઢળશે ? થાય એવા કડાકા;
ધ્રૂજી રે ધીર ઊંડી ધરખમ ધરતી, થાય એવા ધડાકા;
કંપે કાયા, દિવાલો ડગમગ ડળકે; શું ધબી સર્વ જાશે ?

૧૦ વીંઝાતો વાય વાયુ સતત સૂસવતો, વીજના ચાબખાઓ,
વીંઝાત વ્યોમમાંથી સટસટ સઘળી સૃષ્ટિને શીઘ્ર ચોંટે.
અંધારામાં અનેરી લસબસ કરતી જ્યોતિઓ જોસભેર,
મારીને ભૂસકાઓ પલવિપલ મહીં લુપ્ત થૈ જાય ક્યાં યે !

૧૧ ને આ તોફાન સાથે ઉપરિ ભુવનથી ઊતરે આર્દ્ર ધારા,
શાતાની આપનારી, રસતરસ બધી છીપવી નાખનારી.
કાળામાં ઊજળું શું ગુપ્ત ? પ્રગટ જે થાય વિદ્યુદ્વિભાસે ?
દેખીતાં દારુણોમાં મદુદ મધુર કો ગાજતું અટ્ટહાસે ?

૧૨ ઊભી ઊંચી અટારી પર અણુરવમાં એકલો અંધકારે,
આત્મા આ સર્વ ન્યાળે અભયહૃદય લીલા મહાકાળકેરી;
સાનન્દાશ્ચર્ય સાથે અગમનિગમના ખેલ માયામચેલા,
ઊંડાણે ઊતરીને ચકમક ચિતિએ મેળવી ભાળ ન્હાલે.

૧૨-૧૧-૧૯૪૭ પૂજાલાલ

## દેશદુલારા

શાંતિ ધરું શી રીત ?
સુત ! હું શાંતિ ધરું શી રીત ?
વતન વેરીઓએ વણુપ્રણુાડયું,
ભાગ્ય થયું વિપરીત !— સુત ! હું૦

આગ આગ અંતર છે મારે,
દુઃખદાવાનલ દેશદુલારે,
પીડાઓને પારાવારે
પતિત ભાંડુ ભરભીત — સુત ! હું૦

ઋદ્ધિસિદ્ધિઓ ગઇ સૌ ચાલી,
ગરીબાઇ બેઠી ઘર ઘાલી.
ગઇ મુક્તિ ને ગઇ સુખલાલી,
પિંડ થયાં સૌ પીત.— સુત ! હું૦

એક તું જ છે આશ અમારી,
મહિમાધામે લઇ જનારી.
બન દુખદરિયે નૌકા ન્યારી,
ધર પુરુષાર્થે પ્રીત.— સુત ! હું૦

ગાજી ઊઠ ગગનને ઘોષે,
રુદ્ર રૂઠ પ્રલયોને રોષે,
શોષ શત્રુઓને સંતોષે,
ગા ભવભૈરવ ગીત.— સુત ! હું૦

ગગડાવ રણુડંકા તારા,
નહા શત્રુશોણિતની ધારા,
થા ઉદ્ધારક દેશદુલારા,
જુલમગારને જીત.— સુત ! હું૦

તા. ૪-૧૨-૪૬

પૂજાલાલ

# અમિત્ર દશામાં

" They care nothing about you, and are neither
The better nor the worse, for what you
think of them. They manifest no joy at your
approach and when you leave them, it is
with feeling that they can do just as well without you."

*William Hazlitt.*

મંદાક્રાન્તા

મૈત્રી મૈત્રી યુગયુગ તણી ઝંખના સ્નેહ સ્નેહ,
મૈત્રી મૈત્રી ભવભવ તણી ઝંખના સ્નેહ સ્નેહ,
આત્મા માગે વધુ વિનિમયે, માગનો સ્થૂળ દેહ,
સર્વેન્દ્રિયો મધુ મધુતણો, માગતી મિષ્ટ મેહ. (૧)

કિન્તુ મૈત્રી મુજ હૃદયને સાંપડી ના હજી તો,
આત્માને એ રસઝડી ઘડી સાંપડી ના હજી તો,
ઐક્યે રાચું મનમનતણું એ મનોઐક્ય ક્યાં છે ?
ઐક્યે રાચું રસરસતણું એ રસો–ઐક્ય ક્યાં છે ! (૨)

ઝંખું તત્ત્વે પરમ પુનિતે હું રસો વૈ સઃ એ,
ઝંખું સત્ત્વે અમૃત મધુ સત્યં, શિવં, સુન્દરં એ.
તારા જેવી શું અમૃત કલા, પ્રેમ આરાધના કે,
બીજે ક્યાંહી નથી શું જગમાં, સાહિત્યે સાધના એ ? (૩)

નહીં કે તો કદમ નવ મળે, પ્રેમવિશ્રમસ્થાન ?
કોઈ જીવે પ્રભુ નવ ઘડ્યો ભૂમિકાએ સમાન,
પ્રેમાત્મા કંઈ રચિત દુનિયા પોતપોતાની મધ્યે,
કેન્દ્રસ્થે શું થઈ નિજાંશે, જીવને જીવી સદે ! (૪)

પોતાને એ પ્રમદવન વા નંદને કે મને એ,
જીવી જાશે અમર જીવને 'એ-કલા'–આત્મક્રીડ:,
સારામાઠા મુજ મન મને સ્પર્શી એને થશે શું,
મારે આગ્યે નવ કંઈ થતો એમને ખેદ હર્ષ. (૫)

હું જાતાને નત્ર કંઈ થતો એમને લેશ શોક,
હુંથી એને હૃદય ફરકે પાંખડી પોદડી ના,
દિવ્યાત્માને મુંજ પ્રણુંયની, શી તથા, શી તમા છે ?
ભવ્યાત્માને પ્રણુવપ્રણુયે, શી તંમજાસમાધિ (૬)

નાચે કોઇ હૃદયરસની શુષ્કતા ન્યૂનતાથી,
નાચે કોઇ જડભરત શી ધૂન છે સ્નેહશૂન્ય,
વ્યષ્ટિમાંને જનહિત રતે એ સમષ્ટિ સમસ્ત,
પોતાને એ મહન મનને ને વિચારે શું ભરત ! (૭)

કક્ષા ઊંચી સરલ વિરલે ઊર્ધ્વ કો તર્કશ્રેણી,
ઇચ્છાશક્તિ ઉર મધુરિમા જ્ઞાનની એ ત્રિવેણી,
એવાને તે હૃદય કદીએ હોય શું રાગદ્વેષ ?
એ એકાન્તે અનધિકૃત હું પામવાને પ્રવેશ. (૮)

એવા યોગી અમર અમૃત આદર્શ બેતમા છે,
આત્મા જોગી હૃદયરત આહ્લાદશા ઉત્તમા એ,
મૈત્રીસ્નેહે કપમ ઉર શકે એમની સાથ ઝૂલી,
એવાઓની શિર પર ધરે રાખવી પાદધૂલિ. (૯)

એવાઓનો અમૃતભર જો સાંપડે દૃષ્ટિયોગ,
ધન્યોઽસ્મિ જો સ્મિતસ્મિત સુધા સાંપડે દૃષ્ટિયોગ,
સ્નેહાકાંક્ષા હૃદયભર જે વાંછિતે વંચિતે તે.
તો યે રહેતો હૃદયરસનો જે મળે સંચિતે તે. (૧૦)

કુસુમાકર

## તવાગમે સમે

ગુલાબનું વિષે ખર્યા પરણું સાવ સુક્કાં લઇ
બધે કુસુમને—નહીં મુજ કને બીજું—પાથરી
મુલાયમ કઉં કરી તવ પ્રવેશના માર્ગને
નહીં ચરણુને કૂણા દઇશ કાંકરા વાગવા.

ઘણાં વરસથી પડ્યાં ઘર અવાવરુ વાળતાં
ક્યહીંય રહી જો જશે બહુ ઉતાવળે ઓરડી
કદી ધૂળ ભરી, તરાભમ સમે કરી બંધ હું
ઊભો રહીશ બારણે નહિ જ દેશ આલોકવા.
બપોર બળતા સમું જીવન શુષ્ક સૂનું ભૂલી
ઉગાડીશ સખી ! વિધુ રસભર્યો ચિદાકાશમાં.
ધીમા પદ ધરી સુમંદ સ્મિત વેરતી સાધજે
તને નહિ ગમે કશું ય નહિં એવું રાખું–છતાં
વિયોગ યુગમાં ગણી મિલનની ઘડી બે ઘડી
મહીં નહિ સુકામ જો નયનઅશ્રુ–તો શું કરું !

પ્રબોધ

## કોની ભારતમાત ?

કોની કોની ભારતમાત ?
કોની કોની ભારતમાત ?

શું એ હિન્દુ કે મુસ્લિમની ?
પારસી કે ખ્રિસ્તી, શિખની ?

શું આર્યોની કે દ્રવિડોની ?
શ્રમજીવીની કે ધનિકોની ?

કોની કોની ભારતમાત ?

જન્મે જે ભારતને ખોળે,
શોભે જે ભારતને બોલે;
જેને હૈયે હો ભારતનાં હિત, ગૌરવ દિનરાત.

તેની તેની ભારતમાત !

નિરંજન શાસ્ત્રી

શાન્તિલાલ સોમેશ્વર ઠાકર એમ. એ. બી. ટી.

## અર્વાચીન ભારતની

# ભવ્ય ત્રિમૂર્તિ

જ્યારે જ્યારે હું ભારતવર્ષની અર્વાચીન ત્રિમૂર્તિ–દિવ્ય માનવતાની ગગનચુંબી ત્રિપુટીનું ધ્યાન ધરું છું ત્યારે ત્યારે મારાં રોમાંચ હર્ષથી ખડાં થાય છે, મારું હૃદય ગર્વથી પ્રફુલ્લિત બને છે, મારી સમક્ષ મને વિશ્વસમસ્તની કવિતાસૃષ્ટિનો, આધ્યાત્મિક સાધનાનો, નીડર સત્ત્વસંપત્તિનો સરવાળો નજરે પડે છે.

શ્રી અરવિંદ–યોગીસમ્રાટ્, તેમની કૂટસ્થ, નિશ્ચલ, સર્વ બ્રહ્માંડને વૈજ્ઞાનિકની તટસ્થતાથી માપી લેવા–તેનું હાર્દ પામવા એકાગ્ર થયેલી વેધક દૃષ્ટિ, હિમાલય જેવા અડગ આસન પર સ્થિત થયું હોય તેવું તેમનું નિશ્ચેષ્ટ, સુસ્થિર ગાત્ર, તપ્તકાંચન જેવો યોગાગ્નિની ભઠ્ઠીમાં તપેલો તેમનો ચંપાવર્ણો તેજસ્વી દેહ, વિશ્વવિચારણાનાં ગગનચુંબી ઉન્નત શૃંગો પર વિહરતી તેમની લલાટપટ્ટિકા, તેમના એક એક રોમમાંથી ફુટતો વિજ્ઞાનમય દિવ્ય સિદ્ધિનો સ્રોત, તેમની વિરલ શ્યામભૂખરી અવધૂતી શ્મશ્રુ, સાચે જ શ્રી અરવિંદ ભારતવર્ષની ઐતિહાસિક યોગપ્રણાલીઓના સર્વસંગ્રાહી અને છતાંય અતીત ગગનથી સમન્વયકાર છે.

કવિસમ્રાટ્ શ્રી રવીન્દ્રનાથ ટાગોર–તેમની સૌમ્ય શાન્ત માર્દવનીતરતી મુખમુદ્રા; કો વૈદિક ઋષિપ્રવરના જેવી તેમની શ્મશ્રુ; મોટી મીઠી મૃદુ કુસુમસમી સુકુમાર તેમની શાન્ત પ્રેમળ દૃષ્ટિ, ગંધર્વલોક અને કિન્નરલોક, વિદ્યાધરલોક અને જનોલોકનાં સત્ત્વો અને સૂરો, રંગો અને રેખાઓ સાથે ગેલ કરતી, તેમને મૂર્ત સ્વરૂપ આપવાના વ્યાપારમાં નિમગ્ન રહેતી તેમની આંતરદૃષ્ટિની આભા; વિશાળ ઉદારતાની સાક્ષી પૂરતાં તેમનાં વિસ્તૃત નસકોરાં, કવિતાદેવીના ઊર્મિતંત્રની સારંગી બજાવતી તેમની લાંબી, રસામય, પાતળી આંગળીઓ, તેમની સુકુમાર દેહ-

યષ્ટિની બાદશાહી છટા, તેમની વેશભૂષા અને સાદી સજાવટમાં દેખાઈ આવતી ઔચિત્યરુચિ, તેમની નમ્રતા અને વિવેક, તેમનું કન્યોચિત શરમાળપણું અને મુગ્ધતા, માનવહૃદયના ભાવોને હૃદયથી સમજવાની અને તેમની કૃતિઓમાં સજવાની તેમની સર્વોત્તમ કલ્પસિદ્ધિ, સાથે જ શ્રીરવીન્દ્રનાથ ટાગોરની કલાસૃષ્ટિમાં વેદથી માંડીને તે કબીર, વિદ્યાપતિ અને ચંડીદાસ સુધીના બધા જ કવિઓ, તત્ત્વજ્ઞો, સાધકો, પ્રેમીઓ, ઑલિયાઓ અને કલાકારોનો આશ્ચર્યકારક સરવાળો છે.

અને સત્યાગ્રહી, અટંકી વીર શ્રી મહાત્મા ગાંધીજી–તેમની બાલોચિત નિખાલસતા, તેમની અડગ સત્યનારાયણની ઉપાસનામાંથી પ્રગટ થતું અને તેમના દેહસમરતને આવરી લેતું એક અપ્રધષ્ય વર્ચસ; તેમની સૂક્ષ્મદર્શી, વેધક, અડગ, વસ્તુની ભીતરમાં પેખનારી, મસ્તીખોર છતાં શાન્ત, ક્રાન્તિકારી છતાં પ્રેમનીતરતી, આત્મશ્રદ્ધા અને પ્રભુનિષ્ઠાની પ્રતીતિ આપતી આંખો, તપસ્યામાં પરિપૂત થયેલી કે જૈન મુનિવરના જેવી તેમની તેજસ્વી દેહયષ્ટિ, મરે પણ વછૂટે નહિ તેવી તેમની–ભવ્ય ડોસાની લાકડી પરની પકડ, નિશ્ચયબળ અને સંકલ્પપણાની સાક્ષી પૂરતી તેમની નાસિકા અને દાઢી, બોખા મુખનું તેમનું સર્વમનોહર મુક્ત હાસ્ય–સાથે જ સંતશિરોમણિ મહાત્માજીનો કર્મયોગ ઇશાવાસ્યોપનિષદ્ અને ભગવદ્‌ગીતાના કર્મયોગમાં પણ પોતાની અલૌકિક વ્યક્તિત્વની છાપ પાડી, કંઈક અનેરું જ ભવ્ય વીરદર્શન કરાવે છે. ભારતવર્ષના આ ત્રણ જુદાં જુદાં ક્ષેત્રોમાં કામ કરતા યુગવિધાયકોમાં જેટલી વિભિન્નતા ભાસે છે, તેટલું જ એક આધ્યાત્મિક તત્ત્વ, ગણકાઓમાં દોરો પરોવાઈ રહે તેમ, સૂત્રે મણિગણા ઇવ, સામાન્ય રીતે પરોવાઈ રહેલું છે.

## શ્રીઅરવિન્દ

આ ત્રણેય અમર મૂર્તિઓ સ્વભાવે ક્રાન્તિકારી છે. શ્રીઅરવિંદની ક્રાન્તિએ બંગભંગના પ્રલયકારી દિવસોમાં મૃત્યુ સાથે ખેલ ખેલ્યા છે, ભીષણ તટસ્થતાથી પોતાના સાથીઓને હસતે મુખડે ફાંસીને માંચડે ચઢી જતા તે ક્રાન્તિએ નિહાળ્યા છે, તે ક્રાન્તિની ચિનગારીઓ 'કર્મયોગિન' અને 'વંદે–માતરમ્'માં હજી પણ વાંચી શકાય છે, તે ક્રાન્તિએ પોતાના હૃદયતંતુઓને પીંખી નાંખી માતૃભૂમિને નૈવેદ્ય ધરાવ્યું છે. હૃદયના રુધિરરંગો

વડે માતૃભૂમિના મંદિરને પગથિયે સાથિયા ચીતર્યા છે, ઝંઝાવાતી ઝડપથી વિપ્લવવાદી યોજનાઓ રચી છે અને તેમને અમલી બનાવવામાં શ્યામ-રાત્રિનો કે વધારે શ્યામ મૃત્યુમુખનો ભય પીછયો નથી. તે ક્રાન્તિની પીઠમાં ગીતાના કર્મયોગની વીરતા હતી, હિંસામાં અહિંસાનાં દર્શન હતાં, પ્રભુસંચાલિત કાર્યોમાં બધી આંતરબાહ્ય શક્તિઓનો કુશળતાપૂર્વક, પ્રભુના હેતુની સિદ્ધિ ખાતર, વિનિયોગ હતો. તેમની ક્રાન્તિ માગતી હતી માતૃભૂમિની મુક્તિ, ભારત સંસ્કૃતિની વિજયપતાકાનો વિશ્વભરમાં ફરફરાટ આધ્યાત્મિકતાના પાયા ઉપર ભારતવર્ષનું તેજસ્વી પુનરુત્થાન. શરૂઆતની આ ક્રાન્તિમાંથી ઇ. સ. ૧૯૧૦ પછીની મૂંગી પણ સચોટ, ઝંઝાવાતી પણ સ્થિર, અદશ્ય પણ વધારેમાં વધારે મૌલિક અને અસરકારક, દેશ-સમસ્તમાં હિલચાલ જમાવતી નહિ પણ પાંડિચેરીની ગુફામાં એકાસન જમાવીને પ્રખરતાથી ઊંડે ઊંડે મૂળમાંથી, વિશ્વસમસ્તને આવરી લેતી, દિવ્ય માનવતાના નવનિર્માણને ઝંખતી, સમૂળું રૂપાન્તર સાધવા મથતી, મહાન યોગક્રાન્તિ જન્મી. તે યોગક્રાન્તિએ સાત સાત વર્ષ સુધી 'આર્ય'ને અક્ષરસ્વારી કરાવીને વિશ્વવિજય કરાવ્યો; ગીતામન્થન કરીને ગીતારહસ્યનાં મૌક્તિક જગત સમક્ષ મૂક્યાં, વેદની ઋચાઓમાં ડૂબકી મારી તેના યોગમાનસને લગતા આધ્યાત્મિક અર્થ પ્રકાશિત કર્યા; સમાજપ્રગતિના, માનવરાજ્યના કાયદાઓને બારીકીથી નિહાળ્યા; ભવિષ્યમાં આવનારી આધ્યાત્મિક કવિતાની ઉષાને અર્ધ્ય આપ્યા; ભારતવર્ષની અણમોલ સંસ્કૃતિને પરદેશી આક્રમણથી બચાવી અને તેની વિવિધ અનુપમ સર્વક્ષેત્રીય સિદ્ધિઓની ઝગમગતી જ્યોતને વિશ્વ સમક્ષ ધરી; રાજયોગ–કર્મયોગ–જ્ઞાનયોગ–ભક્તિયોગ–સાંખ્યયોગ આ સઘળા યોગમાર્ગોનાં રહસ્યોને પચાવી સર્વસમન્વયકારી વિજ્ઞાનયોગમંડિત પૂર્ણયોગને પ્રકાશ્યો, વિશ્વના ઊખાણાં ઊકેલ્યાં; વિશ્વ-જનની 'મા'ના મહેશ્વરી–મહાસરસ્વતી–મહાલક્ષ્મી અને મહાકાલીરૂપે વિલસતાં ચાર મહાસ્વરૂપનો સાક્ષાત્કાર કર્યો; 'યોગના પાયા' ચણ્યા 'યોગ પર દીપિકાઓ' નાંખી સાધકના માર્ગને આલોકિત કર્યો; હિમાલય સમી ઉત્તુંગ, કૂટસ્થ, વિજ્ઞાનમયી, યોગની અનુભૂતિઓના ઊંડાણમાંથી ખેંચી કાઢેલી શબ્દરચનાઓ–કલ્પનાઓ–અલંકારોથી સુશોભિત કવિતા રચી; અને પાર્થિવ–પ્રાણમય–મનોમય પુરુષને વિજ્ઞાનની જ્યોતિથી આપ્લાવિત કરી, સમગ્ર માનવને સમગ્ર રીતે 'પૂર્ણ' બનાવવાના–ચરમમાનવનું

નિર્માણ કરવાના કોડ સેવ્યા અને તે સિદ્ધિ ખાતર આંતરથી બાહ્ય સુધી વિજ્ઞાનશક્તિનું અવતરણ કરવાની શુદ્ધ સાત્ત્વિક મંગલમયી તપસ્યાઓ આદરી. આ ક્રાન્તિનો સાચો મર્મ હજી જગત સમજી શક્યું નથી; સમજવા કોશિશ કરે છે, તે માર્ગે છે.

### રવીન્દ્રનાથ

કલ્પનાના લાડીલા, આદર્શોની સુરમિલાવટના બજવૈયા, રંગબેરંગી ઊર્મિઓની રંગમયી લીલાના ચિત્રક, કવિસમ્રાટ્‌ની તરુણ ક્રાન્તિ સ્વદેશના ઉદ્ધાર માટે મથતી, પણ તે જેમ કોઈ મુગ્ધ-નવયૌવના રમણીલલામભૂતા પ્રેયસી પોતાના સુકુમાર અંગુલિરપર્શે વડે પોતાના પ્રિયતમને જમાડવા પ્રયત્ન કરે તે રીતે તેમની ક્રાન્તિ પ્રિયતમાના કેશકલાપ માટે 'માળી'ની પેઠે ફૂલના ગજરા ગૂંથે છે, ઊર્મિનાં સંગીત રચે છે, દર્દનાં ગીત ગાય છે, વિશ્વસમસ્તમાં વ્યાપી રહેલા વિયોગમાં પોતાના નિઃશ્વાસનો સૂર પુરાવે છે, સુમધુર કોમળ કલ્પનાથી પ્રિયતમાનું ચિત્ર કલ્પે છે. છતાં ય તેમની 'ચિત્રાંગદા' વીર રમણી છે, પોતાના પ્રિયતમના ભાથામાં બાણ પૂરવાના એને કોડ છે, સમરક્ષેત્રમાં તેની સાથે જવાનો તેને ઉત્સાહ છે. તે કંઇ પુરુષની વિલાસપૂતળી નથી. કવિ સૌન્દર્યદ્વારા સત્યનો સાક્ષાત્કાર કરવા મથે છે, તેમની કવિતાના મૂળમાં ફિલસૂફી છે, આંતર પ્રેરણા છે, વિરાટ્ સાથેના અભેદમાંથી જન્મતી વિવિધ રહસ્ય-સ્ફોટના છે. તે કબીરમાંથી તેમના અમણી યોગમાર્ગનું રહસ્ય સ્વીકારે છે; જયદેવ, ચંડીદાસ અને વિદ્યાપતિ તથા અન્ય બંગીય વૈષ્ણવ કવિઓમાંથી તે મધુર પદાવલી અને ભાવસમૃદ્ધિ ઝીલે છે; 'ગોરા' મારફત તે હિંદી અને આંગ્લ સંસ્કૃતિની અભિમાની નફટાઈને પરસ્પર સમજૂતીના ઉકેલમાં મૈત્રીમયી સહકાર કરવાની હાકલ કરે છે; 'ડૂબતું વહાણ'ના પરેશબાબુમાં તેમની પોતાની જ મધુરતા, સંસ્કારિતા, સર્વસંગ્રાહિતા, ઉદારતા, પરમતસહિષ્ણુતા ડોકિયાં કરે છે; 'ગીતાંજલિ'માં તે પોતાના જીવનસ્વામીને, કલામય, વિવિધ ભાવોર્મિમયી ગીતોની અંજલિ અર્પી રાચે છે; 'સાધના'માં તે ભિન્નભિન્ન ભારતીય સાધનપ્રણાલીઓને કવિતાભરેલી રીતે, કલામય દૃષ્ટિથી, રજૂ કરે છે. 'માનવધર્મ'માં તે માનવતાના મહાધર્મને-સર્વધર્મોનાં સામાન્ય સાદાં મૂળતત્ત્વોને સ્વીકારી, વિશ્વપ્રગતિને પંથે પળી, પ્રભુનો સાક્ષાત્કાર

કરવાનું મધુર સૂચન કરે છે. બંગભંગના દિવસોમાં તેમણે 'સ્વદેશી' પર આપેલાં વ્યાખ્યાનોમાં તે હિંદનાં ગામડાંને સ્વાભિમાનના, જાગૃતિના, આર્થિક સ્વાતંત્ર્યના, સહકારના, ભારતીય સંસ્કૃતિને સમજપૂર્વક અપનાવી, માતૃભૂમિને મુક્ત કરવાના પાઠ આપે છે. વિશ્વના બધા દેશોમાં જઈ, તે ભારતસંસ્કૃતિના પયગંબર બને છે, ભારતસંસ્કૃતિને પ્રોજ્જ્વલ બનાવે છે, માતૃભૂમિ માટે માનવંતું સ્થાન પ્રાપ્ત કરાવે છે, શાંતિનિકેતન સ્થાપી જગતનાં સાહિત્ય, સંસ્કૃતિ અને કલાઓના સમન્વય સંબંધે પોતાના આદર્શને મૂર્તિમંત સ્વરૂપ આપે છે, શ્રીનિકેતન સ્થાપી ભારતનાં ગામડાંને મહાલક્ષ્મીની મહેરબાની પાછી મેળવવાના પદાર્થપાઠ આપે છે. મહાત્મા ગાંધીજી હિંદના રાજકારણમાં પ્રવેશ કરે છે ત્યારથી તેમનું તે અર્ચન કરે છે. અંતમાં તે પરિચય મૈત્રી, ગાઢ નિકટતા અને પરસ્પર પ્રેમભાવમાં પરિણમે છે. માતૃભૂમિના ગૌરવને ઝાંખપ લાગે તેવું વર્તન જોતાં તે અમેરિકાની પોતાની સફર પડતી મૂકે છે, જલિયાનવાલા બાગની કત્લે આમથી ઊકળી ઊઠેલું તેમનું કવિહૃદય સરકારને તેમનો 'સર'નો ઇલ્કાબ રોષપૂર્વક પાછો સોંપે છે. જીવનના અંતભાગમાં ચિત્રકળાને પણ આ સર્વકલાઓનો સ્વામી ઘડીભર રમાડી લે છે. સંગીતસાગરના હૃદયસ્વામી નાટ્યકળાના અભિજ્ઞ, વેશભૂષાની કળામાં પાવરધા, સુરવર્ગના ઇન્દ્ર, કવિસમ્રાટ્ ટાગોરની સર્જક પ્રતિભા કવિતાને, નવલને, નાટકને, નિબંધને—જેને જેને સ્પર્શે છે તેને તેને ઉન્નત બનાવે છે, સુંદર બનાવે છે, મધુર બનાવે છે. પણ કવિની દૃષ્ટિની ખૂબી તો એ છે કે તે, શ્રીઅરવિંદની વિચારસરણિની માફક, જીવનનાં સર્વેય ક્ષેત્રોને સ્વીકારે છે. તે નિષેધાત્મક નથી; ભાવાત્મક છે. મારફાડ અને વિનાશમાં રાચતી નથી; અપનાવી લઈ, માનવ આત્માને—તેના શરીરને, પ્રાણને, મનને, બુદ્ધિને—સમગ્ર પુરુષને મધુર અને સુંદર સ્પર્શોદ્વારા, સૂરદ્વારા, રંગો અને રેખાઓદ્વારા, કલ્પના અને લાગણીઓદ્વારા, વિચાર અને આદર્શોદ્વારા, સુસંસ્કૃત, સૂક્ષ્મગ્રાહી, રસિક, ઉન્નત, પવિત્ર અને દિવ્ય બનાવવા માગે છે. सत्यं शिवं सुन्दरम् । કવિને મન સત્ય મંગલમય પણ છે અને સુંદર પણ છે. જ્યાં જ્યાં જગતમાં બેતાલપણું હોય, કદ્રૂપતા હોય, વિસંવાદિતા હોય, બેસૂરાપણું હોય, ઔચિત્યભંગ હોય, સુરુચિ પર બળાત્કાર હોય, ત્યાં ત્યાંથી કવિનો કલાત્મા તે સઘળું એકદમ પકડી

પાડે છે, તેમને પારાવાર દુઃખ થાય છે. તેને તે સૌન્દર્યનાં સર્જનોદ્વારા ઢાંકી કાઢવા પ્રયત્ન કરે છે, તેમનો અંતરાત્મા, પૃથ્વીની મૂક વેદના પેઠે, કકળી ઊઠે છે. અને તે પ્રયત્નમાં વેરઝેર, બળજબરી, દ્વેષ કે શાપ નથી. આવી સૌન્દર્યમય શાન્ત તપસ્યાથી જગન્નિયંતા રાજી થાય છે અને કવિ જ્યાં જ્યાં જાય ત્યાં સુમેળ, સુરંગ, એકસૂરતા, એકવાક્યતા, સુરુચિ, ઔચિત્ય, સૌન્દર્ય, શોભા, લજ્જા, પ્રેમ, કોમળતા પ્રગટે છે. આ છે કવિની કોમળ કાન્તા કહે છે તેવી, મીઠી, બેઠી, અનિવાર્ય ક્રાન્તિ.

## ગાંધીજી

આ ત્રણે નરપુંગવોમાં મહાત્માજીની ક્રાન્તિ સ્થૂળ નજરે પડે તેવી ભીષણ, વ્યાપક અને દુરાધર્ષ છે. ભારતવર્ષની સૂતેલી સિંહણને તેમણે જગાડી છે. સ્ત્રીશક્તિને બિરદાવી તેમણે સ્વાતંત્ર્યજંગની વીરાંગના બનાવી છે. સત્ય–અહિંસા–બ્રહ્મચર્ય–અપરિગ્રહ અને શૌર્યનાં યોગીસુલભ પાંચ સાર્વભૌમ મહાવ્રતોને તેમણે સાચા દેશસેવકને કાજે અનિવાર્ય ગણાવી ઊંચો આદર્શ રજૂ કર્યો છે; 'પાયાની કેળવણી' દ્વારા કેળવણીમાં અને તેને લગતા અર્થશાસ્ત્રમાં તેમણે એક કાંકરે બે પંખી મારી, અદ્‌ભુત ક્રાન્તિ કરી છે: દધીચિ મુનિની પાંસળીમાંથી જેમ વજ્ર બન્યું હતું અને તે દ્વારા વૃત્રાસુરનો વધ થયો હતો, તે પ્રમાણે ઉપવાસ અને તપશ્ચર્યાથી પરિપૂત થયેલી પોતાની જાતમાંથી તેમણે મહાન સામ્રાજ્યવાદી શસ્ત્રધારી સલ્તનતને પડકારવા 'સત્યાગ્રહ' અને 'અસહકારયોગ'નાં અપ્રતીકાર્ય શસ્ત્રો ઘડી કાઢ્યાં છે; સમગ્ર પ્રજાનાં પાપ પોતાના ઉપવાસ દ્વારા–પ્રાયશ્ચિત્તદ્વારા બાળવાની આ નીડર પુરુષ તમન્ના સેવે છે; ભારતના અર્થકારણમાં ગામડું તેનું એકમ છે.–એવી હેરત પમાડે તેવી ઘોષણા કરી, ભલભલા ભણેલા અર્થશાસ્ત્રીઓની સામે તે પોતાના વિધાનને મક્કમપણે વળગી રહી, અંતે તેઓ તે વિધાનને સ્વીકારે તેવી પરિસ્થિતિ મહાત્માજી આણી શકે છે; અનેક ગરીબોનો રોટલો ઝૂંટવી લેનાર યંત્રવાદની વિનાશકતાને તે ધિક્કારે છે; પરસ્પર વેરઝેર ઉત્પન્ન કરી મહાયુદ્ધોને જન્માવનાર લોભી અર્થકારણની આંટીઘૂંટી તેમને ખપતી નથી, તે સત્યનો પૂજારી, અહિંસારૂપી સાધન વિના સત્યનારાયણનો સાક્ષાત્કાર અશક્ય છે તેથી તે અહિંસાને અપનાવે છે, પણ તેની અહિંસા નીડર

વીરની અહિંસા છે, મૃત્યુની તેને બીક નથી; માનની તેને પરવા નથી, અધિકારનો તે ઇચ્છુક નથી, પોતાના વિચારમાં તે મક્કમ છે–પછી ભલેને આખી દુનિયા તેનો વિરોધ કરતી હોય. તેણે ભારતવર્ષને તિરસ્કાર કર્યા સિવાય સ્વાભિમાન શીખવ્યું છે, પ્રેમનો મૃત્યુંજય મંત્ર શીખવ્યો છે, પાપને ધિક્કારતાં પણ પાપીને ચહાતાં શીખવ્યું છે. તેને મન નીતિ અને વિશુદ્ધિ મુખ્ય વસ્તુ છે. સત્યની લડાઇમાં અસત્યનાં હથિયાર તેને ખપતાં નથી. તેને મન રાજકરણ પરમાત્મપ્રાપ્તિનો માર્ગ છે. ગુલામ દેશમાં જન્મેલા માણસને વળી બીજો કર્મયોગ કેવો ? પોતાના સ્વભાવને અનુકૂળ આવે તેવાં કર્મોને ફલેચ્છા રહિત થઈ, પ્રભુને અર્પણ કરી, કુશળતાપૂર્વક કરવાં તેમ નહિ; પણ જન્મસિદ્ધ પરિસ્થિતિને લઇને જે કર્મો આપણી રાહ જોતાં હોય, જે કર્મો આપણી માણસાઇને પડકાર કરી રહ્યાં હોય તે કર્મો–સ્વભાવને પ્રતિકૂળ હોય તો પણ કરવા કટિબદ્ધ થવું, સમગ્ર ઇશ્વરદત્ત શક્તિઓ અને સમય તેની પાછળ બુદ્ધિપૂર્વક, ફલેચ્છારહિત થઇને, પ્રભુનિષ્ઠા રાખીને, કુશળતાપૂર્વક, ચતુર વ્યૂહસેનાનીની પેઠે ખર્ચવાં–આવો અનોખો છે તેમનો કર્મયોગ. તેમની પ્રાર્થના ઓમાં માનવમહેરામણ હેલાળે ચઢે છે, તેમને મન પ્રાર્થના એટલે આત્માનો પરમાત્મા સાથે સંબંધ જોડવાની ક્રિયા છે. અંતરશુદ્ધિ ઉપર તે બહુ ભાર મૂકે છે. બબ્બે મહાન વિશ્વયુદ્ધોથી થાકેલા, કંટાળેલ, ઘોઢી ખરડાયેલા, છણા ભરેલા જગતને તે શાન્તિ અને અહિંસાનો પયગામ આપે છે. અણુઓંબથી તેમની અહિંસા ડરતી નથી. અસ્પૃશ્યતાનિવારણના ભગીરથ પ્રયત્નો કરી તેમણે હિંદુસમાજનો સડો દૂર કરવા ખૂબ જહેમત ઉઠાવી છે. જ્ઞાતિના સડા, વિધવાઓની સ્થિતિ, હરિજનપ્રશ્ન: આ વિષયોમાં તેમણે હિંદુસમાજને આંચકા આપવામાં બાકી રાખી નથી. નીડરતા, સાધનશુદ્ધિ, સત્યનિષ્ઠા, સત્ય લાગણી, સત્ય આચાર આ બધાં એ સંતનાં લક્ષણો છે. આધુનિક ભારતવર્ષનું એવું એક પણ જીવનક્ષેત્ર નથી કે જેમાં ગાંધીજીએ ક્રાન્તિ ન આણી હોય. મદ્યનિષેધ, ખાદીપ્રચાર, ગૃહઉદ્યોગ, હિંદુ–મુસ્લીમ ઐક્ય–આ કોઇ પ્રશ્ન, જે ભલભલા વીર સુધારકની પણ હિંમત ભાંગી નાખે, તે બધાયને સામટા આ મૂઠી હાડકાંના માનવોત્તમે હચમચાવી નાખ્યા છે. એક હાથે તેણે સમુદ્ર ઉલેચ્યો, એક પગે તે હિમાલય ચઢ્યો, આકાશ ઓળંગ્યો, પાતાળ પહોંચ્યો,

પ્લનને ગાંસડીમાં બાંધ્યો—અશક્યને તેણે શક્ય કરી બતાવ્યું. 'નવજીવન' દ્વારા તેણે ભારતવર્ષમાં નવજીવન સિંચ્યું, 'આત્મકથા'માં તેણે નિખાલસતાથી પોતાના જીવનમાં કરેલા સત્યના પ્રયોગો સાદી અસરકારક ભાષામાં કહી બતાવ્યા, 'હરિજન' દ્વારા તે હરિજન બની અસ્પૃશ્યોને અપનાવી રહ્યા છે, અહિંસાદ્વારા તેણે સ્વરાજ્યને દેશને ઉંબરે આણી મૂક્યું. સત્ય અને અસત્યની લડાઈમાં, દૈવી–આસુરી વિગ્રહમાં સામૂહિક રીતે આપણે અસત્યને આપેલી મંજૂરી પાછી ખેંચી લેવી, પાપને ઊઘાડું પાડવું–શરમાવવું, તેને ટેકો ન આપવો, તેને નબળું પાડવું—આ વ્યક્તિગત સાધનાને તેણે સામૂહિક સ્વરૂપ આપ્યું. અહિંસાને તેણે નિષ્ક્રિયમાંથી સક્રિય બનાવી, બોદાકુમાંથી આક્રમણકારી બનાવી, તંદ્રિત અવસ્થામાંથી ઉઠાડી તેને તાંડવકારી બનાવી. હિંદુ ધર્મને તેણે જોમ આપી, તેજસ્વી બનાવ્યો, જવાંમર્દ વીરનો આચાર બતાવ્યો, દુનિયાને સદા માટે શયતાનનો સામનો કરવાનો માર્ગ ચીંધ્યો. ભાષામાં તેને અલંકાર અસત્ય જેવા લાગે છે, અતિશયોક્તિ જૂઠ લાગે છે, સાદાઈ સ્વાભાવિક લાગે છે. જનતા જેને સમજે, તેને જેથી લાભ થય, તેને જે એક પગલું ઊંચે લઈ જાય તે સર્વોત્તમ લેખ, કૃતિ, કલા–એવું ગાંધીજી માને છે. શ્રીઅરવિંદ ભલે ઉચ્ચ ચૈત્ય કે વિજ્ઞાનમય ભૂમિકા પર કરેલા દર્શનને–કોઈક વ્યક્તિ જ સમજી અને ઝીલી શકે તેવી રચનાને–દુષ્કરસ્ય સ્વાત્મનિષ્ઠ, આત્મમગ્ન કૃતિને શ્રેષ્ઠ કાવ્ય કે કલાકૃતિ માને, રવીન્દ્રનાથ ટાગોર ભલે કોઈ વાગ્નર કે બીથોવનની સુરાવલિને શ્રેષ્ઠ સંગીત માને, અથવા કોઈ અદ્વિતીય સુકુમાર કલ્પનાવસ્તુને, શિલ્પને, સ્થાપત્યને શ્રેષ્ઠ કલાકૃતિ ગણે; પણ ગાંધીજીને મન રાત્રિના તારાજડિત શાન્ત આકાશ જેવી કલાકૃતિ બીજી હોઈ શકે નહિ; માનવ કલા કુદરતની કળાને પહોંચી શકે જ નહિ. રેંટિયાનું સંગીત તેમને મન તાનસેન કે બીથોવનના સંગીત કરતાં મહાન છે. ધર્મ કે નીતિના મંદિરમાં કળા દાસી તરીકે નહિ તો ઉપયોગી સખી તરીકે જ આવી શકે, સ્વતંત્ર રીતે 'કલા ખાતર કલા' તરીકે તો નહિ જ. ટૉલ્સ્ટૉય, રસ્કિન અને શ્રીમદ્ રાજચન્દ્રની વિચારસરણિની તેમના ઉપર અચૂક અસર છે, છતાં આ ભવ્ય ડોસાએ ભારતવર્ષમાં ભયંકર ક્રાન્તિ કરી છે. તેની મુગ્ધતામાં પ્રલયગર્જન છે, તેના મુક્ત હાસ્યમાં પ્રહાસ છે, તેની

નિશ્ચયાત્મકતામાં રજમયતા છે, તેની કુમાશમાં નિર્લેપતા છે, તેની મમતામાં મુક્તિ છે; તેની પ્રેરણામાં પ્રભુનિષ્ઠા છે, તેની યોજનાઓમાં આમજનતાનો અભેદ ધબકી રહ્યો છે.

આવી છે આ આધુનિક ભારતની ભવ્ય ત્રિમૂર્તિ. તેઓ દેશનું ગૌરવ છે, ભાવિની આશા છે, રાષ્ટ્રઘડતરના મહાદીપો છે, સર્વના વરેણ્ય ભર્ગ છે, આવતી કાલના અણસારા છે, યુગવિધાયકો, નિર્માતાઓ, સ્રષ્ટાઓ, સ્થૂલ અને સૂક્ષ્મ વિશ્વના સ્થપતિઓ, પ્રભુયોજનાના ધુરંધરો છે. અનેકાનેક પ્રણામ હો એ ભવ્ય ત્રિપુટીને! ૧

વિ. ક. વૈ.

સ્વ. ન્હાનાલાલ કવિકૃત

## દ્વારિકાપ્રલય—

### નો સવિસ્તર પરિચય

[ અનુસંધાન ડિસેં. ૪૫ના અંકથી પૂરું ]

૬

વિશ્વવૈકુંઠ સમોવડ એ દ્વારિકાના વૃન્દાવનવાડી નામે સ્વર્ગે શ્રીકૃષ્ણ નિજ મહાલયમાં જ્યાં ગોખમાંથી સાગર દીસે એમ સુશોભિત સિંહાસને બિરાજ્યા હતા ત્યાં સુદર્શન ચક્રે નમી-પ્રણમીને એમને પ્રવેશમાર્ગ આપ્યો હતો તેવા દેવર્ષિ નારદ દેવધન્ટ વદતા એ "મોતીપરવાળાની વેણુપાથર્યાં વાડીપરમાં" ઊતર્યા, મહાલયને વિશે સંચર્યા. એમને પધારતા પેખીને કૃષ્ણદેવ ઊઠ્યા, ડોલ્યા અને ભાવે બોલ્યા એ આશાવરને:

ભાવે બોલ્યા એ આશાવરને:
જાગે કાલિંદિરાણી સુંદરે;
સત્કારી ચોરાશીજીવ આરતી.

---

૧. સૌરાષ્ટ્ર સાહિત્યસંમેલન ( રાજકોટ : ઓક્ટોબર ૧૯૪૧ ) માટેનો નિબંધ

પોતે દેવલોકમાંથી દર્શને આવેલ છે એવા નારદવચનને સુણીને એ ચૌદ લોકનો નાથ પણ જાણે આભારભારે નમતો કહે છે, "કૃપા કીધી, દેવર્ષિ!" અને અતિથિનું ક્ષેમકુશળ પૂછ્યા પછી દેવો પણ આનન્દમાં ઉલ્લાસમાં હશે એવી આશા દર્શાવે છે. જવાબમાં "અજાણ્યા હશો, પ્રભો!" એવો મીઠો તાણો મારી એ દેવદૂત સ્વર્ગવાસીઓની અકુશળતા સૂચવે છે, ખિન્ન વદને કહે છે, આપે વૈકુંઠ છોડ્યે તો 'સૈકા સત્તાયો થયો'—

વણદીઠયા વીતે ખરા,
સવાસો–સવાસો વર્ષના વિરહો !
પુછાવ્યું છે કે ક્યારે પધારો છો ?

શ્રીકૃષ્ણ ઉત્તરરૂપે, પોતે પરમાત્મસ્વરૂપે તો છે तद्दूरे तदन्तिके એ વાતનું સ્મરણ આપી, દેવોના પણ અણદીઠાં નથી એ પાપોના પ્રચંડ પૃથ્વીભાર ઉતારવા કાજે જ પોતે જગતમાં આટલું રોકાયા એવો ખુલાસો કરે છે. નારદ કહે છે એ ખરું પણ મનુષ્યો કેટલાં નગુણાં છે, તમારા આટ–આટલા અવતારો છતાંય એમના જીવન–અન્ધકાર હજી ક્યાં ઉલેચાઇ રહ્યા ? સ્વયં પ્રભુને પણ અવનીના ઉદ્ધાર સહેલા નથી રહ્યા !

૭

પછી બંને બીજી વાતે વળે છે. દુઃખદ સમાચાર પોતે સાંભળેલા એ માન્યા જતા ન હોય તેમ નારદ એ કૃષ્ણનગરીમાં થયેલ ઋષિવરના અપમાનનો ઉલ્લેખ કરે છે. એ આપત્તિસૂચક ઘટનાના મૂળમાં તો છે "મ્હારો જ સાંબ–છાપરપગો" એ હકીકત જણાવી, એને પરિણામે છપ્પન કોટિ યાદવ કુળનો સર્વનાશ થશે, સુવર્ણદ્વારિકા સાગરમાં સમાઇ વિલોપાશે, દ્વારિકા પણ સંકેલાશે પણ પૃથ્વીવિસ્તાર નહિ સંકેલાય કેમ કે "દુનિયા મોટી છે દ્વારિકાથી" ઇત્યાદિ કૃષ્ણવચનો સુણવાં આકરાં છે. એ સ્થળને–એ વાયુમંડળને પણ—

'દ્વારિકા સંકેલાશે' સાંભળીને.
થરથરતું'તું કૃષ્ણમન્દિરનું અન્તરિક્ષ,
ને ડોલતું'તું અવિચળ દેવસિંહાસન.
પ્રથમ વારકું સાંભળતું'તું જગત,
નિર્માણની એ મહાવાણી.

અપરિહાર્ય એવા એ નિર્માણની ભીષણ આગાહી સમાન ઊભી બનાવ પછી તો દેવર્ષિની દૃષ્ટિ પડી. તેમણે ગોખમાંથી ગગનમાં જોયું, સાગરજળની પાળ પાછળ મીટ માંડી.

આધે-આધે, ત્હાં, જલધિની જળપાળે,
પ્રગટ્યો ને હોલવાયો એક ભડકો,
હોમજ્વાળા જેવો અગ્નિમુખો.

અણુચિંતવી જ વીજળી ઝબકી શું એમ વિમાસતા દેવર્ષિને એ ઘડીએ દેવ લઈ ગયા ગોખપડખેના ઝરૂખામાં. ત્યાંથી દર્શાતું દશ્યે જાણે રમ્ય નહિ તેટલું ગૂઢાવેશભર્યું ભયાનક હતું:

દારિકાનાં રત્નો ઉખાડી-ઉખાડીને
જાણે વેરાતાં હોયને સાગરજળમાં.
એવા બ્રહ્માંડગુફામાં આથમતા'વા તારલાઓ.
યોગ હતો કાળયોગનો.

એવે, વળી ભભૂક્યો એ જ ભડકો; સમાયો જઈને સાગર-ક્ષિતિજે "અગોચરનાં કો ગુહાગહ્વરમાં." વડવાનળની એ ઝાળ હતી, સાગર-ક્ષુધાકષા અગ્નિમુખ સમી. જોઈને નારદે પૂછ્યું: "પાણી બાળશે, તો હોલવશે કોણ?" કૃષ્ણે કહ્યું: "નીરને ઠારશે નારાયણ"; ને, આ ભયભયન આજકાલનું નથી પણ પંદર દિવસથી અટાણે રોજ દેખા દે છે.

૮

એમ, એ પૂર્ણિમાને દિને જ્યારે સાગરની પર્વભરતી બોલતી હતી 'ભયંકર. ભવભોક, પાતાળમુખા' પર્ણીબોલ કે "પૃથ્વી ફાટશે." ત્યારે,—જે

આગ્નાક્ષરો સમી અણઉકલતી
તરંગોની હતી જળલિપિ.—

—તેને ઉકેલતા શ્રીકૃષ્ણે, નારદ જોડે મહેલઝરૂખે ઊભી સાગર નિહાળતાં, માનવીના તેમ જ મહાવિસ્તારી બ્રહ્માંડના જીવનનું-તેથી, આ સુવર્ણ દારિકાનું પણ વિધાત્રીનિર્મ્યું કુંકુમરંગી ભાગ્ય ને એનું રહસ્ય એક જ સાદા વાક્યમાં સમજાવ્યું:" "જન્મ સંગાથે જ જન્મે છે મૃત્યુ." સાથે-સાથે પ્રારબ્ધ-લખ્યાં વિધિવિધાન પરત્વે એણે ઉમેર્યું કે એ લિપિમાં

પુરુષાર્થના પરાક્રમીઓ,
એ અક્ષરો સુધારે વધારે.

વળી, દ્વારિકા પ્રલયમાં નિમિત્ત થવાની હતી તે, સાંબને સાધન બનાવતી મસ્તીખોર યાદવોની જાણીતી વિનાશ-નોતરતી કથની ય કહી સંભળાવી. એને પરિણામે જ ઊતર્યાં

દ્વારિકાશિરે ઋષિવરોના શાપ.
બ્રાહ્મણની અવહેલના
એ છે બ્રહ્મની અવહેલના.

એવે જ ત્યાં આવે છે યદુમંડળનો દૂત, એ મંડળને પક્ષ એક વીત્યે, અમાસના સૂર્યગ્રહણકાળે પ્રભાસક્ષેત્રમાં તીર્થસ્નાને જવાની આજ્ઞા માગવા. તેને એ રજા મળે છે; ( વરધપલટ્યા, તેથી કામ કરડ-કણા બનેલ સાગરને નહિ છેડવાની ચેતવણી સાથે ). અને યાદવોની વિનંતિ અનુસાર, પોતાનો ય દેહવિલય એ ક્ષેત્રે જ એવું જાણનારા યદુનન્દન 'અગમની વાણુ' ઉચ્ચરે છે કે હા, આવીશઃ "જ્યહાં યાદવો ત્યહાં જદુનાથ."

પછી તો ભમતી ભૂતાવળ સમાં ઘૂમતાં સાગર-મોજાં પર ગાજતી રાત્રિથી અળગા થઇ ઉભય શયનખંડ જઈ બિરાજે છે; અને નારદ ત્યાં શ્રીકૃષ્ણની ઇચ્છાનુસાર દેવતંબૂર છેડી, બહાર નીરમાં નીતરતી રજનીને ભરી દેતું સાગરગંભીરું જે સૂરીલું ગીત ગાય છે તે "સકલ આ બ્રહ્મ-ચક્રનાં ચક્ર"નો મહિમા લયમાધુર્યે વિસ્તારી છેઃ વિશ્વની ઘનઘોર વિરાટ ગુફા ગિરિગહ્વરસમ મુખ ઉઘાડે છે; શંખ સર્વમેઘના ફૂંકાયા છે, જલ-થલ બન્યાં છે ઝાકમઝોર, પાતાળ-પ્રગટી 'રુદનમનની ઝાળ' પલકમાં જ સઘળું કરે છે ભસ્મઃ અને

બીજદન્તુકીને દન્તે દન્તે,
લખ્યાં મહાનિર્માણ.
પ્રલય અગ્નિની શિખાશિખાએ,
વિશ્વવ્યાપી કલ્યાણ,
સકળ આ બ્રહ્મચક્રનાં ચક્ર.

એવા રુદ્રરમ્ય એ ભાવિદર્શન સાથે, કાવ્યનો 'નિર્મોહ' નામક પહેલો ખંડ[1] પૂરો થાય છે.

---

૧. બાકીના ત્રણ ખંડોનો રસાસ્વાદ લેવા આ પરિચયલેખ વાચકોને પ્રેરશે એવી આશા છે.—સં. માનસી

# क्लान्त कवि के कलान्त कवि ?

## સંજાનાના જવાબમાં; ઉમાશંકરના બચાવમાં

ભાઈશ્રી,

તમે મોકલેલું 'ક્લાન્ત કવિ કે કલાન્ત કવિ ?' નામનું પુસ્તક મળ્યું. એ વાંચીને ગભરાવાની જરૂર નથી. કલાન્ત શબ્દનો આપણે અવળો અર્થ શા માટે કરવો ? વેદાન્ત એટલે વેદનો નાશ એવો અર્થ નથી થતો પરંતુ વેદ કહેતાં જ્ઞાનનો અન્ત એટલે એની પરિસીમા કે. પરાકાષ્ઠા જેમાં આવે છે તે શાસ્ત્ર, વેદનો સિદ્ધાંત કે વેદનું ઉત્તમાંગ, એવો અર્થ રૂઢ છે (શબ્દાર્થ ઉપરાંત); તેમ 'કલાન્ત' એટલે 'કલાનો અંત–નાશ' અગર 'કલાનો જેમાં ખુરદો થઈ ગયો છે એવું' એમ અર્થ ન લેતાં કલાની પરાકાષ્ઠા અગર કલાનું ઉત્તમાંગ એવો અર્થ શા માટે ન લેવો ?

શ્રી. સંજાનાએ ઉમાશંકરના 'સ્વાગત' કાવ્યની તથા પ્રવેશકની ભાષાના જે દોષ બતાવ્યા છે તે વિષે કાંઈક કહું. મને તો આમાં દૂધમાંથી પોરા કાઢવા જેવી વાત લાગે છે. દાખલા તરીકે "સૌન્દર્યસોમ-ગ્રહણે" શબ્દમાં એમને શો વાંધો લાગે છે ? સૌન્દર્યરૂપી ચન્દ્રને પકડવામાં કે સમજવામાં બાલાશંકર હમેશ રાચે છે એવું વિધાન કરવામાં ખોટું, અજુગતું કે શંકાસ્પદ શું છે ? પછી 'ગ્રહણ'નો અર્થ 'ધરણ' કરી અર્થનો વિપર્યાસ કરવામાં પોતાની 'સેન્સ ઑવ્ હ્યુમર' બતાવવાની હોય તો તે પોતે જ જાણે. એવી જ રીતે "હૈયે હૈયે હવે ડેરા નિત્ય હો જન ગુર્જરે" એ લીટી સામે પણ શા માટે વાંધો લેવાયો છે તે સમજવું મુશ્કેલ છે. તુલસીદાસે પણ આવો જ પ્રયોગ કર્યો છે. વાલ્મીકિ મુનિના મુખમાં એમણે આ શબ્દો મૂક્યા છે: "રામ કરહુ તાકે ઉર ડેરા." આગળ જતાં "સંતર્પણ" શબ્દના ઉપયોગ સામે વાંધો લેવાયો છે. શ્રી. સંજાના લખે છે (પાનું ૭):—

અહીં નોંધેલો 'સંતર્પણ' શબ્દ, જે પૃ. ૧૩-૧૪ ઉપર 'શ્રાદ્ધ'ના અર્થમાં વપરાયલો જણાય છે, તે પ્રવેશકને અંતે ફરી આ પ્રમાણે વપરાયો છે: "આપણી કાવ્યરુચિના કર્ષણ અને સંતર્પણમાં આ સંગ્રહ પોતાનો યોગ્ય ફાળો આપી રહો!" એટલે પ્રથમદૃષ્ટિએ એવો ભાસ થાય છે કે આપણી કાવ્યરુચિ પરલોકવાસી થઈ જવાથી તેના શબની ખેંચતાણ અને આત્માનું સંતર્પણ કરવાની પ્રાર્થના અહીં કરવામાં આવી હશે.

હકીકત તો એ છે કે ઉમાશંકરના પ્રવેશકના ૧૩મા પાના પર આ શબ્દ વપરાયો જ નથી; ૧૪મા પાના પર છે પરંતુ તે તો નર્મદાશંકર મહેતાએ વાપરેલો છે! તથાપિ એક ઠેકાણે 'સંતર્પણ' શ્રાદ્ધના અર્થમાં વપરાયો હોય તેથી બીજે ઠેકાણે 'તૃપ્ત કરવું' એવા અર્થમાં ન વપરાય?

આગળ ચાલતાં સંજાના ઉમાશંકરના ભાષાદોષનાં દાખલા આપે છે (પાનું ૪):

ભારતીભૂષણમાંથી લીધેલી ૭ કૃતિઓમાંથી બેનીબાલસાહિત્યસિંધુમાંથી બાલકૃતિમાં...

ઉતારેલું વાક્ય ઉમાશંકરનું છે. કાળા અક્ષરો સંજાનાસાહેબે છાપ્યા છે તે વ્યાકરણદોષ બતાવવા માટે છે. પરંતુ ભૂલ તો એમની જ થઈ છે. 'બેનીબાલસાહિત્યસિંધુમાંથી બાલકૃતિ' એ આખો એક જ શબ્દ ગણવાનો છે કારણ એ કાવ્યનું નામ છે. આ રીતે વાંચતાં વ્યાકરણદોષ રહેતો નથી. આપણામાં કહેવત છે કે ઝાઝુ ડાહ્યો બહુ ખરડાય; શ્રી સંજાનાએ શરૂઆતમાં જ આ કહેવત સાચી પાડી છે. ઉમાશંકરના પ્રવેશકના ૪૭મા પાના પર આ વાક્ય છે: "કવિતાની કસોટીમાં વિવિધતા કરતાં હંમેશાં ઊંડાણ તરફ વધારે લક્ષ અપાય છે, છતાં આ આખો સંગ્રહ જોઈએ છીએ તો તેમાં આપણું પ્રથમ પડેલું ચિત્ર (પ્રો. ઠાકોરનો 'રહ્યાંચિત્ર' માટેનો પ્રયોગ) મળે છે." આ વાક્ય પૂરું થાય છે ત્યાં ૧ એવો આંકડો કરી નાખ્યો, ટીપમાં 'ચાંચૂક, પૃ. ૧૬૧' એમ લખેલું છે. અર્થાત્ 'ચાંચૂક' નામનું કાવ્ય એ આવું ચિત્ર છે, અને બ.લાલશંકરની વિવિધતાનો એ પુરાવો છે. આટલી સ્પષ્ટતા હોવા છતાં આપણા પંડિતમિત્ર લખે છે (પાનું ૪):–

આ વાક્યનો અર્થ, કે તેનું પ્રયોજન, કે તેનો પૂર્વાપર વાક્યો સાથેનો સંબંધ કશું જ સમજી શકાતું નથી; આખા કાવ્યસંગ્રહને ઠઠ્ઠાચિત્ર કહીને તેની તારીફ કરી છે કે ઠઠ્ઠા?

આને દષ્ટિભ્રમ કહીશું કે સહેતુક વિડંબના? સંજાનાએ 'રાઠઅર' વિષે લખ્યું છે તે સાચું છે પરંતુ એ તો માત્ર સરતચૂક લાગે છે અને મારા-તમારા જેવાને પણ સૂઝેલું છે.

હવે બાલાશંકર સામેના આક્ષેપો જોઇએ. એમના ગદ્ય માટે સંજાના-સાહેબે જે લખ્યું છે તે જરાપણ પ્રસ્તુત લાગે છે? ઉમાશંકરે કે કોઇએ પણ એવો દાવો કદી કર્યો છે કે બાલાશંકર ગદ્ય પણ ઊંચી કોટિનું લખતા? સંજાનાએ જે જોડણીદોષો બતાવ્યા છે તે શું કવિનું અજ્ઞાન સૂચવે છે? જેણે સૌંદર્યલહરી, મૃચ્છકટિક, નારદભક્તિસૂત્ર અને કાવ્યપ્રકાશનાં પૂરાં કે અધૂરાં ભાષાંતર કર્યાં તેને આ બધા સામાન્ય શબ્દોની જોડણીની પણ માહિતી નહિ હોય? જો કાંઈ પણ અનુમાન તારવવું હોય તો એટલું જ કહી શકાય કે અત્યારે આપણે જોડણી બાબતમાં જેટલી ચીવટ રાખીએ છીએ ને માગીએ છીએ તેટલી તે કાળમાં નહોતી. જ્યારે સંજાના કવિને 'અર્ધશિક્ષિત લેખક' કહે છે (પાનું ૬), અને એમની બુદ્ધિમત્તાને 'અધકચરી' કહે છે ત્યારે સ્વ. મણિલાલ નભુભાઈએ લખેલા શબ્દો (પ્રવેશક પાનું ૧૦) તરફ એમનું ધ્યાન દોરવું પડે છે. 'શાસ્ત્રમાત્રના પારિભાષિક શબ્દનો એક સર્વસંગ્રહ' જેણે રચવા માંડ્યો હતો તેને માટે આ વિશેષણો યોગ્ય છે? કોર્ટની નામના અમલદારે બાલાશંકર માટે લખ્યું હતું.* "This young man inherits a great taste for languages. He is well acquainted with Gujarati, Brij, Persian, Urdu, Sanskrit and English.......It seems to me a pity that the valuable and *uncommon talents* of Mr. Balashanker U. should not be utilized" (italics mine) આપણે યાદ રાખવાનું છે કે આ લખ્યું ત્યારે કવિની ઉમ્મર માત્ર ૨૪-૨૫ વર્ષની જ હતી!

*જુઓ નર્મદાશંકર મહેતાનું વ્યાખ્યાન, ૧૯૨૮

આગળ જતાં સંજાનાએ કવિના પદમાં આવતી 'ખાલી જોડણીની અને ભ્રષ્ટ ઉચ્ચારોની' 'ગ્લાનિકારક ક્ષતિઓ'ના દાખલા આપ્યા છે. (પાનું ૭) 'યૂવા, પ્રિતી...રિતી, વીનુતિ....પિયુષ, લિલા, કુસુમાંજલિ...' તમે જોશો કે આમાં લઘુગુરુ સ્વરોની જ અદલાબદલી છે ને તેમ કરવાનું કારણ માત્ર છંદ-બંધ છે. આવી છૂટ તો લગભગ બધા જ કવિઓ લે છે. તમે 'દલપતકાવ્ય' પર માત્ર ઊડતી નજર નાખશો તો પણ આવી ક્ષતિઓ અનેક મળી આવશે. શ્રી સંજાનાએ 'દલપતશાહ' એવું પ્રશંસાત્મક વિશેષણ વાપર્યું છે માટે દલપતરામનાં કાવ્યોમાંથી જ દાખલા આપું છું—

વદે કવિ વાણી નિતર્વાળી (અરુણોદય).
જે ભાષા નરસિંહ નાગર કવિ શોધી ગયો સુલભે (ગુજરાતી ભાષા વિષે).
ગતી વિષે ગંભિરતા ગ્રહે છે (નદીનો દેખાવ).
સંધ્યાકાળ સમે રમૂજ સરખો શું વર્ણવું વાણિયે (અંધારું).

અહીં કવિ 'નું કવી, 'વાણી'નું વાણિ, 'સુલભ'નું સુલભે, 'ગતિ'નું ગતી, 'ગંભીરતા'નું ગંભિરતા કરવું પડે છે.

બીજી ફરિયાદ એ છે કે વિરહ, મનોરથ, સરસ્વતી, અર્ધાંગ જેવા શબ્દોને 'વિહ' 'મનોથ' 'સરસ્વતિ' 'અધાંગે' એમ મચડીને વાંચવા પડે છે. કવિએ લીધેલી આ છૂટ પણ અસામાન્ય નથી. દલપતરામની નીચેની લીટીઓ વાંચોઃ—

વિધારથી પાઠ ઉઠી કરે છે (પરોઢિયું)
શશિ સનમુખ આવે, આદિ આદિ ચકોરી (શરદઋતુનું વર્ણન).
દરપણ શુભ માંન્યું, જેમ ઓપે અતીરે (").
નહિ કરોધ શમવા જળિબુદ્ધિ પીધી (ગ્રીષ્મવર્ણન).
નહિ દીઠું તે બળતું અંગીઠું (સૂર્યોદય).
તે જેમ રુદવા કણબીની નારી (સમુદ્રકાંઠો).
જમણ જમી જુવંતી જનમાં જેમ ગામ (શરદઋતુનું વર્ણન).

અગત્યના શબ્દો મેં દર્શાવ્યા છે તે જોઈ લેશો.

બાલાશંકરે 'ઉદાધ' માટે 'દધિ' ને 'અટારી' માટે 'અટા' એવાં ભ્રષ્ટ રૂપો વાપર્યા છે તેને માટે શ્રી. સંજાનાની ફરિયાદ વાજબી છે,

છતાં કહેવું જોઇએ કે આ પ્રકારની છૂટ કવિઓ-પહેલાં પણ લેતા; દા. ત. 'વ્યાધ'નું 'વ્યાધિ' કર્યું છે, 'પગ'નું 'પામ' કર્યું છે; એમ કવિએ 'આશિષ'નું 'આશી' કર્યું છેઃ—

હું તો પારધી પતિ છઉં વ્યાધી

... ... ...

પછી દમયંતીને પાગે, રાજમાત ફરી ફરી લાગે (પ્રેમાનંદ).
કુસુમવૃષ્ટિ ઇન્દ્રાદિક કરઇ; મુનિવર નિજ આશી ઉચ્ચરઈ. (ભીમ)

શ્રી. સંજાના કહે છે કે 'ક્લાન્ત કવિ' કાવ્યની નાયિકા કવિની પોતાની પત્ની નથી લાગતી પરંતુ કોઈ અન્ય સ્ત્રી લાગે છે. ઉમાશંકરે તો લખ્યું જ છે કે "આ કાવ્યની નાયિકા તે એકી સાથે કવિપત્ની અને ભગવતી ચિતિ બંને છે." ભાઈ સંજાનાને આ માન્ય નથી. એ કહે છે (પૃ. ૧૨):—

સામાન્ય વાચકને તો શંકા થાય જ ને, કે સ્વકીયાની વાત હોય તો આમ એટલાં બૂડાં જન રજનું ગજ કરી જ કેમ શકે?

પરંતુ અહીં નિર્દેશેલા શ્લોકની પહેલાનો જ શ્લોક (નં. ૪૨) આ પ્રમાણે છેઃ—

મહાદેવી તારા અમલ નમ્ર ભાલે અનુપમે,
રચી વારા બેદી મુદિત કરિયો ઘુંઘટ પટે,
હવે નિત્યે રે' છે નયન તુજ ભીના જલ ભરી,
ત્રુટી મારી વીણા અધવચ ગયા તાર વિખરી.

આમાં સ્વકીયા કે પરકીયા એકે જણાય છે? અને છતાં આપણા વિદ્વાન લેખકો સ્વકીયા—પરકીયાનાં તદ્દન અપ્રાસંગિક ચૂંથણાં કેટલાં ચૂંથ્યાં છે! પરંતુ એમનું બહાનું તો હવે આવે છે. શ્લોક ૨૩ આ પ્રમાણે છેઃ—

ધરી પુષ્પો સ્વાંગે રહિ સદા અર્ધાંગે રતિભરી,
ફુલી અંગે શમા શશુનિ-રૂડિ સ્વામા મદભરી,
મુકંતી ચૂલાએ જવ પતિસહે હું વન જતો,
તને રીઝાવાને મુજ હૃદય મૂકે મુદભરતો.

સંજાના લખે છે (પાનું ૧૩):—

અહીં તો કોઈ પણ પૂર્વગ્રહરહિત વાચકને સ્પષ્ટ રીતે લાગશે કે કવિ અને પ્રિયાનો ભાગ્યશાળી પતિ એ બે જુદા જ પ્રાણી છે.

એમને આ 'લિધાનમાં જોશ મળ્યું' છે કારણ કુમારશંકરે આપેલો અર્થ પ્રતીતિકર નથી, તથાપિ આ બે સિવાય ત્રીજો જ અર્થ શું અશક્ય છે? કાવ્યની અંતર્ગત જુબાની શું બતાવે છે? શ્લોક ૫૦, ૫૩, ૮૦, ૮૧, ૮૨ વાંચતાં શું સમજાય છે? શ્લોક ૨૩ મામાં આપેલું વર્ણન માતાની મૂર્તિને લાગુ પડે એવું નથી (બીજી લીટીમાંનો 'સગુણિ' શબ્દ મને ખાસ અર્થસૂચક લાગે છે)? અર્ધનારીશ્વરની મૂર્તિનો વિચાર કરી જુઓ. આ વાત ધ્યાનમાં લઈએ તો ૨૩મા શ્લોકનો અર્થ સુગમ લાગે છેઃ "હે દેવી! તું જ્યારે શણગાર સજીને શ્રીઈશ્વર સાથે હીંચકાએ હીંચતી ત્યારે હું વનમાં (એકાંતમાં) જઈ તને મારા હૃદયરૂપી હિંડોળે ઝુલાવતો." એક પારસી લેખકને (આજ કાલના સુધરેલા હિંદુને પણ) આવો અર્થ ન સૂઝે એ સમજી શકાય એવી વાત છે.

સૂરીરાદમાંથી એમણે શોધી કાઢેલું 'અગ્રદપરરતી' અથવા 'કિશોર-ભક્તિ'નું સત્ય (!) આપણા આ વિદ્વાનના મગજમાં એવું ભરાયું છે કે ખસતું જ નથી. આ સંબંધે પણ ઘણું અપ્રસ્તુત લખાણ ભરડી માર્યું છે. પોતે ભૂલી જતા લાગે છે કે પરમતત્ત્વ તો નર નથી, નારી નથી, નાન્યતર નથી; અથવા તો ત્રણે છે. જ્યાં જ્યાં નરજાતિના શબ્દો પ્રેમ સંબંધમાં વપરાયા છે ત્યાં ત્યાં એમને આ અગ્રદપરરતીની જ ગંધ આવે છે." હૃદયમણિ " નામના કાવ્યમાં હૃદયમણિ શબ્દ ભગવાન માટે નહિ પરંતુ મણિલાલ નામધારી વ્યક્તિ માટે વપરાયો છે એવું એ માને છે; એ કાવ્યમાં તો આવો કોઈ પુરાવો નથી. પરંતુ આથી ય બેહૂદી વાત સંજાનાએ "આશા" નામના કાવ્ય વિષે લખી છે. તે કહે છે (પૃ. ૧૫):–

'આશા' નામનું એ આખું કાવ્ય વિચારવા જેવું છે. એમાં કવિ કહે છે:
"ફર્યો ભર્યો હું અખિલ સંસાર, મન ધારી પ્યાર, પ્રીતમ ના મળ્યો રે."

અને

આ ટેક, "પ્રીતમ ના મળ્યો રે," પંદર વાર વપરાઈ છે. વળી બારમી કડીમાં કવિ ફર્યાદ કરે છે કે, "બિરહ કદાપિ ભૂલ્યો છુ તો છો ભૂલ્યો એ પ્રીતમ, ચિંતા ચિત મારે કરિ તેમાં હું નહિ ભૂલ્યો વચન, ભુલ્યો ભુલ્યો કંઈ નારીના

પ્યાર ન ધરી દરકાર, પ્રીતમ હજુ ના મળ્યો રે." અહીં તો કવિ સ્પષ્ટ કહી જ દે છે કે, "પ્રીતમ વચન ભૂલ્યો તો ભલે ભૂલ્યો, હું તો નથી ભૂલ્યો; સાચું, ભૂલ્યો હોઉં તો અનેક નારીના પ્યાર ભૂલ્યો છું,-અર્થાત્ આ મારા સમાનલિંગી પ્રીતમનો પ્યાર નથી ભૂલ્યો." અહીં 'નારીના પ્યાર'નો કોઈ અન્ય પ્રકારના 'પ્યાર' સાથેનો વિરોધ સ્પષ્ટ રીતે અભિપ્રેત છે.

આ અન્ય પ્રકારનો પ્યાર બાલાશંકરે આગલા પાના પર જ સ્પષ્ટ કર્યો છે. "આશા" કાવ્ય ૮૫ મે પાને શરૂ થાય છે. ૮૪ મા પાના પર આવા ઉદ્‌ગાર છેઃ—

> શ્રી સૌભાગ્ય તણી સુશીલ સજની જે માહરી લેખણી,
> નારી નામ તમામ ત્યાગ કરતાં એકાકિની સંગિની
> કલ્પાન્તે સુખદુઃખની સહચરી પ્યારી તજી આજથી,
> હાવાં કેમ નથી અનન્ય તુજનો થાને રહું લાજથી !

અને જેના અનન્ય થવાનું જણાવ્યું છે તેને જ કહે છે, મદ્રેશવદ્વિર-हाद् विलोकय दशा का मे निराशामयी । આશાનું કાવ્ય પણ આ જ પરમસત્તાને ઉદ્દેશીને લખાયું છે (એની ૧૪મી ટૂંક જુઓ). જેનું માનસ પૂર્વગ્રહદૂષિત હોય તેને જ અન્યથા ભાસી શકે. વળી આ કાવ્ય 'હરિપ્રેમપંચાશીમાં મૂક્યું છે તે શું નિરર્થક હશે ? સામાન્ય વાંચનારને તો તુરત સમજાય છે કે ભગવત્પ્રાપ્તિ માટે ઝૂરતા ભક્તના આ ઉદ્‌ગાર છે. પોતાના આ સંગ્રહ માટે બાલાશંકરે લખ્યું હતું (પૃ. ૩૩૫), "અમુક સિદ્ધાંત ઉપર આ લખાણ છે જેનું વિવેચન અવસર અને આશ્રય મળે કરીશું... ... ... વાંચનારને ઉપરછલ્લા વિચાર ન કરતાં જરા ઊંડી દૃષ્ટિથી વાંચવાની ભલામણ છે." પરંતુ આપણા પંડિતને તો 'સમાનલિંગી પ્રીતમનો પ્યાર' જ દેખાય છે. એપમા પ્રાણીથી દૂર એમની દૃષ્ટિ જ જાતી નથી ! 'પ્રણયાર્પણ' નામનું કાવ્ય બાલાશંકરે પોતાના કોઈ મિત્રને ઉદ્દેશીને લખેલું છે એ સ્પષ્ટ છે. પરંતુ કોઈ કવિને જુદાં જુદાં સ્નેહપાત્રો વિષે કાવ્યો લખવાનો શું અધિકાર જ નથી ? અગર મિત્ર માટે એમ લખે છે કે "તું મારા હૃદયથી ન દૂરે કદિ જતો" એટલે એ homosexual થઈ ગયો ? આ અંગ્રેજી શબ્દ શ્રી. સંજાનાએ વાપર્યો

નથી તથાપિ એમનું લખાણ એટલું જ બીભત્સતાસૂચક છે; વાંચો (પાનું ૧૫).—

ઉપર કહ્યું છે તેમ નિશ્ચયથી તો કોઈ કશું કહી શકે નહીં; પણ કવિના પોતાના શબ્દો ઉપરાંત તેના સંસ્કાર, તેની મનોવૃત્તિ, તેની ટેવો-કટેવો, તેના ભાસંગ અને વ્યસન, તેના છંદ-ફંદ ઈત્યાદિ વાતોનો વિચાર કરતાં એમ અનુમાન કરી શકાય ખરું કે જેમ કવિ (વિવરણકારના કહેવા પ્રમાણે) ગુજરાતી અને ફારસીમાં 'સવ્યસાચી' હતા, તેમ ઉભયલિંગી પ્રેમવિલાસમાં પણ એમણે 'સવ્યસાચિત્વ' પ્રાપ્ત કરેલું હોવું જોઈએ.

પોતાના આ પૂર્વગ્રહથી સંજાના એટલા બધા દોરવાઇ ગયા છે કે "'મણિ' શબ્દ જ્યાં જ્યાં આવે છે ત્યાં કવિનાં પત્ની મણિલક્ષ્મીનું સૂચન છે, એ વાત ભૂલી જઈ 'મણિલાલ' જ વાંચે છે અને પછી કલ્પનાને સ્વચ્છંદે દોડવા દે છે. પોતાના "સૌન્દર્ય" નામના કાવ્યમાં કવિએ કહ્યું છે, "હું છું શંકર તું સતી શિર મણી સૌંદર્ય ધારાવતી" ને એ વાત ઉમાશંકરે પણ નોંધેલી છે; એટલું જ નહિ પરંતુ જ્યાં 'મણિ' શબ્દ પર શ્લેષ છે ત્યાં પણ ઉમાશંકરને મતે કવિનાં પત્ની જ અભિપ્રેત છે. આમ છતાં સંજાના લખે છે (પાનું ૧૫):-

અને 'કરે જે' નામનું કાવ્ય (પા. ૯૬) તો એથી યે વધારે ધ્યાનમાં લેવા જેવું છે: એમાં દસમી કડી સુધી 'કિશોરી' અને 'પ્યારી'ની વાતો છે; પણ ૧૧મીથી તેને બદલે 'પ્રિતમ' અને 'મારો ગુલિયલ' પ્રત્યક્ષ થાય છે; વળી જાણે ગુંચવાડામાં પડેલા વાચકને દુ:ખ પર ડામ* દેવા માગતા હોય તેમ કવિ કહે છે કે, 'મૂર્ખ સમજશે ન મર્મ...તેમાં હું શું કરું?' (કડી ૧૪); અને છેલ્લી ૧૫મી કડીમાં 'સૂર્યમણિ'માં ફરીથી 'મણિ' પ્રત્યક્ષ થાય છે-વિવરણકાર પોતે કબૂલ કરે છે કે "'મણિ' શબ્દ ઉપર શ્લેષ પણ ખરો." (પા. ૩૬૧).

વિવરણકાર એટલે ઉમાશંકરને જે શ્લેષ સ્વીકાર્ય છે તે મેં ઉપર બતાવ્યો જ છે; સંજાના જે સૂચવે છે તે નહિ. આથી ઊલટું વધારે સીધું અનુમાન તો એ છે કે જે પાત્રને માટે કવિએ પહેલાં નારીવાચક અને પછી નરવાચક શબ્દો વાપર્યા તે નહિ નર કે નારી એવું ચૈતન્ય હોવું જોઈએ

* દુ:ખ પર ડામ કે દાઝયા પર ડામ?—સં.

હું સૂફીવાદનો અભ્યાસી નથી. મારું એમ પણ કહેવું નથી કે સૂફી-વાદમાં માનવપ્રેમને સ્થાન નથી. પ્રિન્સિપલ ખુટાનીને મતે તો ગુરુશિષ્યનો પ્રેમ એ સૂફીઝમના ચાર સિદ્ધાંતોમાંનો એક છે ( જુઓ 'કલ્ચરલ હેરિટેજ ઑવ્ ઇન્ડિયા,' વૉ. ૨. પૃષ્ઠ ૩૮૬). મારો વાંધો શ્રી. સંજાનાએ વિકૃત કરેલા ભાવાર્થ સામે છે. એમણે રજૂ કરેલી ઘણી વીગતો અસ્થાને લાગે છે અને રજૂ કરવાની રીત પણ મને અરુચિકર લાગી છે. હું આ કોઈ ચોખલિયા દૃષ્ટિબિન્દુથી નથી કહેતો. તટસ્થભાવે વાંચનારને મારા શબ્દોની યથાર્થતા સમજાશે.

પોતે આ આખો લેખ દોષૈકદૃષ્ટિથી નથી લખ્યો પરંતુ 'સામાન્ય ગુજરાતી વાચકવર્ગ તરફની, અને ખાસ કરીને વિદ્યાર્થીવર્ગ તરફની એક ફરજ માની' લખ્યો છે એવો એમનો દાવો છે. મારા (એટલે સામાન્ય વાચક) ઉપર આનાથી જુદી જ છાપ પડી છે. 'સ્વર્ગસ્થ મિત્રને પ્રાર્થના' એ નામના કાવ્યની દસમી ટૂંકમાં 'અને ના દે લાખું ઉદયનું કુંળું હીર ઝરવા' એવી લીટી છે. આ લીટીમાં 'ના દે' એ બે અક્ષરો ભેગા (નાદે) છપાયલા છે; ઉમાશંકરે પણ ભેગા ગણી ટીકામાં અર્થ આપવાનો પ્રયત્ન કર્યો છે, છતાં પોતાના પ્રવેશકના ત્રીસમા પાન પર સ્પષ્ટ બનાવ્યું છે કે 'ના દે' એ પાઠ જ યુક્તિયુક્ત છે અને પોતે ઇષ્ટ માનેલો છે. આ વાત જોયા વિના જ ઉમાશંકરે 'બાલનંદિની'માં આપેલા પાઠ પર સંજાનાસાહેબ ઊતરી પડ્યા છે ( પાનું ૧૬ ) ને શાહી તથા કાગળ બગાડ્યાં છે. એવી જ રીતે 'ક્લાન્ત કવિ'ના ૮૯મા શ્લોકની છેલ્લી લીટી માટે બન્યું છે. લીટી આમ છે: "અડ્યા આવી દ્વારે અપ-કિર્તિનો રંગ ન અડે." ઉમાશંકરે અર્થ આપ્યો છે, "અડ્યા–સ્પર્શ્યાં." સંજાના ઝપાટો લગાવે છે ( પાનું ૪૬ ):—

અહીં દ્વારને અર્થહીન સ્પર્શ કરવાનો અર્થ બેસી શકતો નથી; 'અડ્યો જમાવ્યો' એ અર્થ બાળબુદ્ધિને પણ સૂઝે એવો સ્પષ્ટ છે.

અફસોસ! આ બિરાદરે આગળ વાંચવાની તસદી જ લીધી નથી! ઉમાશંકરે તો લખ્યું જ છે કે "અડ્યો ને અડ્યો રહે છે, એ લોકોક્તિ યાદ કરતાં આ 'અડ્યા' શબ્દનો પૂરો 'પ્રમાણ' અર્થ સમજાશે."

જે "ઔચિત્ય અને તારતમ્યવાળી દૃષ્ટિ અને...નિર્વિકાર નિષ્પક્ષ... મનોવૃત્તિ"ની સંજ્ઞના અપેક્ષા રાખે છે, અને 'અનધિકારી લેખકોને' મનને સમતોલ રાખવાની સલાહ આપે છે, તે દૃષ્ટિવૃત્તિની એમનામાં આવે વખતે જ ખામી જણાય છે. એ સલાહની એમને જ ખાસ જરૂર છે એમ કહું તો તો તે ખોટું છે ? ઉમાશંકરના સંપાદનમાં જે ભૂલો રહી ગઈ છે તેનો બચાવ કરવો તો સહેલ છે, કારણ જુદે જુદે પ્રસંગે અને જુદા જુદા સંજોગોમાં કોઈ અન્ય વ્યક્તિએ ભૂતકાળમાં લખેલાં કાવ્યોનો અર્થ બેસાડવો, પાઠનો નિર્ણય કરવો, જ્યાં જ્યાં સંદિગ્ધતા હોય ત્યાં ત્યાં વિશદતા આણવી, એ બધું અત્યંત અઘરું કાર્ય છે. એટલું જ નહિ, ઊંડા ઊંડા અર્થ શોધવાની ધમાલમાં અને અઘરા શબ્દોને ઉકેલવાની તાલાવેલીમાં તદ્દન સહેલા અર્થ નજર બહાર રહી જાય, સાવ સ્વાભાવિક પાઠ સૂઝે જ નહિ, એવું એવું પણ બને. તદુપરાંત કાવ્યનું સાચું હાર્દ સમજવા માટે કવિની સાથે નહિ તો કાવ્યની સાથે તદાત્મરૂપ થવાની આવશ્યકતા છે. અર્થાત્ 'વિષયનું સાકલ્યે પ્રમાણબદ્ધ દર્શન અને આકલન' હૃદયથી થઈ શકે છે, માત્ર બુદ્ધિથી નહિ. આમ હોઈ ઉમાશંકરે કોઈ ઠેકાણે આવેશમય લખાણ લખ્યું હોય તો તે ક્ષમ્ય બને છે. ભટ્ટપક્ષે સંજ્ઞનાને તો ટાઢે કાળજે અને ટાઢે લોહીએ લખવાનું હતું છતાં એમના જ લખાણમાં આ બધી ક્ષતિઓ રહી ગઈ છે એનો શો ખુલાસો કરવો !

મેં ઉપર ઉમાશંકરની ભૂલોની વાત કરી છે. મને જે જડી છે તે આ રહી. 'જઈ કહો માધવને—' એ કાવ્યમાં 'વૃજશશાંક' ને બદલે કવિએ 'શશાંકવૃજ' એવો પ્રયોગ કર્યો છે એથી એ અટવાઈ ગયા છે, ને 'ફ્લાન્ત કવિ'ના ૮૬મા શ્લોકમાં એવો જ પ્રયોગ છે (કામધેનુ માટે સુરભિકામ લખ્યું છે) તે એ ભૂલી ગયા છે. 'પ્રોષિતા પત્નીની'ની પહેલી લીટીમાં 'અંબર' શબ્દ વસ્ત્રના જ અર્થમાં છે પરંતુ આ એમને સૂઝયું નથી. પૃ. ૧૨૭ પર "મૌન્યેન્દં" છાપ્યું છે તેને બદલે "મૌન્યે જઈ" એ પાઠ જોઈએ, પણ ઉમાશંકરને એ કોયડો જ રહી ગયો છે (જો કે આમાં એમની કોઈ ભૂલ નથી, આ તો પાઠ બેસાડવાની વાત છે). પૃ. ૧૬૨ પર "શદક તણી સીમા સુધી પોચીઓ સમુદ્ર જેની" એવી લીટી

છે તે મત્સ્યાવતાર માટે છે અને શલ્ક એટલે માછલીનું ભીંગડું એવો અર્થ છે. ઉમાશંકરે લખ્યું છે (પૃ. ૩૮૭), "શલ્ક—? 'ખલ્ક' (પૃથ્વી) શબ્દ હોવા સંભવ છે" પરંતુ એમની ભૂલ છે. તેવી જ રીતે 'સ્તુતિ' નામના કાવ્યની છેલ્લી પંક્તિ અસ્પષ્ટ રહી છે. પાઠ આમ છેઃ "લક્ષ્મી કોમળ કમલિને ગુણનિધી અર્પી અહા એ ફળ." ઉમાશંકરે લખ્યું છે (પૃ. ૩૬૮), " 'કમલિને' ત્યાં સાચો પાઠ શો હશે તે સમજાતું નથી. પંક્તિ દુર્બોધ રહે છે." મને લાગે છે કે "લક્ષ્મી કોમળકમલિ ને ગુણનિધી અર્પી અહા એ ફળ" એમ વાંચવાથી પાઠ સુગમ થાય છે. 'કોમળકમલિ' એ 'કમલ કોમળ' કે 'કમલ કોમળા' માટે વપરાયું લાગે છે. આમ લેવાથી પણ છંદનો ભંગ તો થાય છે જ; પરંતુ કવિની હસ્તપ્રત ન મળે ત્યાં સુધી એનો ઉપાય નથી.

હું પાછો મારા મૂળ વિષય પર આવું. આગળ જતાં (પાનું ૪૬) સંજાના 'નૂરત સૂરત' શબ્દ પર ટીકા કરે છે. મૂળમાં "વિણ સૂરત નૂરત નહીં નહીં ધ્યેય વિણ ધ્યાન" એવા શબ્દો છે. ઉમાશંકરે નૂરત=પ્રકાશ; સૂરત=મુખાકૃતિ, લગની; એવા અર્થ આપ્યા છે. સંજાનાસાહેબ ખિજાઇને પૂછે છેઃ—

'નૂરત' કઇ ભાષાનો શબ્દ છે? અને એનો 'પ્રકાશ' એવો અર્થ કયા કોશમાં મળે છે? વળી 'સૂરત'ના જે બે અર્થ આપ્યા છે,—"સૂરત–મુખાકૃતિ, લગની,—" તે બંને બાજુ લાગુ પડે છે ખરા? તેમ જ 'સૂરત'નો 'લગની' એ અર્થ ક્યાંથી મળ્યો?

આપણે પણ જરા ખિજાઇને જવાબ આપીશું કે "કઇ ભાષાનો શબ્દ છે એટલે શું? નવી ગૂજરાતી ભાષાનો. તમારા શબ્દકોશમાં જો ન હોય તો તમારો કોશ અપૂર્ણ છે; કોશ સુધારો, ભાષાને દોષ ન દો. અમારા 'એકમેવાદ્વિતીય' વિદ્યાપીઠના કોશમાંથી 'તકલી' શબ્દ રહી ગયો છે એટલે શુ 'તકલી' એવો શબ્દ જ નથી એમ પુરવાર થશે! અને છતાં આપને નમ્રતાપૂર્વક જણાવીએ છીએ કે અમારા એ જ કોશમાં 'નૂરત' શબ્દ છે (જુઓ 'નૂર') અને એનો અર્થ 'પ્રકાશ' છે."

એમ જણાય છે કે શ્રી. સંજાના આપણા ભજનસાહિત્યથી પરિચિત નથી. જો હોત તો એમને આ બે શબ્દોના અર્થ માટે આવી શંકા

ન થાત. આપણા આચાર્યોએ સાકાર-નિરાકાર અને સગુણ-નિર્ગુણના ઝઘડા ઊભા કર્યા પણ સંતોએ તો બંનેનો સમન્વય સાધ્યો અને તે જ અનુભવને સંપૂર્ણ માન્યો જેમાં સુરત અને નુરત (સાકાર અને નિરાકાર) બંને સમાયાં હોય. ઉ૦ ત૦ "નુરતે ને સુરતે નિરખ્યા નિરાલંબ, એ ધ્યાન હરિ સાથે થયું રે" (અખો); 'નુરત સુરતે જ્યારે નીરખીએ ત્યારે સબ ઘટ આતમરામા" (ભીમસાહેબ); "જી રે લાખા નુરત-સુરતથી કરી લ્યો ને મેળા..." (લાખા લોયણનાં ભજન). આ 'નુરત (કે 'નુરતા')' શબ્દ 'નૂર' પરથી જ ઉપજાવી કાઢવામાં આવ્યો છે; 'સૂરત' (કે 'સુરત'; જૂના લેખકો જોડણી બાબત બેદરકાર હતા)ની સાથે મેળ બેસાડવા 'ત' ઉમેરેલો જણાય છે. આવાં બીજાં જોડકાં પણ ભજનસાહિત્યમાંથી મળી આવે છે. દા. ત. ઈંગળા-પિંગળા; સિરગુણ-નિરગુણ; ઓહંગ-સોહંગ. પ્રેમાનંદે 'દમયંતી' સાથે પ્રાસ મેળવવા 'ગમયંતી' એવો પ્રયોગ કર્યો છે.

આ દોહરોમાં બાલાશંકરે "સુરત" એવી જોડણી કરી છે માટે એનો અર્થ "લગની" ન થાય એમ સંજાનાની દલીલ હોય તો એમાં કંઈ વજૂદ છે. પરંતુ અહીં છંદ માટે જ "સુરત" લખ્યું છે, બાકી બાલાશંકરે બીજે બધે ઠેકાણે (જુઓ પૃ. ૩૧, ૮૫, ૨૮૪) 'સુરત' જ લખ્યું છે, ને 'સુરત'નો અર્થ જૂના લેખકો 'સુરતા' (=ધ્યાન, લગની) એવો કરતા જ હતા, જુઓ, "સુરત કોઈ સદ્‌ગુરુ શબ્દમાં ધરે, બલા સો અગમ વાણી ઉચ્ચરે" (અંબારામ); "અનહદ નાદ મૂદંગ મોરલી, સુનકે સુરત ચલી મોરી" (ભીટમ); "સુરત કલાલી ભઈ મતવાલી..." (કબીર). રા. મણિલાલ નભુભાઈએ ઉપર જણાવેલા બંને અર્થમાં 'સુરત'નો ઉપયોગ પોતાના 'અભેદ' નામના કાવ્યમાં કરેલો છે:

'સુરતે સુરત સાંધી જેમણે રે,
તે તો આપે ભૂલ્યા નિજ આપ રે,—
થયા ઘટ ઘટ સર્વ સ્વરૂપ રે.'

હવે ઉમાશંકરે આપેલા બંને અર્થ લાગુ પડે છે કે નહિ તે જોઈએ દુહો આવો છે:

વિણ સૂરત નૂરત નહીં નહીં ધ્યેય વિણ ધ્યાન
તન્મય લય વિણ ક્યાં લહે ચિન્મય પરમનિદાન.

પહેલો અર્થ સ્પષ્ટ છે: સગુણનાં દર્શન વિના નિર્ગુણને નહિ પમાય: ધ્યેયમૂર્તિ ( કે સગુણ પરમાત્મા ) વિના કોનું ધ્યાન ધરશો ? ઇત્યાદિ. બીજો અર્થ આમ થાય: લગની લાગ્યા વિના પ્રકાશ(રૂપી પરમાત્મા)ની ઝાંખી ક્યાંથી થશે ? ધ્યાન વિના ધ્યેયને કેમ પમાશે ?, ઇત્યાદિ. આ અર્થને પુષ્ટ કરનાર શબ્દો ' તન્મય લય ' બીજી લીટીમાં છે.

" સૌંદર્ય " નામના કાવ્યના ચોથા શ્લોકની પહેલી લીટીના જુદા જુદા લેખકોએ જે પાઠ લીધા છે (પ્રવેશક, પૃ. ૩૨) તેથી ઉમાશંકરનો પાઠ જુદો છે. પોતાનો પાઠ શા માટે જુદો છે અને કેમ સયુક્તિક છે તે બતાવવા લંબાણથી વિવેચન કર્યું છે, તેને માટે પણ સંજાણા છેડાઇ પડ્યા છે (પાનું ૭):

... આ ક્ષુદ્ર બાબત ઉપર બે ત્રણ ઠેકાણે અર્થ-વિસ્તાર કરી ચાર-પાંચ પાનાં બગાડ્યાં છે;......જાદુગર ટોપીમાંથી રૂમાલ, રૂપીઓ, મરઘીનું ઇંડું, ઘડિયાળ કાઢી બતાવે તેમ-કાઢી બતાવ્યાં છે. *

" સૌંદર્યલહરી "ના પહેલા શ્લોકના અનેક (કે સાત ?) અર્થ સંસ્કૃત ટીકાકારે કાઢેલા છે એમ ઉમાશંકરે પણ કહ્યું હોત તો કોણ જાણે એમને શુંનું શું થઈ જાત ! પરંતુ એ તો ખંડન કરવા જ બહાર પડેલા છે એટલે આ hopelessly inaccurate uncritical and unscholarly ×પુસ્તકમાં એમને બધું જ અવળું ભાસે એ સ્વાભાવિક છે, અને તેથી જ એ કોઇ પણ ઠેકાણે કશું ઉપયોગી નવું સૂચન નથી કરી શક્યા. આ હું 'બાલ'ના ગૂજરાતી કાવ્યો સંબન્ધી કહું છું. 'બાલ'ની ગઝલો કે હાફિઝના એમના ભાષાંતરો વિષે સંજાનાએ જે ખંડનમંડન કર્યું છે તેમાં કેટલું સાચું ને સ્વીકાર્ય છે તે હું જાણતો નથી; તે વિષે બોલી શકું એટલો મારો અભ્યાસ નથી.

---

* શ્રી. સંજાના પણ નાના જાદુગર નથી. એમણે " ઓત અને આર્ય " એવા નવા અસ્તરા શોધી કાઢ્યા છે !

×શ્રી. સંજાનાના નિબંધ માટે આવાં જ વિશેષણો યોજવાં હોય તો careless, perverse and pedantic પોઠ ચડાય.

કવિના 'દરબાર' નામના કાવ્યમાં બે લીટીઓ આ પ્રમાણે આવે છે:

મનકીર અલકજાળમાં ફસિયું ગતી ફશી
લઇ દામનિપટમાં કરે પાર ન સારવાર લગાર.

આ કડીના ઉમાશંકરે ઉપજાવેલા અર્થ(પૃ. ૩૫૬)થી પણ લેખક ઊંધા પડ્યા છે અને લખ્યું છે (પૃ. ૪૪):

—એ બધું ગંભીરપણે લખેલું મનાય છે, કે વાચકની અને સાથે બાપડા કવિની 'માવઠી' મશ્કરી છે?... અને 'દામનિ' એ વળી કઇ ભાષાનો શબ્દ છે! ગુજરાતી કોશ જોતાં એવો શબ્દ તો નથી મળતો ...

શું દામનિ (દામિની) એટલે વીજળી ને દામનિ(ણી) એટલે સ્ત્રીઓ પહેરે છે તેવું એક ઘરેણું એવો અર્થ નથી? અને જો 'અલકદામ' (મૂળમાં 'અલકજાળ' છે તેનું સંજાનાએ 'અલકદામ' કર્યું છે)માં મનરૂપી પોપટ ફસાયો છે તે જ કેશકલાપને 'દામનિપટ' કહેવામાં ઔચિત્ય નથી? સુંદર કાળા વાળ પર ઝગઝગતી હીરાની દામણી જોતાં ઘનાચ્છાદિત આકાશપટ અને એમાં ઝબકતી વીજળીનો સહેજે ખ્યાલ આવે છે. આ દામણી જેમાં પથરાઈને પડી છે તે 'દામનિપટ' અર્થાત કેશકલાપ જેમાં મનકીર ફસાયું છે. ઉમાશંકરે પસંદ કરેલો ભાવાર્થ પણ આ જ છે, જો કે એમણે આ શબ્દાર્થ આપ્યો નથી. બ્રહ્મક્ષત્રિયોમાં લગ્નને દિવસે કન્યાને માટે વરપક્ષ તરફથી એક સાંકળો મોકલવામાં આવે છે તેને "દામણી" કહે છે. આ અર્થ લેતાં ઉમાશંકરનું વિવરણ પણ બંધબેસતું થાય છે.

આ જ કાવ્યની એક બીજી ટૂંક આમ છે:

નિરંશ હૃદયકપાટ નહિ ઉઘાડે કંઈ દિલે;
કોમળ વચ કામિની ચાર ન ખબરદાર લગાર.

આ શ્લોકની ટીકામાં ઉમાશંકર 'કોમળ વંશ' વાંચવાની ભલામણ કરે છે (ખરી રીતે આ એમની ભલામણ નથી; આગળ ખુલાસો આવે છે) અને અર્થ સંદિગ્ધ છે એમ બતાવવા પ્રશ્નાર્થચિહ્ન મૂકે છે. આ પ્રામાણિકતાની કદર કરવાને બદલે સંજાના ઠેકડી કરે છે (પાનું ૪૫):—

પણ વળી-અહીં 'વાંસ'નું શું પ્રયોજન ? 'વાંસ ફેરવે તો હાંઠાં નડે' એમ કહેતી છે તે પ્રમાણે તો વિવરણકારે આ 'વાંસ' નથી ફેરવી જોયો ને, કે 'જોઈએ, વાંસ ફેરવતાં કંઈ અર્થ જેવું અથડાય છે ?' *

આ બધું છતાં 'વંશ' શબ્દ જ યથાર્થ છે એવો મારો નમ્ર અભિપ્રાય છે પછી ભલે આ પંડિતવરના ભેજામાં એ ન ઊતરે. "સૌંદર્યલહરી"માં (શ્લોક ૬૦) જો કવિએ "નાસાવંશ" શબ્દ વાપર્યો છે તે અહીં 'કોમળ વંશ કામિની' એટલે "કોમળ નાસિકાવાળી કામિની' એ અર્થમાં વાપરે તો તે શું અશક્ય છે ? એવી જ રીતે 'જઈ કહો માધવને–' એ કાવ્યમાંની "એક વાર દર્શન દો પ્રિય દક્ષ ચિત્ત ધારી" એ લીટી ઉપર ઉમાશંકરે કરેલી ટીકામાં ભૂલ હોય તો તે બતાવવાને બદલે એમના ટીકાકારે તદ્દન અપ્રસ્તુત વાતો લખી અતિપાંડિત્ય દર્શાવ્યું છે અને उच्छिष्टोच्छिष्ट राजेन्द्र मुखं प्रक्षालयस्व रः । प्रभाते रोदिति कुक्कुटः चवै तुहि चवै तुहि વળી વાત નિષ્પ્રયોજન ઘુસાડી દીધી છે (પાનું ૪૯). ઉમાશંકરે 'દક્ષ' એટલે 'દક્ષતા' લેવાનું સૂચવ્યું છે તેના ઉપર આ બધો તોપમારો છે. પોતે 'વિદ્યાર્થીવર્ગના હિતને ખાતર' કશું નવું સૂચન તો કર્યું જ નથી. "તમારા દક્ષ ચિત્તમાં અમારો સંદેશો ધારણ કરી, એક વાર દર્શન દો" એવો અર્થ કશી પણ ખેંચતાણ વિના થઈ શકે છે. સંદેશો (અમર વિનંતિ) એવો શબ્દ અધ્યાહાર માની લેવાનું કારણ 'જઈ કહો માધવને–' એ મથાળું આપી રહે છે.

"કુશાન્ત કવિ"ના ૧૦મા શ્લોકની પહેલી લીટી આ પ્રમાણે છેઃ–

કવચિદ્ રસા રૂપે નવ પ્રણત શાલી અવયવે

આનો અર્થ ઉમાશંકરે આમ આપ્યો છેઃ "પ્રણત–લળતા, નમણા, શાલી=વાળા, થી શોભતા. બહુશઃ સમાસને અંતે યોજાય છે."

આ ઉપર સંજાના લખે છે (પાનું ૮):–

---

* આ વાક્યોની પહેલાંની આખી કતાર જરૂર વાંચી જશો. મેં તો બે જ વાક્ય ઉતાર્યાં છે. એ ભાગ વાંચવાથી ભાઈ સંજાનાએ કેવા ભાવથી પોતાનો નિબંધ લખ્યો છે તે સમજાશે.

'હવે શાસ્ત્રી-ગાળા થી શોભતા 'એ તો ખરું', પણ શાથી શોભવા ? 'પ્રણુત'-થી એટલે 'લગતા'થી, 'નમણા'થી શોભવા ? મતલબ કે, અથ ના, વ્યાકરણના કે ભેદણીના, કે ખુદ ભાષાના 'ખૂને નાહક'ની નથી પડી કવિને કે નથી પડી અભિનવમલ્લિનાથને. અને ખૂબી તો એ છે કે એટલા ઉદાર વિવરણકારને પોતાને અનેકાનેક ઠેકાણે ગમે એટલી મગજમારી કરતાંયે નક્કી અર્થ સમજાતો નથી. એટલે પછી, "એમ વાંચો," "તેમ વાંચો" કરી તરેહવાર કલ્પિત પાઠો ઉપજાવી કાઢે છે;

સંજાનાનું આખું લખાણ કેટલું ભિનજવાબદાર છે તેનો આ બીજો દાખલો. ઉમાશંકરે કોઈ પણ ઠેકાણે "એમ વાંચો" "તેમ વાંચો" કર્યું જ નથી. માત્ર "હરિપ્રેમપંચદશી"નાં કાવ્યોમાં જ પાઠાન્તરે સૂચવેલા છે જે વસ્તુતઃ એમનાં સૂચન છે જ નહિ; એ બધી શુદ્ધિઓ છે અને પાઠો તો મૂળ કવિના જ છે. પ્રવેશકના ૩૧મા પાના પર સંપાદક ઉમાશંકરે લખ્યું છે, "'હરિપ્રેમપંચદશી' (વિષે ખાસ નોંધવાનું છે કે) પાલીતાણા-આવૃત્તિને અનુસરી કૃતિઓની વાચના છપાયા પછી જ 'ભારતી-ભૂષણ'—જેમાં તે કૃતિઓ કવિને હાથે છપાયલી તેની પૂરી કાપીઓ મને મળી શકી. એથી શુદ્ધિઓ—અલબત્ત શુદ્ધિઓના ઢગલા ટીકામાં જ આપ્યા છે, એટલી અગવડ આ આવૃત્તિ પૂરતી સહન કરવા વાચક કૃપા કરે." (કાળા ટાઈપ મેં મૂકયા છે). પરંતુ સંપાદનકારની ભૂલો કાઢવાના 'અનિષ્ટ વ્યાપાર' માટે 'મિત્રોએ કરેલા આગ્રહને વશ થઈ' જેણે હામ ભીડી હોય તે આવી કૃપા શેના કરે ?

ઉમાશંકરની ક્ષતિથી લેખકે આશ્ચર્ય પામવાની જરૂર નથી, કારણ 'વિચિત્ર અને અત્યંત નિરાશાજનક' તથા 'રસજ્ઞતા' 'માન ઉપજાવે એવી બુદ્ધિમત્તા' અને 'કેળવાયેલી સાદી સમજ' વિનાના પુસ્તકના લેખકમાં એવું જ હોય. આશ્ચર્ય તો આપણને થાય છે કે આ બહુશ્રુત વિદ્વાને પોતાની 'અપ્રિય ફરજ' પૂરેપૂરી બજાવીને સુયોગ્ય પાઠો કે અર્થો કેમ ન સૂચવ્યા ?

ઉપરની લીટી સમજવામાં મુખ્ય મુશ્કેલી 'પ્રણુત' શબ્દની છે. આ શબ્દ આઠમા શ્લોકમાં પણ આવી જ રીતે આવે છે. આઠમા શ્લોકની છેલ્લી લીટી આ પ્રમાણે છે:—

કવિચિદ્ અંધારામાં પ્રસુત લયખેલે ખિજવતી.

આ લીટી ઉપર મૂળ ટીકા આમ છે. " પ્રશ્રુત ( નમણાં ) લય ( એકાકારપણા )ના ખેલમાં મને ખિજવતી. " સંજાના પૂછે છે (પૃ. ૪૬ ):—

આ 'નમણું એકાકારપણું', તે શું, તેનો 'ખેલ' તે શું, અને તેથી 'ખિજવવા'નું કારણ શું, એ અમારા જેવા બાલબુદ્ધિ તો રહ્યા, પણ વિવરણકાર પોતે સમજ્યા હશે ખરા ?

આટલું કહીને પણ એમને કંઇ નવો પ્રકાશ પાડવાનો નથી. મને લાગે છે કે શ્રી. સંજાનાએ પૂરેપૂરા સમભાવથી બાલાશંકરનાં કાવ્યો વાંચ્યા હોત તો જરૂર એ કંઇ નવો પ્રકાશ પાડી શકત. "હરિનો પરદો" નામના કાવ્યમાં કવિએ 'નવપ્રસુત' શબ્દ વાપર્યો છે. મારો એવો નમ્ર અભિપ્રાય છે કે ઉપર ઉતારેલી લીટીઓમાં અનુક્રમે 'નવપ્રસુત' અને 'પ્રસુતલય' એવા શબ્દો હોવા જોઈએ. કાં તો દસ્તખત વાંચનારે કે કંપોઝિટરે 'સુ' નો 'શ્રુ' બનાવી દીધો, ને આપણને મુશ્કેલીમાં નાખ્યા. આટલું સ્વીકારતાં 'શાલી'નો પણ ઉકેલ હાથ લાગે છે ને આપણે જરાક ભારપૂર્વક કહી શકીએ કે 'શાલી' નહિ પણ 'શાખા' હોવું જોઇએ. હવે સુધારી લીટી જોઈએ;—

કવચિદ્ રૂડા રૂપે નવ પ્રસુત શાખા અવયવે

આને બાકીની લીટીઓ સાથે વાંચવાથી અર્થ વિશદ થાય છે એમ મને લાગે છે. એ જ પ્રમાણે આઠમા શ્લોકમાં 'પ્રશ્રુત'ને બદલે 'પ્રસુત' શબ્દ મૂકતાં

કવચિદ્ અંધારામાં પ્રસુતલય ખેલે ખિજવતી

—એમ વંચાશે. અહીં સહેજ ખેંચતાણ કરવી પડે છે કારણ ઉત્પત્તિ-લય એ અર્થમાં 'પ્રસુત-લય' છે એવી મારી સૂચના છે: પ્રસુત-પ્રસવિ-ઉત્પત્તિ. આ પાઠ લેતાં અર્થ બંધ બેસે છે એમ મને લાગે છે, જો કે છેવટનો નિર્ણય વિદ્વાનો જ કરી શકે. આ પાઠ મને સૂઝયા પછી મેં ઉમાશંકરને લખ્યું તો એમણે તો ઠંડું પાણી જ રેડ્યું (જો કે મને હજી પણ મારી કલ્પના માટે પક્ષપાત છે ને તેથી તમને જણાવી છે). કવિએ

પોતે છપાવેલી 'કૃતાન્ત કવિ'ની એક નકલ એમની પાસે છે; એમાં જે શુદ્ધિપત્રક છાપેલું છે તેમાં આવી કાંઈ શુદ્ધિ આપી નથી. આ નકલ કવિએ સ્વ. કેશવ હર્ષદ ધ્રુવને ભેટ આપેલી, એટલે 'પ્રસુત' ને બદલે જો 'પ્રણુત' છપાયું હોય તો તો કવિએ પોતે એ ભૂલ સુધારી જ હોય. એટલું જ નહિ પણ ફરીથી 'ભારતીભૂષણ'માં આ કાવ્ય છપાયું, ત્યારે પણ 'પ્રણુત' શબ્દ જ છપાયલો છે, એટલે મારું અનુમાન ખોટું પડે છે, પણ તો પછી આ બે લીટીઓનો અર્થ કેમ ઘટાવવો? મને લાગે છે કે કવિએ વાપરેલો શબ્દ યથાર્થ છે કે નહિ એ મિથ્યા માથા-કૂટમાં ન પડતાં કવિના મનમાં અમુક શબ્દનો શો અર્થ હતો એ સમજવાનો આપણે યત્ન કરીએ તો કદાચ ઉકેલ હાથ આવે. આપણે તો પ્ર=બાજુએ પડતું. અને નત=નમેલું, એવો જ અર્થ કરીએ છીએ, પરંતુ આપ્ટેની ડિક્ષનરીમાં 'પ્રણુત'નો skilful, clever એવો અર્થ પણ આપેલો છે. આ અર્થ લેતાં 'પ્રણુત લચખેલે પિંજવતી' એ લીટીનો અર્થ સુગમ થાય છે.

હવે દસમા શ્લોકમાંના 'નવ પ્રણુત શાલી અવયવે' એ શબ્દોનો ખુલાસો બાકી રહ્યો. અહીં 'પ્રણુત' શબ્દ એના રૂઢ અર્થમાં જ લેવાનો છે; પરંતુ 'શાલી' શબ્દ કવિએ કંઈ જુદા અર્થમાં વાપર્યો છે એમ મને લાગે છે. ઉમાશંકરે માનેલો અર્થ ઉદ્દિષ્ટ હોત તો 'શાળી' લખત (જુઓ પૃ. ૪૧૯, નીચેથી ગણતાં ત્રીજી લીટીમાં કવિએ 'પુષ્પશાળી' એવો શબ્દ વાપર્યો છે ), હું માનું છું કે આ શબ્દ 'શાલીન'નું ટૂંકું રૂપ છે. 'શાલીન' એટલે નમ્ર, વિનયી. અત્યારે આ શબ્દ આપણને અપરિચિત લાગે છે પરંતુ કવિના વખતમાં એમ નહિ હોય. સ્વ. મણિભાઈએ 'ગુલાબસિંહ'માં 'શાલીનત્વ' એ શબ્દ બે વાર વાપર્યો છે. એટલે ( જો કે 'ગુલાબસિંહ' પાછળથી લખાયું છે ) બાલાશંકરને એ પરિચિત હોવાનો સંભવ છે.

તમે પ્રશ્ન કર્યો કે સંજાનાએ કોઈ પણ ઠેકાણે આ કવિ માટે પ્રશંસાનાં વાક્ય લખ્યાં છે કે નહિ? પૃ. ૪૮ પર એ લખે છે:

બાલાશંકરે અસાધારણ ઔચિત્ય દેખાડી અરમાંકડીને કોયલ બનાવીને, અને વળી તેને 'રજનિમાં માધુર્ય ભરતી ભટકતી' વર્ણવીને, ભાવ અને શબ્દોના માધુર્યમાં બાઈરન ઉપર જરૂર સુધારો કર્યો છે.

જો કે સંજાનાને મતે કવિની "કવિતામાં એવી મધુરતાનો દુકાળ" જ છે. "સૂર્યોદય" નામના કાવ્ય માટે પણ એમણે અનુકૂળ અભિપ્રાય ઉચ્ચાર્યો છે. આ કાવ્ય ખાસ 'દલપતશાઈ' હોવાથી એમને ગમી ગયું છે; જો કે એ કાવ્ય બાલાશંકરનું નહિ પણ અનુપરામનું હોવું જોઈએ એવું વિધાન એમણે નથી કર્યું એથી જરા આશ્ચર્ય લાગે છે.

આ નિબંધ લખવામાં પરોપકારવૃત્તિ અમે તેટલી હોય, પણ પોતાનું પાંડિત્ય દર્શાવવાની લાલચ નિબંધકાર નિવારી શક્યા નથી એ તો સ્પષ્ટ જ છે. બાકી 'ખાદી કહની સંપ્રદાય', કેમ્બ્રિજની દારૂબંધી વગેરે અપ્રસ્તુત વિષયો ઘસડી આણી પોતાની સૂઝ બતાવવાનું, અમર 'સ્કોલરશિપ' કોને કહેવાય એ વિષે લખતાં આણંદશંકર, નરસિંહરાવ, કેશવલાલ વગેરેને અટામણમાં લેવાનું કશું પ્રયોજન દેખાતું નથી. હાફિઝનાં કાવ્યોમાં જે 'મદિરા' આવે છે તે દ્રાક્ષના દારુ માટે પણ હોય છે એટલું પ્રતિપાદન કરવામાં ઘણી બિનજરૂરી વાતો લખી નાખી છે. હાફિઝનાં કાવ્યોમાં વારંવાર આવતો 'મદિરા' શબ્દ 'દારૂ' માટે વપરાયો જ નથી એવું બાલાશંકરે કે સંપાદકે કોઈ ઠેકાણે કહ્યું નથી. ઉમાશંકરે એક જ ઠેકાણે 'નાપાક પાણી' એવા શબ્દો વાપર્યા છે, પરંતુ તેનું કારણ જુદું જ છે. મૂળમાં 'પાક રોટી' અને 'મદિરા' નો વિરોધ દર્શાવ્યો છે: "ડર છે કે રોટી પાકની મારા મદિરા પર જય મેળવે," ઇત્યાદિ. આ વિરોધ સ્પષ્ટ કરવા જ 'નાપાક' શબ્દ વપરાયો છે. બાલાશંકરે તો લખ્યું છે (પૃ. ૨૮૫), "હાફિઝની કવિતામાં સર્વત્ર અર્થ વ્યંજક કરવો કે કેમ તે વિષે મતાંતર (૧ મતાંતર) છે. આમહી પુરુષો તો ઉપર પ્રમાણે જ (એટલે, મદિરા=આધ્યાત્મિક ભક્તિબોધ) અર્થ ગ્રહણ કરે છે. પરંતુ સર્વથી **ઉત્તમ રસ્તો** એ જ છે કે જ્યારે ધ્યેય સ્વરૂપ કલ્પીને ઉદ્ગાર કરવામાં આવે છે ત્યારે ત્યારે સૌંદર્ય ઇત્યાદિના ક્રમે તે ભાવ લેવાય તો તે વાસ્તવિક જ છે." (કાળા ટાઈપ મેં મૂક્યા છે).

સંજાના સાહેબે પોતાનું અતિપાંડિત્ય પ્રગટ કર્યું છે, એમ જે મેં કહ્યું તેના એક બે દાખલા આપું. પોતાના નિબંધના ૧૪મા પાના પર તે લખે છેઃ—

... અને 'અમ્રદપરસ્તી' 'કિશોરભક્તિ' ... ... એ તો 'પ્લેટોનિક પ્રેમ'નો અને સૂફી કવિતાનો પાયો જ છે.

સૂફી કવિતા વિષે હું કશું જાણતો નથી પરંતુ પ્લેટોનિક પ્રેમની વ્યાખ્યા 'એનસાઇક્લોપિડિયા બ્રિટાનિકા'માં તો આ પ્રમાણે આપેલી છે. "a term commonly applied to an affectionate relation between a **man and a woman** into which the sexual element does not enter...it is derived from the conception in Plato's 'Symposium' of the love of the idea of good which lies at the root of all virtue and truth" (italics mine).

પૃષ્ઠ ૨૭ પર **શ્રી** સંજાનાએ લખ્યું છેઃ—

જાણીએ છીએ ત્યાં સુધી 'તાઓ' એ તો 'લાઓત્સે' નામના ચીના તત્ત્વજ્ઞાનીએ વર્ણવેલી સ્થિતપ્રજ્ઞની અચલ કૂટસ્થ અવસ્થા છે.

મારી માહિતી મુજબ TAO એ 'બ્રહ્મ'નો સમાનાર્થ શબ્દ છે. શંકરાચાર્યના આગમન પ્રસંગે લખેલા કાવ્યમાં **वाग्जिने मृगमंडली गतकरत क्रीडा सोदर्हा।** એવી લીટી છે તેમાં 'બદ્રિજન' એટલે 'બંદિજન' એવો શંકારપદ અર્થ ઉમાશંકરે સૂચવ્યો છે. આ અર્થનો સંજાના વાજબી રીતે અસ્વીકાર કરે છે. અને **वादिगजमृगकेसरी** એવા પ્રસિદ્ધ વિશેષણના આધારે **वादिजन** પાઠ સૂચવે છે. પરંતુ એમની બીજી દલીલ ભૂલભરેલી છે. એ કહે છે (પૃ. ૪૯):—

... વીદજને એ પદ જ છંદમાં બેસતું નથી ... ... વાદિજન જોઈએ.

છંદ હરિગીત છે, એમાં ત્રીજી માત્રા પર તાલ આવે છે એમ હું સમજું છું. 'વાદીજને' એમ બોલીએ તો જ છંદ જળવાય છે; 'વાદિજને' પાઠ લેતાં તાલ પહેલી માત્રા પર જાય, કુલ ૨૬ જ માત્રા રહે અને છંદ વિષમ હરિગીત થાય, એવો મારો નમ્ર મત છે; જો કે આ વિષે બોલવાનો મારો અધિકાર નથી.

પરંતુ એક વાત ખાસ યાદ રાખવાની છે. માનો કે આ બધી બાબતમાં શ્રી. સંજાનાએ કહેલું સાચું હોય ને મારી ભૂલ થતી હોય, માનો કે મારા આ લખાણમાં જ અનેક ભાવદોષ રહી જવા પામ્યા હોય; તો પણ મારા કહેવાનો મુખ્ય મુદ્દો ભૂલવાનો નથી. મુખ્ય વાત એ છે કે શ્રી. સંજાનાએ કોઈ ઠેકાણે કવિની કવિત્વશક્તિના વજૂદવાળા દોષ બતાવ્યા નથી; કવિની કવિત્વશક્તિના કે પ્રતિભાના મૂલ્યાંકનમાં આપણને સહાયતા કરે એવી કોઈ વાત લખી નથી; સંપાદકની યોગ્ય કદર કરવાને બદલે માત્ર ભૂલો બતાવી છે–જેમાંની ઘણી તો આ પત્ર પરથી સમજાશે તેમ, ખરેખરી ભૂલો જ નથી, અને જ્યાં એવી ભૂલો છે ત્યાં ભાગ્યે જ કશો સુધારો સૂચવ્યો છે.

તમે પૂછશો કે શ્રી. સંજાનાના નિબંધમાંથી આપણને તથા ઉમાશંકરને કંઈ શીખવાનું મળે છે કે નહિ? બેશક મળે છે; ઉમાશંકરે મરકત એટલે માણેક લખ્યું છે; શીરીનને ચીનના બાદશાહની પત્ની કહી છે; Pierian springવાળું અવતરણ ખોટું ટાંક્યું છે (હું માનું છું કે Pyrenean તો છાપ ભૂલ હશે જેમ સંજાનાએ પોરફિરીનું porphyrius છાપ્યું છે, અને પેલા શ્લોકમાં ધદ્દલેને બદલે રોદિતિ છાપ્યું છે! રોદિતિ છંદમાં જ ન બેસે!). બાલાશંકરની કેટલીક ઐતિહાસિક ભૂલો સુધારી નથી.—આ બધું લક્ષમાં લેવા જેવું છે. વળી હાફિઝનાં ભાષાંતરોમાં તથા કવિની પોતાની ગઝલોમાં જ્યાં જ્યાં સંજાનાએ ભૂલો કાઢી છે ત્યાં ત્યાં યથાર્થતાની ખાતરી કરી લઈ એ ભૂલો સુધારવી જોઈએ—ને મને તો ખાતરી છે કે બીજી આવૃત્તિમાં સુધરશે. સામાન્ય વાચકને પણ સંજાનાનો નિબંધ એટલા માટે ઉપયોગી છે કે એવાં લખાણો વાચકને સાવધાન બનાવે છે એટલું જ નહિ પણ ઝીણવટભર્યો અભ્યાસ કરવાને એને ઉત્તેજે છે. મારે તો એમનો ઉપકાર માનવાનો છે કારણ એમનો નિબંધ વાંચ્યા પછી જ મેં 'કલાન્ત કવિ' ઝીણવટથી વાંચ્યું ને મારો અભિપ્રાય દૃઢ થયો કે જૂની પેઢીના કવિઓમાં 'કાન્ત' અને નાનાલાલની સાથે બેસી શકે એવો એક જ કવિ અને તે બાલાશંકર.

લિ. કાન્તિલાલ

# એક પત્ર

[ તંત્રીની નોંધ: શ્રીઅરવિન્દનાં દર્શને ફેબ્રુઆરી ૧૯૪૭માં ગયેલા એક અભીપ્સુ આત્માનો આ પત્ર ત્યાંના એક સાધક પાસે લેવામાં આવતાં, 'માનસી' માટે એ માગ્યો અને વિનંતિ સ્વીકારાતાં, એ બંનેની રજાથી એનો લાભ વાચકો પામી શકે છે. ]

તા. ૨૬મી માર્ચ ૧૯૪૭

શ્રી,

તમારો તા. ૫મીનો પત્ર આજે પણ વાંચી ગયો: થયું કે હવે એ વિષે આગળ ચલાવું.

તદ્દન ખરી વાત છે કે બુદ્ધિની સપાટી ઉપર રહેવાથી એની અહંતા આવે છે–આવી છે, અને ઘણાયે વિનય છતાં–એની ઉપર જ આધાર રહેતો અનુભવું છું ત્યારે એ વાત સ્પષ્ટ થાય છે. આ તો હજુ હમણાં જ સૂઝે છે એટલે ઘસાતાં વખત જશે.

ને તોયે એમ થાય છે કે બુદ્ધિની સહાયતા લેવાનો ઇન્કાર તો કરવો નથી. અને છતાં એને આધારે પડ્યા રહેવાનું ઇષ્ટ નથી એ પણ સમજાયું છે, એટલે હવે તમે જેને Depths કહો છો ત્યાં પહોંચવાનું રહ્યું.

પહેલાં જ મને એમ લાગ્યું કે આવો યત્ન એટલે વધારે તટસ્થ દૃષ્ટિ અને નિઃસ્વાર્થ નિર્ણય. એમાં કાળ અને ક્ષેત્રની સીમાઓની પાર જોવાનો યત્ન પણ આવી જાય. અને છેવટે તો અંતરના અવાજમાંથી વારેવારે ઝબકતી ને છતાં અવગણવામાં આવતી શ્રદ્ધા.

'બુદ્ધિને ઘણા ઝટકા પડવાના છે' એ પ્રયોગ મારાથી હજુ નથી સમજાયો. મેં કશાયે મંતવ્યોને રૂઢ થવા દીધાં નથી. અને બદલવાં પડે તો એનું દુઃખ શું! એને સ્થાને તો મહત્તર સંકલ્પ આવશે જ. જેમ રહસ્યો ઊકલતાં જશે, તેમ એનો આનન્દ પણ વધવાનો જ. ત્યારે 'ઝટકા'-નો આઘાત શો?

અને તમારી આગળ તો હું કહી શકું કે શબ્દોનું મૂલ્ય તો સમજવું છે. તોયે એની મારામારી નથી કરવી. ભાવ પારખવો છે અને એમાંથી સંવેદનો મેળવવાં છે છતાંયે એમાં તણાઈ નથી જવું કે એનો ડર નથી લાગવા દેવો. સૂતેલી વાણી પ્રગટ થવા દેવી છે ને છતાંયે એમાં કેવળ શ્રદ્ધાના રંગ નથી

ઉકેલવા. કેંક વખત પ્રયત્નપૂર્વક બુદ્ધિનાં ઊંડાણોમાં મન પરોવ્યું છે. સારા દેખાતા વિચારને ઉલટાવીને તપાસ્યો છે. ભાવની નિર્દોષતા કે કુટિલતા, આનન્દ કે ક્લેશ, આક્રમણ કે આમંત્રણ પારખી–પારખીને સ્પર્શ્યું છે.

ને ત્યારે એમ થઈ આવે છે કે "ઠીક છે કે વેદિયો જ નથી રહ્યો. મારી સૃષ્ટિ ખડી કરી છે, એનો વ્યવહાર જોતો રહું છું, અનુભવતો રહું છું. કોક વાર લપસું યે છું ને કોઈ વાર ઊંચે ય ઊડું છું." કોઈ મિત્ર વારે છે કે આવો ભરોસો શો? જ્યાં મનને સરકવા દીધું કે એને ઝાલવું મુશ્કેલ છે. એ તો હું યે જાણું છું. પણ, હું જે કરું છું તે હું જોઈ શકું છું, કબૂલ કરી શકું છું. બીજાને માટે આ બધું એટલું સરળ નહિ હોય. અને કેટલીક વાર મનને વારી પણ શકું છું. મને લાગે છે કે એ મારું બળ ને એ મારો સંસ્કાર.

એટલે 'ફટકા'–આઘાત–પતનનો ડર નથી રહ્યો. એમાંથી તો મતિ મેળવી શકાશે. અને વળાંક લેવો એ હવે મુશ્કેલ નથી રહ્યું.

આ બધી કડાકૂટ કરવા છતાં યે ઊંડાણોમાં જવાની વાત હું કબૂલ જ કરું છું.

Motherનું એ સૂચન તદ્દન વાજબી જ છે. જેવો હું છું એવાને એ શું કરે? મારી ઊણપો કાંઈ ઓછી નથી. સદ્‌વૃત્તિઓનો વિકાસ સાધવાનો યત્ન શો કર્યો છે? જે થઈ રહ્યું છે એમાં પ્રયત્ન થોડો ને *Drift* વધારે છે તે ય જાણું છું. સાવ ક્ષુદ્ર તો નથી, પણ મહાન ક્યાં છું! એવા થવાનો સંકલ્પે નથી કર્યો ને નથી કર્યો શક્તિસંગ્રહ. એકલી ઈચ્છા કરી–એ બિચારીનું કેટલું જોર!

હું અહીં આવી ગયો એ સારું જ થયું છે એમ માનું છું. ત્યાંની ગુણવત્તાઓનો મેં ઉલ્લેખ હળવો કર્યો કારણ કે મને જડયું તેથી તો ત્યાં અટવાક પડયું છે એ હું જાણું છું. ત્યાંની નિરાંતથી હું ચકિત થયો છું. મચ્છરો હોવા છતાં યે જે સ્વસ્થતા તમારે બારણે મળતી તે સરખામણીમાં [ આશ્રમના મોટા, સોફાદાર ઉતારા ] ગેસ્ટહાઉસમાં ઓછી. ઊંઘમાં વિચારોનાં મોજાં અફળાયા કરે, કોઈ અણછાજતી જગ્યાએ ઠરી જવાય, એનું પારાયણ ચાલે–એવું બધું એ બારણે અટકી ગયું. ને ઊઠતાંની વાર

કર્તવ્યભાન રહેતું, સુરતી નહિ. જો કે હવે તો કહી શકું કે એવી સરખામણી ગૌલફોન્ડ અને મદ્રાસ કે મુંબઈ વચ્ચે પણ કરી શકું. કોઈક આને Auto-Suggestionsમાં ખપાવવા મહેનત કરી ગયા. પણ મનમાં મને એમની જ દયા આવી. આપણા જ મનની વાત આપણે કેમ ન જોઈ શકીએ કે ન સ્વીકારી શકીએ?

Motherની પાસે ત્રણચાર વખત જઈ આવ્યો હઈશ, છતાં મને તો 'ઝરુખેથી' જોવાનું ગમેલું. કદાચ અમારા બેની વચ્ચેનું અંતર એ જ એનું કારણ હોય. કોઈકે મને જણાવેલું કે તે આશીર્વાદ આપતાં તો યે કું હડી જતો! આવું ઇચ્છાપૂર્વક તો ન જ હોય. ને છતાં યે એવું જ બને એનો હેતુ હું એકદમ નહિ સમજી જાઉં તો યે શું!

મને તો હજી યે જાણે એ કહેતાં હોય કે "આવ્યા છો! ભલે. પણ તમારા જેવા ઘણા બધા આવી ગયા. એટલે શું? આવો-જાવ. શું મળ્યું-મેળવ્યું એ તો તમારે જોવાનું છે. હું તો આ બેઠી. હું તો તમારું મંગલ ઇચ્છું છું, પણ તમે કેવુંક ઘડવાના છો એ જોતા રહેજો. બસ. જાવ. સંતોષ થયો? ફરી આવજો, ભલે."

પછી મને લાગ્યું કે ઘણાં બધાં મળે છે. આપણે જોઈ શકીએ છીએ તે કરતાં મિલન તો જુદી જ રીતનું હોય છે. અને જે દેખાય છે એથી ફુલાવાનું નથી. મન મૂકીને બધા ઘણાને મળતા જોયા, એમનો ભાવ સમજી શકું છું, મારા આદરને પાત્ર છે, છતાં હું એમ તો ભાગ્યે જ મળી શકીશ.

શ્રીઅરવિંદની પાસે હું એમ જ ગયો. મેં નક્કી કરેલું યે ખરું કે મનમાં કશી જ અપેક્ષા ન રાખવી. મેં મારો નજીવો અર્ઘ્ય મૂકી ઊંચું જોયું જ નથી. પ્રણામ કરી આગળ ચાલ્યો આવ્યો છું. મને ઘણું જ થોડું યાદ રહ્યું છે, ને છતાં યે સંતોષ થયો છે. જેમ બીજા સમય લઈ શકતા હતા તેમ હું ય લઈ શકત. પણ એ મને જરૂરી કે વાજબી ન લાગ્યું. જ્યાં કશું અજાણ્યું નથી, જ્યાં ફોગટનું કશું મળી જવાનું નથી, ત્યાં વિલંબ કેવો? હું તો અહીંથી યે પ્રણામ કરીને ધન્ય બનું છું.

ફરીથી નવેમ્બરમાં આવવા ધારું છું.

દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

'ઇસ્ટ ઍંડ વેસ્ટ'

# સ્મો. કો. કોર્ટમાં જજ

[ 'સંસ્મરણો' લેખાંક સાતમો : ડિસે'૪૫થી આગળ ]

સર જોગેન્દ્રસિંહ જેઓ હમણાં જ (ડીસેંબર ૧૯૪૬ માં) ગુજરી ગયા તેઓ એક રીતે સાધુજીવન, સાધુ નહિ તો સાદું જીવન ગાળતા. મિ. બહેરામજી મલબારીના સંસારસુધારાના કામમાં જેમ સ્વ. દયારામ ગીદુમલ એમના સહાયક હતા તેમ જ સર જોગેન્દ્રસિંહ હતા. તેઓ વખતોવખત મુંબઇ આવતા ત્યારે મિ. મલબારીની ઑફિસમાં આવતા. મિ. મલબારીને ઘણાં દેશી રાજ્યો જોડે ગાઢ સંબંધ રહેતો. લંડનની ઇંડિયા ઑફિસ તથા સેક્રેટરી ઑફ સ્ટેટ જોડે પણ સારું હોવાથી, ઘણાં દેશી રાજ્યોના મુંબઇના એજંટો યા વકીલો એમના સંપર્કમાં આવતા. તેમાંના એક સ્વ. મનસુખરામભાઈ ત્રિપાઠી હતા. રાજદ્વારી વિષયો ઉપરાંત મનસુખરામભાઈનો ગુજરાતી સાહિત્ય પરત્વેનો રસ જાણીતો હતો. મરહૂમ મિ. મલબારીનું પણ તેમ જ હતું. રાજદ્વારી વિષયો ઉપરાંત પોતે અંગ્રેજી તથા ગુજરાતી સાહિત્યમાં ઊંડો રસ લેતા. ગુજરાતી સાહિત્યને ઉત્તેજન આપવા તથા ખીલવવા પોતે હમેશાં ઉત્સુક રહેતા; એટલે મનસુખરામભાઇનો અને મિ. મલબારીનો સંબંધ જોતાં, મનસુખરામભાઈના સભા અને જેમના ઉદયમાં તેઓ રસ લેતા એ સ્વ. ગોવર્ધનરામભાઈ મિ. મલબારીના સંસર્ગમાં આવે તો નવાઇ નહિ એ સંસર્ગ સ્વાભાવિક હતો. મિ. મલબારી 'ધી ઇંડિયન સ્પેક્ટેટર' નામે એક અંગ્રેજી અઠવાડિક ચલાવતા હતા. એ પત્રની ઑફિસમાં થોડા વખત સુધી દીવાનબહાદુર બળવંતરાય ક. ઠાકોરે[1] પણ કામ કરેલું. પણ એકલા અઠવાડિકથી મિ.

---

૧. તેમના 'પંચોતેરમે'માં (પૃ. ૧૩૬) વાંચીએ છીએ તેમ, પોતે 'ઇં. સ્પે'ના મદદનીશ તંત્રી હતા. એવા ઉચ્ચ અંગ્રેજી પત્રકારત્વથી એમની એ સમયની કમાણી શરૂ થયેલી. અહીં જરા આગળ જે 'ઇસ્ટ ઍંડ વેસ્ટ'નું નામ આવે છે તેમાં, ગુજરાતી જેવી તુચ્છ ભાષામાં વળી લખવું શું,–એવા પોતાના વતાધીન ખયાલના ખયાલી કનૈયાલાલ મા. મુનશીનાં પ્રારંભિક અંગ્રેજી લખાણ (તેમાંનું એક–ઘણુંમાં, મીરાંબાઈ વિષેનું) પ્રગટ થતાં હતાં.–સં. માનસી

મલબારીને સંતોષ થતો ન હતો એટલે એમણે 'ઇસ્ટ એન્ડ વેસ્ટ' નામનું અંગ્રેજી માસિક શરૂ કર્યું અને તેમણે તેમાં મદદ આપવા ગોવર્ધનભાઇને નિમંત્રણ કર્યું. ગોવર્ધનભાઇએ લેખો લખી આપી એ સ્વીકાર્યું એટલું જ નહિ પણ મિ. મલબારી સાથે મારી પણ ઓળખાણ કરાવી મને પણ કાંઇ લખી આપવાની સૂચના કરી. ભરૂચના બ્રહ્મક્ષત્રિય જાગિરદાર દેસાઇ ખાનદાનનાં જાણીતાં ચુની દેસાઇણ સતી થયાં હતાં તે સંબંધી ગોવર્ધનભાઈએ એક બહુ રસિક લેખ નામે 'ચુનીઃ ધ સતી' એ માસિકમાં પ્રગટ કર્યા હતા. મેં પણ ઔરંગઝેબની શાહાજાદી ઝેબ-ઉન્-નિસા, 'પ્રિન્સેસ પોએટેસ' કૃષ્ણ 'ધ આઇડીયલ હિંદુ,' ગોવર્ધનરામભાઇના મૃત્યુ બાદ તેમના જીવન વિષે—એમ લેખો લખી આપ્યા હતા.

મિ. મલબારી બહુ સાદા અને વિનમ્ર હતા. મારે તેમને મળવું થતું તો હમેશ હસીને વાત કરતા. એમના પુત્ર બારિસ્ટર થઇ હાઈકોર્ટના પ્રોથોનોટરીને દરજ્જે પહોંચ્યા હતા. તેઓ પણ પિતાનો એ જૂનો સંબન્ધ જાળવી રહ્યા હતા. 'ઇસ્ટ એંન્ડ વેસ્ટ' પાછળથી બંધ પડ્યું પણ ચાલુ હતું તે વખતે હિંદુસ્તાનનાં અગ્રગણ્ય માસિકોમાંનું એક ગણાતું.

## એ સમયનું વકીલમંડળ

હું સ્મોલ કૉઝ કોર્ટમાં જજ નિમાયો (સન ૧૯૦૫માં) ત્યારે ત્યાંના વકીલમંડળમાં ચારપાંચ વકીલો ઉપલા દરજ્જાના ગણાતા તેવા હતા. તેમાં એક આપણા ગુજરાતી હતાઃ શ્રી. મંછાશંકર જીવણરામ વકીલ. એમની વકાલત ('પ્રૅક્ટિસ') બહુ બહોળી હતી. તે ઘણા હસમુખા સ્વભાવના, વ્યવહારકુશળ તથા બાહોશ હોવાથી કોઈ પણ અસીલ એમના કામથી અસંતોષ પામી જતો નહિ. જજો સાથે પણ એવી કુનેહથી વર્તતા કે જો બને તો કોઇ પણ જજ એમને મદદ કર્યા સિવાય રહેતો નહિ. પરદેશી વેપારીના, મારવાડી તથા ગુજરાતી હિસાબી ચોપડાઓ અને કમિશન એજન્ટોના રીતરિવાજો હકસાઇની[2] પદ્ધતિ કાચી આડત તથા પાકી આડતની ગૂંચ—એ બધી વહેપારી પદ્ધતિનું એમને સંપૂર્ણ જ્ઞાન હતું.

---

૨. 'હકસાઇ' એ મૂળ અરબી ફારસી શબ્દ છે: હક્ક-ઉલ્-સઇ, એટલે કે મહેનત (સઈ) કરી કાંઈ બદલા તરીકે લેવાનો હક્ક.

તેમની એ આવડતને લીધે તે સ્મોલકૉઝ કોર્ટના જજને આસને બેસવા પામ્યા હતા અને એમના ચુકાદાથી સર્વને સંતોષ થતો. વહેપારી-વહેપારી વચ્ચેના હિસાબના ઝઘડા હોય ત્યારે તેમના હિસાબ તપાસવા વકીલોને કમિશ્નર નીમવામાં આવે છે તે પ્રકારનું કામ પણ ભાઈ મંછાશંકરને પુષ્કળ મળતું, અને એ અનુભવ જજ તરીકે એમને બહુ ખપ લાગ્યો.

મંછાશંકરના બીજા મિત્રો પણ કાયદાબાજ જ હતા. તેઓએ નવી એક ગુજરાતી ક્લબ સ્થાપેલી તેમાં ચિટનીસ, મોતીલાલ ને માળવી નામની સૉલિસિટરની પહેડીના બે ભાગિયા મિ. મોતીલાલ દલપતરામ, વકીલ તથા સ્વ. ત્રિભોવનદાસ માળવી મુખ્ય હતા. સ્વ. મોતીલાલ ત્રિભોવનદાસ સટ્ટાવાળા જેઓ પાછળથી ભાવનગર જજ થઈને ગયા હતા ને જેમણે એ જમાનાની સમાજસ્થિતિને લગતી એક વાર્તા નામે 'વિક્રમની વીસમી સદી'[૩] લખી છે. [ એનો બીજો ભાગ ઘણું કરીને લખાયો નથી. -સં. 'મા:' ] તે પણ એમાં જોડાયા હતા. એ ક્લબ હાલ જ્યાં સ્વ. મોતીલાલ કાનજીના મકાન સામે ડૉક્ટર પોપટ પ્રભુરામનું મકાન અનંતવાડીને નાકે છે તેની પાસેના મકાનમાં મળતી. ત્યાર બાદ કાલકાદેવીના રસ્તા પર દ્વારકાનાથના મંદિર સામેના એક મકાનમાં મળતી. હું, મ.લુભાઇ (માર્કંડરાય નંદશંકર), મંછાશંકરના નાનાભાઈ જમિયેતરામ સૉલિસિટર-સૌ ત્યાં જતા. એ ક્લબનો મુખ્ય વ્યવસાય સોકઠાબાજી, ચોપાટ વગેરે સ્વદેશી રમતો રમવાનો હતો; ચા-પાણી પણ મળતાં; પણ આ બધા મિત્રો ધાર્મિક બાબતોમાં બહુ જૂના વિચારના અને ચુસ્ત હતા. મંછાશંકર સ્નાનસંધ્યા ચૂકે નહિ, અબોટિયું પહેર્યા સિવાય જમવા બેસે નહિ. મોતીલાલ દલપતરામ તથા મોતીલાલ સટ્ટાવાળા પાઠપૂજામાંથી પરવારે નહિ. ત્રિભોવનદાસ માળવી ચુસ્ત વૈષ્ણવ હતા. કુંભારટુકડા પાસે નવું મંદિર સ્થાપવામાં એમનો મુખ્ય હાથ હતો અને એ મંદિરની વ્યવસ્થા ઊંચા પ્રકારની છે તેનું કારણ એમની જાતદેખરેખ. ઉપર કહ્યું તેવા સ્વભાવ

૩. એ નવલકથાનો ઉલ્લેખ શ્રી. મુનશીએ પોતાની ઊગતી વયના એક મનગમતા પુસ્તક તરીકે એકાદ-બે સ્થળે કર્યો છે.—સં. માનસી

સાથે પણ મંછાશંકર પોતાના પારસી મિત્રો સાથે છૂટથી ભેળાતા. માત્ર ખાવાપીવામાં અલગ રહેતા. એ ક્લબ વારંવાર મુંબઈની પરામાં ખાવા-પીવાની મોજ ઉડાવવા શનિ–રવિવારે જતી અને સંગીતને પણ ઉત્તેજન આપતી.

ભાઈ મંછાશંકર સિવાય સ્વ. ઉત્તમરામ લલ્લુભાઈ ત્યાંના જાણીતા વકીલ હતા. એમની પાસે પણ મારવાડી અસીલોનું કામ ભરચક રહેતું. એમના નાના ભાઈ છોટાલાલ લલ્લુભાઈ પટેલ એ ગુજરાતની એક જાણીતી વ્યક્તિ હતા. જેઓ એમના સંસર્ગમાં આવ્યા હશે તેમને એમનો હસમુખો સ્વભાવ યાદ આવ્યા વિના નહિ રહે.

## દક્ષણી તથા બીજા

ગુજરાતીઓ સિવાય દક્ષણી વકીલો પણ ઊંચે દરજ્જે હતા. મિ. નેરૂરકર ને દેવરૂખકર ગુજરી ગયા છે પણ મિ. પ્રધાન હજુ બેઠા છે એટલું જ નહિ પણ એમનો દીકરો એ જ કોર્ટનો જજ થયો છે. ભાઈ ઈંદરનારાયણ બ્રિજમોહનલાલ જે પાછળથી જજ નિમાયા છે, દિ. બ. ચિત્રે બાદ ચીફ જજ ને હાઈકોર્ટના જજ થયા હતા, તેમના બાપ બાબુ બ્રિજમોહનલાલ બી. બી. સી. આઈ. રેલ્વેમાં ઊંચે હોદ્દે હતા એટલે ઈંદરનારાયણ પાસે બહુ રેલ્વે કેસો રહેતા. અંગ્રેજી પર કાબૂ સારો હતો. વિનયી હતા. મીઠી પિશાબ ને પાકાના રોગથી ટૂંક વખત પર જ ગુજરી ગયા. તેઓ દિલ્હીના વતની હતા એટલે એ તરફના વહેપારીઓના કેસ એમને મળતા.

પારસીઓની સંખ્યા પણ મોટી હતી. સૌને મોખરે મરહૂમ રૂસ્તમજી પટેલ હતા. સ્મોલ કૉઝ કોર્ટના ચીફ જજની કોર્ટમાં વહેપારને લગતા ઘણા દાવાઓ ('કમર્શિયલ કૉઝીઝ') આવે છે. મુંબઈની ઘણીખરી અંગ્રેજી વહેપારી પેઢીઓના વકીલો અંગ્રેજ સોલિસિટર હોય છે. તે સોલિસિટરોનો મિ. રૂસ્તમજીના વહેપારી કાયદા સંબંધી જ્ઞાનનો એટલો ઊંચો અભિપ્રાય હતો કે એ પેઢીઓનું કામ તેઓ મિ. રૂસ્તમજી પટેલને જ આપે. વળી એ પેઢીઓનું કામ એટલે ફી પણ સારી. એમના એ જ્ઞાનને અંગે જ એમને હાઈકોર્ટે ખાસ એડવોકેટ બનાવ્યા અને જ્યારે અંગ્રેજ ચીફ જજની

બદલી થઈ ત્યારે પહેલવહેલી વખત જ એક હિંદીને એ જગ્યા આપવામાં આવી; એટલે જ એમને 'રુસ્તમબા' ને ટૂંકે નામે સર્વે સંબોધતા.

રુસ્તમજી પટેલના વખતમાં જુનિયર વકીલ તરીકે 'પ્રેક્ટિસ' કરતા બે વકીલો કાવસજી શેઠના ને સોરાબ બીલીમોરિયા આગળ આવ્યા. રુસ્તમજીના બરોબરિયા મિ. પાઠક નામે પારસી વકીલ હતા; જાણીતા હતા પણ વૃદ્ધ થવાથી નવું કામ લેવું છોડી દીધું હતું. તેથી આ બે જુનિયર વકીલોને આગળ આવવા અવકાશ મળ્યો. કાવસજીના ભાઈ રુસ્તમ ધનજીભાઈ શેઠના બારિસ્ટર હતા. સર લોરેન્સ જેન્કિન્સ ચીફ જસ્ટિસની એમના પર બહુ મહેરબાની હતી, હાઈકોર્ટના "એપલેટ સાઈડ"ના રજીસ્ટ્રારનો ઊંચો હોદ્દો હંમેશાં સિવિલ જજને મળતો. તેવી પ્રથા હોવા છતાં મિ. શેઠનાને એ જગ્યા આપવામાં આવી. હું "અપીલ સાઈડ" પર કામ કરતો હતો " તે વખતે પોતે જ રજીસ્ટ્રાર હતા. એમણે જ મને બોલાવીને કહેલું કે ચીફ જસ્ટિસે તમારે માટે તમારે વગરમાગ્યે સ્મોલ કૉઝ કોર્ટના જજની ખાલી પડેલી જગ્યા પૂરવા માટે સરકારમાં તમારી ભલામણ કરેલી છે, તો ત્યાંથી પુછાવવામાં આવે તો ના ન કહેતા. મને પૂછતા પહેલાં મારા મિત્ર હોરમઝ-દિયાર કુંવરજી કોયાજીને પૂછવામાં આવેલું, કારણ તેમણે એ કોર્ટમાં થોડો વખત 'પ્રેક્ટિસ' કરેલી; સબબ, એમના સસરા મરહૂમ માણેકશા તાલેયારખાન ત્યાંના પ્રતિષ્ઠિત હતા, રુસ્તમબા પટેલના બરાબરિયા હતા; પણ એમને ડિસ્ટ્રિક્ટ-માંથી હાઈકોર્ટની અપીલોનું કામ પુષ્કળ મળવા માંડેલું હોવાથી સ્મોલ કૉઝ-કોર્ટનું કામ ધીમે ધીમે ઓછું કરી મિ. હોરમઝદિયારને આપતા ગયેલા, પણ મિ. હોરમઝદિયારે જજ થવાની ના કહેલી. મિ. માણેકશાનું હાઈકોર્ટનું ઘણું-ખરું કામ દક્ષિણમાંથી આવતું. એમને મરાઠી બહુ સારું આવડતું. અટપટી મોડી લિપિના દસ્તાવેજો વગરમુશ્કેલીએ વાંચી શકતા. પાછળથી મિ. હોરમઝ-દિયારે 'અપીલ સાઈડ' પર માણેકશાની જગ્યા લીધી, અને હાઈકોર્ટના વખતોવખત કામચલાઉ જજ નિમાતા. આજે સદ્ભાગ્યે તેમના દીકરા નેરિયોસંગને પોતે કાયમના હાઈકોર્ટના જજની જગ્યાએ નિમાયેલા જોવા પામ્યા છે. એમની 'પ્રેક્ટિસ' ચાલુ છે.

'સુન્દરમ્'

# સમર્પણ

સમર્પણ!

જીવ અમરાઈ ઊઠે છે. કહેવાય છે કે ભગવાનની પ્રાપ્તિને માટે આ એક અનિવાર્ય આવશ્યકતા છે. પોતાનું બધું ય આપી દેવું.... હાય! પછી અમારી પાસે શું રહેશે? અમે દરિદ્ર જેવા લોકોની પાસે એવું કાંઈ બહુ છે પણ નહિ અને એને પણ ગુમાવી દેવું, ખોઈ બેસવું, નષ્ટ ભ્રષ્ટ કરી દેવું! સમજમાં નથી આવતું, ભગવાન એવી શરત શા માટે કરી બેઠા છે. શું તે પણ ભીખમગા છે?

*

ભગવાનની વાત છોડો. આપણા જીવન ભણી જુઓ. આ જીવનમાં શું કદી તમે પ્રેમ કર્યો છે? શાંત બેસીને વિચાર કરો.

એવો હતભાગી મનુષ્ય આ સંસારમાં વિરલ જ હશે જેના જીવનમાં કોઈ ને કોઈ વાર પ્રેમનું મધુર જ્વલન ઉત્પન્ન થયું હોય નહિ.

કોણ જાણે કેવી રીતે, ક્યાંથી, ક્યારે આ બને છે પણ ખરેખર બનતું તો હોય જ છે. કોઈ અજાણી ઘડીએ હૃદયમાં એક મધુર તલપ ઉદ્ભવે છે. હૃદય પોતાના સર્વભાવથી કોઈકને ચાહવા માંડે છે. તે કોઈ પણ હોય: સ્ત્રી હોય કે મિત્ર હોય, કોઈ આદર્શ હોય કે ધ્યેય. તેની તરફ હૃદય ખેંચાતું જ જાય છે—વધુ ને વધુ. પહેલાં પહેલાં તો આપણને એવું પ્રતીત થાય છે કે આપણે એને—પોતાની પ્રિયતમાને, પોતાની માશુકને આપણી પાસે ખેંચી લેવા ચાહીએ છીએ. આપણામાં મેળવી દેવા ચાહીએ છીએ. પરંતુ પાછી એક ક્ષણ એવી આવી જાય છે જ્યારે બધી માગણી બંધ થઈ જાય છે અને હૃદયને પોતાના ભાવની પરાકાષ્ઠા, પોતાનાં જ્વલનોની ચરમ તૃપ્તિ, પોતાનું સર્વસ્વ આપી દેવામાં અનુભવાતી લાગે છે,—પોતાનું સર્વ કાંઈ કોઈ અન્યમાં સંમીલિત કરી દેવામાં,

અવસ્થામાં કેવળ ભગવાન જ એને સહાયતા કરી શકે છે. મનુષ્યના સર્વ-સમર્પણનો સ્વીકાર કરવાની શક્તિ એક માત્ર એનામાં છે.

*

મનુષ્યના જીવનની આ પરમ ધન્ય ક્ષણ બને છે જ્યારે ભગવાન એના સમર્પણનો સ્વીકાર કરે છે.

સમર્પણ!

હવે જીવમાં ગભરાટ થતો નથી.

ખરેખર?

સમર્પણથી સર્વ કાંઈ નાશ તો નથી પામ્યું?

નહિ રે ....

*

ત્યારે એક નવો અનુભવ થવા માંડે છે. મનુષ્ય જોઈ લે છે કે આપવાની શક્તિ પણ ભગવાનમાં અત્યધિક છે, કલ્પનાતીત છે.

ભગવાનનું સમર્પણ, મનુષ્યને પ્રભુનું દેણુ!

આના જોટાની કશી ચીજ સૃષ્ટિભરમાં નથી. મનુષ્ય એકગણું આપે છે, હજારગણું પામે છે. હવે 'આપવું' શબ્દનો અર્થ બદલાઈ જાય છે. 'આપવું' એ 'પામવું' બની જાય છે.

*

આ મધુર વ્યવહારનો—આ અમૂલ્ય, મૂલ્યાતીત વિનિમયનો ક્યાંય અન્ત નથી.

મનુષ્ય પોતાની માનવતા આપે છે; ભગવાન પોતાની દિવ્યતા આપે છે.

આપતા–લેતા માનવની માનવતા મટી જાય છે. કેવળ પ્રભુની દિવ્યતા જ બાકી રહી જાય છે.

ના, ના! માનવ પણ રહે છે ખરો, પણ દિવ્ય બનેલો. મનુષ્યની ઉત્પત્તિ ભગવાનમાં લીન થઈ જવા માટે થઈ નથી. મનુષ્યને અસ્તિત્વમાં લાવવામાં આવ્યો છે તે ભગવાનની દિવ્યતાને, એ પરમ ભાગવતાને ધારણ કરવાને માટે, ભૂતલ પેર ભગવાનનો આધાર બનવાને માટે. બંને બની રહેશે ભગવાન અને માનવ. પણ કોઈ નવા રૂપે, કોઈ નવા આવિર્ભાવમાં.

અજ્ઞાનગ્રસ્ત, વ્યથાપીડિત માનવ, ભાગવતી ચેતનાને ધારણ કરતો એવો, સચ્ચિદાનન્દયુક્ત એક નવું સત્ત્વ બની જશે. પોતાની અનન્ત અસંગ પરાત્પર અવસ્થાવાળા ભગવાન—હમણાં સુધી તે ઘણું ઘણું બની ચૂક્યા છે, પોતામાંથી તેણે ઘણું નિર્માણ કર્યું છે. તો પણ હવે તે પોતાનો એક નવો દિવ્ય આવિર્ભાવ રચશે, પૃથ્વી પર એક નવા સત્ત્વનું સર્જન કરશે.

તે એક અવિભક્તે પોતાના પંડને વિભક્ત કરીને આ સઘળું નિર્માણ કર્યું છે.

આ વિભાજનનું પુનઃસંયોજન, વિખૂટાં પડેલાંનું પુનર્મિલન એ તો છે જીવનની મધુર ચમત્કૃતિ. માનવજીવનની શાશ્વત શી કરુણિકા 'ટ્રેજેડી'નો આ સુખદ મંગલ અન્ત છે.

આ મંગલાન્તની ભણી વહેતી થયેલી અમારી જીવનસરિતાની લહરીનું શિખર છે સમર્પણ.

આ છે માનવજીવનનો મધુરતમ અને ઉચ્ચતમ વ્યવહાર.'

---

૧. શ્રી અરવિન્દની વિશાળ આધ્યાત્મિક જીવનદૃષ્ટિથી પ્રેરિત, (પોંડિચરીના એ આશ્રમથી હિંદીમાં પ્રકાશિત)' ત્રૈમાસિક 'અદિતિ'માંથી (એપ્રિલ ૧૯૪૭): લેખકની સંમતિથી. ગુજરાતી ભાષાન્તર, માનસીમન્દિરનું.—સં. માનસી.

જેઠાલાલ જોષી, વિશારદ

# હિંદી સાહિત્યસંમેલન-
## નું ૩૪ મું અધિવેશન

અખિલ ભારતીય હિન્દી સાહિત્યસમ્મેલનના ઉદેપુરમાં ભરાયલા ૩૩મા અધિવેશન પ્રસંગે મેત્રણ બીજા પ્રાન્તો તરફથી નિમંત્રણો હોવા છતાં બહુ જ વિચારપૂર્વક આ વર્ષે (૧૯૪૬માં) કરાચીને જ પસંદ કરવા પાછળ વિશેષ કારણો હતાં. સિંધ હવે લીગવાદી પ્રાન્ત બનેલો છે. ત્યાંનું સમગ્ર વાતાવરણ ભારતના અન્ય પ્રાન્તો કરતાં વિભિન્ન છે. કરાચી પશ્ચિમ હિન્દનાં બારાંઓમાંનું એક સમૃદ્ધ બારું અને આજના વાયુયાન યુગમાં તો પશ્ચિમના પ્રદેશો સાથે સંબંધ જોડતું મુખ્ય સ્થાન છે. પણ ત્યાં મુંબાઇના જેવી વિવિધતા નથી, લોકોનો બહુજનરંગી માનવ સમુદાય નથી. પહોળી અને લાંબી સ્વચ્છ સડકો છે પણ તેમાં જોમ અને ઉત્સાહભર્યાં માનવોનો અવરજવર નથી. લોકોને કામનો બહુ બોજો નથી. માણસોનું સ્વાસ્થ્ય અદેખાઈ ઉપજાવે એવું ખરું. હવા-પાણી સ્વાસ્થ્યપ્રદ મને લાગ્યાં. ઠંડી પણ મજેદાર. આવી ઠંડી હોય, કામની દોડધામ ન હોય અને અહીં મળતો સ્વચ્છ અને તાજો મેવો ખરીદી નાસ્તો કરવાની અનુકૂળતા હોય તો માણસના ચહેરા ઉપર એકાદ મહિનામાં કાંઇ ઓર જ તાજગી ઝળકે.

અહીંની સંસ્કૃતિ અને રીતભાત બે પ્રકારની જણાઈ, એક તો કચ્છ અને કાઠિયાવાડ તરફના જેવી અને બીજી પંજાબી રીતભાત જેવી. આખો પ્રદેશ રણપ્રદેશ સમો સુન્દર, ઘટાદાર ઝાડપાન વિનાનો; મહામહેનતે ઊંટ તથા ઘેટાંના ઉછેરમાંથી જીવનનિર્વાહ કરનારો જણાયો.

તા. ૨૫-૧૨-૪૬ની સવારે ઊપડી મારવાડનું રણ વટાવી ૪૦ કલાકે રાતના ૧૨ા વાગ્યે અમારી ગાડી કરાચી પહોંચી. શહેર આખું ભવ્ય મકાનોથી સુશોભિત પણ સ્ટેશન એ પ્રમાણમાં અતિ સામાન્ય. આટલી લાંબી ત્રીજા વર્ગની મુસાફરીના થાક અને ઉજાગરાને લીધે શરીર તો

અકડાઈ ગયું હતું. પણ મિત્રવર્ય દેશળજીભાઈના મેળાપે તથા એમનાં પત્ની શ્રુ. નાનીબહેનના આતિથ્યે બધું વીસરાવી દીધું. રાતના ૨॥ વાગ્યે નાહવા ગરમ પાણી અને જમવામાં ગાયનું દૂધ અને પૂરીશાક મળતાં અમે નેવો થાક પોતાની મેળે ઊતરી જાય.

અધિવેશન-સમારંભ એક ભવ્ય મંડપમાં યોજવામાં આવ્યો હતો. આખોએ મંડપ ત્રિરંગી રાષ્ટ્રધ્વજ અને તોરણોથી શણગાર્યો હતો. અધિવેશન માટે આગલા ઉદેપુર, સંમેલનની મીરાનગરી અને પ્રસાદ ભારતેન્દુ વગેરે વીથિઓ ન હતી. પણ માલવીય-દ્વાર અને પ્રસાદ હરિશ્ચન્દ્ર ચોક વગેરેના નામકરણથી હિન્દીના મહાન સાહિત્યકારોનું સ્મરણ તાજું થતું હતું. મંચ અને આખી યોજના આપણી રાષ્ટ્રીય મહાસભાનું લઘુ સ્વરૂપ જ હતું. કાર્યવાહી અને વાતાવરણ રાષ્ટ્રીયતામયું ભવ્ય હતું. મંચ ઉપર સિંધના મહાસભાવાદી લોકનેતાઓ તેમ જ શહેરના અગ્રગણ્ય નાગરિકો હિન્દને ખૂણે-ખૂણેથી આવેલા ૪૦૦-૫૦૦ જેટલા રાષ્ટ્રભાષા હિન્દીના ઉપાસકોને સત્કારવા બિરાજેલા હતા. શ્રી જયરામદાસ દોલતરામ, ડૉ. ચોઇથરામ ગીદવાણી, પ્રો. મલકાણી, શ્રી લાલજીભાઈ વગેરે મોખરે જણાતા હતા. બહારથી આવેલાઓમાં માનનીય બાબુ પુરુષોતમદાસજી ટન્ડન, ભાષાશાસ્ત્રના સમર્થ વિદ્વાન ડૉ. સુનીતિકુમાર ચટર્જી, સમ્મેલનના અધ્યક્ષ શ્રી વિયોગી હરિ, શ્રીમતી કમલાબાઇ કિબે, ભદન્ત આનંદ કૌશલ્યાયાન, પ્રધાન મંત્રીશ્રી મૌલિચંદ્ર શર્મા, પ્રો. શ્રી સીતારામજી ચતુર્વેદી ઈત્યાદિ મુખ્ય જણાઈ આવતા હતા.

વાતાવરણમાં તાજગીભર્યો ઉત્સાહ હતો. અધિવેશનનો પ્રધાન સૂર 'રાષ્ટ્રભાષા' અને રાષ્ટ્રલિપિનો હતો. રાષ્ટ્રભાષા અને રાષ્ટ્રલિપિ વિષે આજે જે ચર્ચાઓ ચાલી રહી છે તેનો અહીં સુયોગ્ય ઊકેલ હતો. આ ઊકેલની પાછળ બહોળો અનુભવ અને શાસ્ત્રીય તથા રાષ્ટ્રીય દૃષ્ટિ હતી. કેવળ ભાવનાપ્રધાન રાજકીય પ્રયોગો ન હતા. વિશેષતા તો એ હતી કે અધ્યક્ષ શ્રી વિયોગી હરિ પૂજ્ય મહાત્માજીના પરમ અનુયાયી અને બાપુને પ્રાણ સમાન પ્રિય ખાદી અને હરિજનપ્રવૃત્તિમાં જ

## રંજન: કવિસંમેલન

રંજન કાર્યક્રમ અને કવિસમ્મેલન વિષે થોડું કહી લેખ સમાપ્ત કરું છું. કવિસમ્મેલનમાં હિન્દીના ઉચ્ચ કોટિના કવિઓ આવ્યા જ ન હતા, છતાં બે ચાર યોગ્ય હતા જ. રંજન કાર્યક્રમ અનેક રીતે સફલ થયો અને વખણાયો. જયશંકર પ્રસાદના ભાવપ્રધાન નાટક 'અજાતશત્રુ'ને બહુ જ સફલતાથી ત્યાંનાં ભાઈબહેનોએ ભજવી બતાવ્યું હતું. દસ બાર હજારની મેદિનીમાં આવા શબ્દ–ભાવયુક્ત નાટકને ભજવી બતાવવું કાંઇ સહેલું ન કહેવાય, છતાં બહુ જ સફલતાપૂર્વક આ વસ્તુ ભજવાઈ હતી તે માટે ખરેખર ભાગ લેનારાંઓ અભિનંદનને પાત્ર છે.

એકંદરે આ અધિવેશન સારું અને સફળ હતું. ખામીઓ વિના તો એક પણ વસ્તુ હોતી નથી, પણ પરિસ્થિતિ અને સંજોગો જોતાં આવા અધિવેશનનું સફળતાપૂર્વક પાર એ ઉતરવું ખરેખર ત્યાંના વ્યવસ્થાપકોને યશ અપાવે તેવું છે. અમને બધાને તો આવા પ્રસંગો રાષ્ટ્રીય વાતાવરણભર્યા સુવાસથી તરબતર કરી દેનાર હોય છે.

## ભાગીરથીમાંથી ગંગા

હિંદુસ્તાનીની ભાગીરથી વહેતી થઈ છે, તેમાંથી બે કાંઠે બરોબર વહેતી ગંગા ઉપજાવવાની છે. કેવલ ઉર્દૂ કે કેવલ હિંદીને વળગવાથી એ સ્થિતિ નહિ આવે. ફારસી અરબીના તેમાં ભળેલા અંશોના બહિષ્કારથી એ સ્થિતિ નહિ આવે. આપણો પૂર્વગ્રહ કે અભિગ્રહ ઓછો થશે તે પ્રમાણમાં સંસ્કૃતનું દર્શન મુસલમાનોને થશે. કુરાનમાં ઈરાની સંસ્કૃતિના પુનરુત્થાનનાં દર્શન થાય છે તેમ ખુદ ઉર્દૂ ભાષાભાષીઓમાં પ્રાચીન ભારતીય સંસ્કૃતિનું પુનરુત્થાન દેખવાની આશા વધારે પડતી નથી.
—પ્રા. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી: ('પ્રબન્ધુ': તા. ૧૧-૫-૪૭)

# માનસી

વર્ષ ૧૧, અંક ૨ ] [ જુન ૧૯૪૭

## સ્વરાજ્ય આશિષરૂપ કે – ?

[ પ્રા. બ. ક. ઠાકોર: 'પંચોતેરમે' (૧૯૪૬); પૃ. ૧૭૦–૭૧ ]

[ હું ] પાછો અજમેર [ ૧૯૦૨ના ઉત્તરાર્ધમાં ] ગયો ત્યાં [ આગલી ઓળખાણવાળા સાહેબ ] વૉડિંગ્ટન,...મેયો કૉલેજના પ્રિન્સિપલ,...મ્યુનિસિપૅલિટીના પ્રમુખ પણ હતા. [ તેમણે સરકારનિયુક્ત સુધરાઈ–સભ્ય થવાનું કર્તાને કહેતાં, ખાસ કામગિરી એ સુધરાઈ કે શેરીએ શેરીએ મહોલ્લે તહેવારના વગેરે વાંધાને કારણે થતા 'ઝરખા–ઝઘડા'માં સ્થાનિક લોકની બેહદ પક્ષાપક્ષીથી પર રહેનાર તમારા જેવા બહારના હોય તે માણસ જ સુધરાઈએ આપવા ઘટે તેવા સાદા, એકસરખા નિયમો અનુસાર ન્યાયી અને તટસ્થ ચુકાદા આપી શકે. ]. મેં કહ્યું, [ એ તો ] "કોયલાની દલાલી." તુર્ત એ કહે, "હારતો; રાજ્ય ચલાવવું",

સંઘને વચ્ચે ખોટકી પડવા ના દેવો, નિઃસ્પૃહ રહેવું, ન્યાય કરવો, એ જ અહીં અમારું મોટામાં મોટું અગત્યનું અને છૂટા ન થવા દે એવું કાર્યક્ષેત્ર છે. શું અમે નથી જાણતા અમે લોકપ્રિય નથી? કદાપિ થઇ શકીએ નહિ! Still, we carry on. Why? Our fathers did it, and have left is to us along with their good name and their blessing. All history is like that. Why did the Spartan, why did the Roman go to alien lands and ruled them more justly than the natives could have ruled themselves? The whole history of civilization is that in a nutshell. And now here too the last chapter of the story is beginning. You want Swarajya, The young people are tired of the Pax Britannica. Very good; nay more, it is but natural. But we tell you, these partialities and pettinesses, quarrels and jealousies are only local & provincial. The Gujarati here, the Panjabi in the Deccan, the Bengali in Sindh etc. etc. are as much foreigners as the Englishman & can bring to the task of ruling & driving on, as much impartiality, aloofness, justice & integrity as any other foreigner. Unless Indians all over are prepared for this interchange of character and ability between province and province, Swarajya is not only far off, it won't be a blessing at all when it arrives....( સ્થૂલાક્ષર, અમારા.–સં. 'મા')

મિ. વેડિંગ્ટનની દલીલ વિવાદાસ્પદ હતી બલકે તે મને મોટે ભાગે માન્ય નહોતી.*

---

* અને ન હોય એ બરાબર, સિદ્ધાન્તદૃષ્ટિએ. વ્યવહારદૃષ્ટિ તરફ જોતાં, હિંદની બગડયે જતી સ્થિતિમાં ઉપલા વિચારો નીરક્ષીરન્યાયે સમજવા જેવા હોવાથી અહીં ઉતાર્યા છે.– સં. માનસી ( તા. ૨૫-૫-૪૭ )

ડૉ. કૃષ્ણલાલ શ્રીધરાણી

## અ મે રિ કા માં

# ભારતનું અસ્તિત્વ

[તંત્રીની નોંધ: જે કિશોર વયના કવિનાં પ્રારંભિક કાવ્યો પંદરેક વર્ષ પર 'કૌમુદી'માં પ્રકટ કરવામાં આનંદ હતો, તેમને 'માનસી'માં આ લેખરૂપે સ્વાગત આપતાં હર્ષ થાય છે. ન્યુ દિલ્હીથી, ભારે કામગીરી વચ્ચે પણ, આ લખી મોકલી તેમણે માતૃભાષાની તથા અમારી પ્રત્યેનો જૂનો પ્રીતિભાવ તાજો કરી આપણને ઋણી કર્યા છે.]

ગુરવી ગુજરાતની સાહિત્યવાટિકા છોડી હું અમેરિકા ગએલો ચાર વરસ માટે પણ વચ્ચે લડાઈ આવી, એટલે કુલ બાર વરસનો વનવાસ થઈ ગયો. એ બાર વરસ દરમ્યાન હું એ પાતાળપ્રદેશમાં આપણી માતૃભૂમિમાં ફર્યો હતો તે કરતાં પણ વિશેષ ફર્યો-હર્યો. મારી ભાષણ-યાત્રાઓ મને દર વરસે ૬૦ હજાર માઈલની મુસાફરીએ લઈ જતી. મારી એવી ગણતરી છે કે કુલ હું દશ લાખ માઈલનું માત્ર અમેરિકામાં જ પરિભ્રમણ કરી ચૂક્યો હોઈશ.

સ્વદેશ હોય કે પરદેશ હોય, જો લોકજીવનનો અભ્યાસ કરવો હોય તો પરિભ્રમણ સિવાય બેડો પાર ન થાય. એ આશયે જ આપણા ઋષિ-મુનિઓએ ચાર ધામની યાત્રા કરી જીવન સાર્થક કરવાનું સૂચવ્યું હશે. આપણા ભારતદેશનો આકાર પતંગ જેવો છે, અને ચાર ધામની યાત્રા કરતાં કરતાં આ મહાન પતંગને ચારે ખૂણે ફરી વળાય. અમેરિકાના લોકોને કોઈ ધામ-બામમાં શ્રદ્ધા નહિ. પણ હું તો એક હિન્દી હતો, જેમ હિન્દમાં તેમ અમેરિકામાં. એટલે હવે હું અમેરિકાનો પણ ચારધામી ગણાઉં.

એ મુસાફરીઓ દરમ્યાન મને અમેરિકામાં વસતા આપણા દેશબાંધવો-ની પરિસ્થિતિનો અભ્યાસ કરવાની તક સારી મળી. જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં હિન્દી ભાઈઓ મને મળવા આવતા અને દિલની વાતો ઠાલવતા.

લડાઈ પૂરી થયા પછી અમેરિકા ઉપર હિન્દના વિદ્યાર્થીઓ અને વેપારીઓનો હલ્લો થયો છે. એટલે હાલમાં જરા હિન્દીઓની વસ્તી અમેરિકામાં પણ વધી ગઈ છે. પણ તે પહેલાં ત્રણથી ચાર હજાર હિન્દીઓ અમેરિકામાં વસતા. અને તેમાં પણ ગુજરાતીઓની સંખ્યા માત્ર વીશથી ત્રીશ જેટલી. એટલે ભારતવર્ષથી પણ મોટા અને જાજરમાન એવા એ પ્રદેશમાં એક બૃહદ્‌ગુજરાત મને કયાં ય જડ્યું નહિ. ગુજરાતી બોલવાનો જ જ્યાં પ્રસંગ પ્રાપ્ત ન થાય ત્યાં ગુજરાતનાં ગુણગાન કરવાનો લહાવો તો કયાંથી મળે?

અમેરિકામાં ગુજરાતીઓની સંખ્યા આવી નજીવી કેમ હશે તે વિષે મને ઘણી વખત વિચાર થતો. ગુજરાતીઓ બીજા પ્રાંતના લોકોથી સાહસમાં ઊતરે એમ તો હું કદી જ કબૂલ ન કરું. બીજા ઘણા દેશોમાં ગુજરાતીઓએ સારા અડ્ડા જમાવ્યા છે, પણ ગુજરાતની ખળખૂંધીમાં જ વેપાર અને અમેરિકામાં હિન્દીઓને વેપાર કરવાની બહુ તક નહિ. એટલે મોટે ભાગે તો મજૂરી કરનાર વર્ગોએ અને પ્રાંતોએ અમેરિકાને અપનાવ્યું.

અમેરિકામાં કયાં ય બૃહદ્‌ગુજરાત નહિ. પણ એક બૃહદ્‌હિન્દ ખરું અને તે અમેરિકાના પશ્ચિમકાંઠે પ્રસરેલા કેલિફોર્નિયા નામના સ્ટેટમાં. ત્યાં લગભગ પંદરસો જેટલા સીખો અને પંજાબી મુસલમાનો રહે છે. ત્યાંની આબોહવા અને ઝાડપાન પંજાબની યાદ કરાવે તેવાં. ક્ષિતિજમાં ખજૂરીનાં ઝાડોની પલટન ખડી હોય એટલે દેશવિહોણા આ હિન્દીઓને ટાઢક થાય. સેક્રામેન્ટો નામના એક ગામમાં એક ગુરુદ્વારા પણ છે, અને નજીકમાં એક મસ્જીદ છે.

કેલિફોર્નિયા એટલે ભગવાનનો ફળબાગ. સેંકડો ગાઉની મુસાફરી કરો, પણ તમને ફળથી લચી પડતાં ઝાડવાંઓ સિવાય બીજું કાંઈ દેખાય નહિ. વળી ખેતીને માટે પણ જમીન કુંવારી અને ઉત્તમ. આપણા હિન્દીઓએ ખંતીલા ખેડુ તરીકે સારી નામના મેળવી છે. કેટલાક હિન્દીઓને સફળતા અને પૈસા પણ સારા મળ્યા છે.

પણ આપણા દેશભાઈઓને કેલિફોર્નિયામાં એક મહાદુઃખ. ત્યાં એક એવો ધારો છે કે જે અમેરિકાના નાગરિક ન હોય તે જમીનની માલિકી ન મેળવી શકે. અને ગયા વરસ સુધી હિન્દીઓને અમેરિકાના નાગરિક

થવાનો હક નહોતો. મૂળ વાંધો હતો ચીનવાસીઓ સામે, કેમ કે વર્ષો પહેલાં હજારો ચીના અમેરિકામાં રોટલો કમાવા આવ્યા કરતા અને તેઓ એ રીતે અમેરિકન મજૂરવર્ગની કમાણીનું ધોરણ નીચું પાડતા. પણ જ્યારે ચીનાને ઉખેડયા ત્યારે સાથે સાથે હિન્દીઓનો પણ મરો થયો.

આપણા દેશબાંધવોની આ મુશ્કેલીનો અંત લાવવાનો અમે થોડાએક મિત્રોએ નિશ્ચય કર્યો. ભારતવર્ષની સ્વતંત્રતાની લડતનો અમેરિકામાં પડઘો પાડવા માટે અમે એક "નૅશનલ કમિટી ફૉર ઇન્ડિયાઝ ફ્રીડમ" નામની સંસ્થા વૉશિંગ્ટનમાં શરૂ કરેલી. એ સંસ્થાએ આ નાગરિક હકોની પણ ઝૂંબેશ ઉઠાવી. ગયે વર્ષે ભારતનો અમેરિકામાં વિજય થયો. અમે જે મોખરે હતા તેમને નાગરિક થવા પ્રથમ પૂછવામાં આવ્યું. મેં તો સાફ સાફ ના પાડી અને જણાવ્યું કે હું તો હિન્દનો જ નાગરિક છું અને રહેવાનો, પણ બીજા હિન્દીઓને એ લહાવો આપશો તો મને આનંદ થશે.

દેશ કરતાં પણ પરદેશમાં માણસની દેશભક્તિ વધારે જાગે છે. ગરીબ કે તવંગર, ભણેલા કે અભણ, હું જેટલા હિન્દીઓને અમેરિકામાં મળ્યો છું એ બધા ભારતની આઝાદી માટે કુરબાની કરવા તૈયાર હતા. કયારેક કયારેક મને એમ થાય છે કે હિન્દે દેશવટો ભોગવી રહેલા આપણા ઘણા ય મહારથીઓની પૂરતી કદર નથી કરી. બંગાળ અને પંજાબના ક્રાંતિકારોને અમેરિકામાં વસતા હિન્દીઓની મદદ અને પ્રેરણા મળ્યા કરતી એ વાતની ઘણાંઓને તો ખબર જ નથી. સ્વર્ગસ્થ લાલા હરદયાળની મંડળીએ પ્રથમ મહાયુદ્ધ દરમ્યાન હિન્દી ક્રાંતિકારોને હથિયાર પૂરાં પાડવા માટે ઘણાં કાવતરાં કરેલાં અને ઘણી હાડમારીઓ વેઠેલી. "કોમાગાટામારૂ" નામના જહાજની વાતો તો આપણા ઇતિહાસમાં રાતી શાહીથી લખાવી જોઇએ. બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન પણ હિન્દની આઝાદીની લડતને અમેરિકામાં વસતા હિન્દીઓએ સારો ટેકો આપેલો. "ક્રિપ્સ મિશન" જન્મેલું ત્રણ કારણે: એક તો આપણા રાષ્ટ્રવાદની શક્તિ; બીજું, ત્યાર સુધીના જપાનના વિજયે અંગ્રેજોને કરાવેલી વિહ્વળતા; અને ત્રીજું, અમેરિકાએ હિન્દના પ્રશ્નનો કોઇ નિવેડો લાવવાનો ઇંગ્લાન્ડને કરેલો આગ્રહ. આ છેલ્લી પરિસ્થિતિ અમેરિકામાં ઉત્પન્ન કરનાર તે ગણ્યાગાંઠ્યા આપણા દેશબાંધવો.

એવી જ રીતે, દેશ કરતાં પણ પરદેશમાં રાષ્ટ્રીય ઐક્યની વધારે તમન્ના જાગે છે. અમેરિકામાં વસતા હિન્દીઓએ ભાગ્યે જ નાતજાત અને ધર્મના

ભેદભાવો જાળવ્યા છે. હિન્દુ કે મુસલમાન, બ્રાહ્મણ કે ચમાર, બધા જ સરખા હિન્દીઓ અમેરિકામાં, અને દેશની બરદાસ્ત કરવામાં બધાજ સરખો ભાગ લે. પણ આપણા દુર્ભાગ્યે ધીમે ધીમે અમેરિકામાં વસતા હિન્દીઓમાં પણ હવે હિન્દનાં કોમી કે ધાર્મિક યુદ્ધનો ચેપ લાગવો શરૂ થયો છે.

અમેરિકામાં વસતા બધા ય હિન્દીઓ કામદાર વર્ગના નથી. ગણ્યાગાંઠ્યા હિન્દીઓએ સાહિત્ય અને વિજ્ઞાનમાં નામના મેળવી છે. થોડાએક ભાઈઓએ અમેરિકાની જમ્મરદ્દૂર વિદ્યાપીઠોને અધ્યાપક તરીકે દીપાવી છે. એક હિન્દી આંકડાશાસ્ત્રીની ગણતરી પ્રમાણે વસ્તીના ટકાને હિસાબે અમેરિકાવાસી હિન્દીઓએ બીજા કોઇ પણ દેશના લોકો કરતાં અમેરિકન વિજ્ઞાનને વધારે સમૃદ્ધ કર્યું છે. આ ગણ્યાગાંઠ્યા હિન્દીઓ તે ભારતવર્ષની સંસ્કૃતિના દૂતો !

સુશિક્ષિત અમેરિકનોને હિન્દનાં તત્ત્વજ્ઞાન, ધર્મોપદેશ, સાહિત્ય અને રાજ્યપ્રકરણમાં સારો એવો રસ છે. આ રસનો ઇતિહાસ અને આ રસ જગાડનારાઓની નામાવલી જાણવા જેવાં છે.

અમેરિકાના ઈશાન ખૂણે ન્યૂ ઇંગ્લાન્ડ નામનો પ્રદેશ છે. અહીં જ પ્યુરિટન પન્થના "યાત્રી પિતાઓ" પહેલવહેલા આવેલા, અને અહીં જ અમેરિકન સંસ્કૃતિનો પાયો નખાએલો. જ્યારે ન્યુ ઇંગ્લાન્ડની જાહોજલાલી હતી ત્યારે ત્યાંનું સાહિત્ય પણ ઉજ્જ્વળ હતું. લૉવેલ જેવા કવિએ ત્યારે "વેદીક સોમ"નાં ગાન કરેલાં. એમર્સન જેવા ફિલસૂફને ઉપનિષદોની મસ્તી ચડેલી અને હેન્રી ડેવીડ થૉરોનું ચિન્તન આપણા અરણ્યવાસી ઋષિમુનિઓના જેવું હતું. ગાંધીજીએ "સિવિલ ડિસઓબીડિયન્સ"નો મંત્ર અને મંત્રનામ થૉરો પાસેથી જ લઈને અપનાવ્યાં છે. અને આ બધા લોકો "બૉસ્ટન બ્રાહ્મીન" તરીકે ઓળખાતા !

બૉસ્ટનને એ સર્વની પછીના જમાનામાં આર્યત્વનું પ્રથમ આકર્ષણ કરાવનાર તે સ્વામી વિવેકાનન્દ. હિન્દીઓ પણ સંસ્કૃતિમાન છે, અને તેઓ જગતને કાંઈક શીખવી શકે છે તેવી માન્યતા અમેરિકામાં ઉત્પન્ન કરનાર સ્વામી વિવેકાનન્દ પહેલા. ત્યાર પછી તો વિશ્વકવિ રવીન્દ્રનાથ ટાગોરે ત્રણેક વાર અમેરિકાની ભાવણયાત્રા કરેલી. પ્રથમ વિશ્વયુદ્ધને કારણે શ્રદ્ધાવિહીન થએલા અમેરિકામાં ટાગોરે ફરી શ્રદ્ધાની ધારા વહેવડાવી. રહસ્યવાદની

ઘેલછામાં પડેલા જગતને તેમણે વિશ્વબન્ધુત્વનો ઉપદેશ આપ્યો. વચ્ચે બે ચાર વર્ષ તો એવાં ગયાં કે એ ટાગોર–યુગ તરીકે ઓળખાયાં. એ જ રીતે નટરાજ ઉદયશંકરે વારંવાર અમેરિકા જઈ પોતાના નૃત્યથી એને મુગ્ધ કર્યું અને હિન્દની કળાની કીર્તિ વધારી.

રાજકીય વિભૂતિઓએ પણ હિન્દની નામના અમેરિકામાં પ્રસારવામાં પોતાનો ફાળો આપ્યો છે. પોતાની દેશનિકાલી દરમ્યાન લાલા લાજપતરાયે અમેરિકામાં વાસ કરી ભારતની સ્વતંત્રતા માટે એક "હિન્દુસ્તાન ઍસોસિએશન ઑફ અમેરિકા" નામની સંસ્થા સ્થાપી હતી (કે જે સંસ્થાના પ્રમુખ તરીકે પાછળથી ત્રણ વર્ષ સુધી કાર્ય કરવાની તક મને મળેલી).

બુલબુલે હિન્દ શ્રીમતી સરોજિની નાયડુનાં ભાષણો વિષે હજી પણ તમે ક્યારેક ક્યારેક જૂના જોગીઓને મોઢેથી વખાણ સાંભળો. મૌલાના શૌકતઅલી અને સ્વર્ગસ્થ વિઠ્ઠલભાઈ પટેલે અમેરિકાની સફર કરી ત્યાં હિન્દની નોબત વગાડી હતી. છેલ્લે છેલ્લે, આશરે બે વર્ષ પર જ, વિજયાલક્ષ્મી પંડિતે ભારતની માગણીઓનો અમેરિકાને સારો એવો ખ્યાલ કરાવ્યો છે.

સમકાલીન હિંદની બે વિભૂતિઓએ અમેરિકાની ધરણી ઉપર પગ મૂક્યા વિના પણ અમેરિકાને હિન્દનું મિત્ર કર્યું છે. એમાં પહેલા તો ભારતના બાપુ મહાત્મા ગાંધી, કે જેમના અહિંસા અને સત્યના સંદેશાએ વિચારવન્ત અમેરિકનો ઉપર ખૂબ ઊંડી છાપ પાડી છે. જે દેશ મહાત્મા ગાંધીને પેદા કરે તે દેશના વિચાર–આચાર ઊંચા હશે એવી સ્પૃહા પરદેશીઓને તો જરૂર થાય, એટલે ગાંધીજીને નામે હિન્દે અમેરિકામાં બહુ ખ્યાતિ પ્રાપ્ત કરી છે. પ્રશ્ન એ છે કે એક દેશની સામાન્યમાં સામાન્ય વ્યક્તિઓથી એ દેશની મૂલ્ય–આંકણી કરવી યોગ્ય, કે એક દેશની મહાનમાં મહાન વિભૂતિઓથી તે દેશની મૂલ્ય–આંકણી કરવી યોગ્ય? પહેલાને ન્યાયે હિન્દ પછાત મનાય. પણ બીજાને ન્યાયે હિન્દ જેવો ભાગ્યશાળી દેશ બીજો કોઈ નહિ. પણ "ડીમોક્રસી"ની ખરી ખૂબી તો અમુક દેશ જ્યારે બંને પરીક્ષામાં પસાર થાય ત્યારે અને તેમાં તો અમેરિકાની અદેખાઈ જ કરવાનું રહ્યું.

પંડિત જવાહરલાલ નહેરુ પણ અમેરિકા ક્યારે ય ગયા નથી, અને છતાં હજારો અમેરિકનોને હિન્દનો પરિચય એમની કલમે જ મળ્યો છે.

અંગ્રેજી ભાષા ઉપરનું એમનું અદ્‌ભુત પ્રભુત્વ જોઈને ઘણા પરદેશીઓ એમના ઉપર મુગ્ધ બન્યા છે. પશ્ચિમના લોકો ગાંધીજીથી અંજાઈ જાય, પણ જવાહરના મિત્ર બની રહે, કેમ કે જવાહરનો વિચારપ્રવાહ અને શૈલી પાશ્ચાત્ય છે. એટલે ઘણાં અમેરિકાનોને જવાહરનાં લખાણોથી જ ગાંધીજી વિષે પણ ગમ પડે છે.

મહાત્મા ગાંધી અને પંડિત નહેરનાં એ શુભ નામોના જાપે જ અમેરિકામાં ભારતના અસ્તિત્વનું આ ટૂંકું પ્રકરણ પૂરું કરવું ઉચિત.

લોકશાસન, પણ કેવું ?

We have to consider when rebuibing our world whether we mean by democracy the levelling down of humanity or the levelling up of humanity–સચિવોત્તમ સર સી. પી. રામસ્વામી આયર (કુનૂર ખાતે; તા. ૨૮-૫-૪૭)

વિદ્યુતરાય યશવન્તપ્રસાદ દેસાઇ

# શ્રી રમણ મહર્ષિના અરુણાચલ—ની યાત્રાનાં સ્મરણો

*[ અર્વાચીન ગુજરાતના પ્રથમ સાહિત્યવીર કવિ નર્મદાશંકરના 'ઘોડમંજક' તરીકે સાહિત્યપ્રેમીઓને પરિચિત, ભાવનગરના પ્રસિદ્ધ દેસાઇકુટુંબના સ્વ. હરિપ્રસાદ સન્તોષરામ દેસાઈના પૌત્ર શ. વિદ્યુતરાયને આ પૃષ્ઠોમાં આવકાર આપતાં અમને ઘણો આનંદ થાય છે. સ્વ. પ્રોફેસર વિઠ્ઠલરાયભાઈ વિષેના એમના પુસ્તક 'તર્પણ' વગેરે દ્વારા વાચકો તેમને ઓળખે જ છે. આ મૂલ્યવાન યાત્રા-વર્ણનની વિશિષ્ટતા તો સ્વયંપ્રકાશ, તેથી એ વિષે વધુ કહેવાની જરૂર નથી.— સં. માનસી ]*

શ્રી રમણ મહર્ષિ સંબન્ધી છૂટુંછવાયું વર્ણન નજર તળે ઘણી વાર નીકળ્યું હતું, પરંતુ પોલ બ્રન્ટનની 'એ સર્ચ ઇન સીક્રેટ ઇન્ડિયા' વાંચ્યા પછી, મહર્ષિના દર્શને જવાનો વિલંબ એ એક ન કરવા જેવી ભૂલ થયા કરે છે એમ જ લાગ્યા કરતું. એ પુસ્તક વંચાયા બાદ લગભગ એક વર્ષનો કાળ તો એ ભૂલમાં ઉમેરાયો હતો જ.

બારસીમાં ચૈત્રી નવરાત્રના સ્થાપનની અમાઉ જઇ આવવા પ્રેરણા થઇ, પત્રો બિન્દુભાઈ ( કલાપી-મિત્ર રા. 'સંચિત'ના પુત્ર. રા. સૂર્યકાન્ત રૂપશંકર ઓઝા ) માર્ફત લખાયા અને જવા આવવાનો પ્રવાસક્રમ ગોઠવાયા બાદ જવાની તારીખ ગોઠવાતાં, બીજા બેથી અઢી માસનો ઉમેરો થયો—અને તારીખ નક્કી થઈ હોય એટલે કે નિર્માણને ફેરવાય નહિ એવું બને એને જ પ્રભુ-આજ્ઞા કહેવાય. એમની પ્રેરણાત્મક-આજ્ઞા અને અમારે જવાના દિવસ વચ્ચે દોઢેક માસ હતો. ત્યારે જ આશ્રમમાં તો સોલાપુર બાજુના માણસો આવનાર છે એવી જાણ રમણે રમી હતી. તે તો ત્યાં ગયા ત્યારે જાણ્યું. અને એ પ્રયાણમાં તા. ૨૪-૨-૪૭ 'ને સોમવારે-બારસીથી મદ્રાસ-એક્સપ્રેસમાં ભગવાન શ્રી રમણ મહર્ષિના દર્શને જવા

નીકળીને તા. ૨૫–૨–૪૭ની સાંજના સવાસાતે મદ્રાસ સેન્ટ્રલ ઊતર્યાં. પછી મદ્રાસના સાઉથ ઇન્ડિયન રેલ્વેના ટર્મિનસ એગ્મોરથી મોટરમેજમાં રાત્રિના સાડાદસે ત્રિવેન્દ્રમ્ એક્સપ્રેસમાં રવાના થઈ, સવાબે વાગ્યે તે જ રાત્રિમાં વિલ્લુપુરમ્ જંક્શને ટ્રેન બદલી–તિરુવણ્ણામલૈની ટ્રેનમાં જગ્યા મેળવી, મળસ્કે પોણાચારે ઊપડી, બુધવારે સવારે સાડાછ વાગ્યે તા. ૨૬–૨–૪૭ના રોજ શ્રી અરુણાચલના મન્દિર અને પર્વત સાથે પૂર્વોક્ત સ્ટેશને ઊતર્યા. ત્યાંથી લગભગ સવાબે માઈલના અંતરે આવેલ શ્રી ભગવાન રમણ મહર્ષિના આશ્રમે પહોંચ્યા.

આશ્રમ અરુણાચલની તળેટીમાં છે. અમારો ઉતારો મોરબીવાળા રા. સૂર્યકાન્ત રૂપશંકર ઓઝાની ગોઠવણે મોરબીના મહેમાનગૃહમાં રખાયો હતો. આ મહેમાનગૃહ પણ એ આશ્રમની બરાબર સામે જ ગણાય, વચ્ચે માત્ર સડક છે. ઉતારાની ગોઠવણ અને સ્નાનવિધિથી પરવારી બરાબર સવાઆઠે, જેમાં શ્રી ભગવાન પોતે બિરાજે છે તે મહાખંડની પ્રદક્ષિણા પૂરી કરી; અને તે ખંડમાં પ્રવેશી, સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી, પુરુષ વર્ગ અને સ્ત્રીવર્ગ એમ જે ગોઠવણે બેસાય છે તેમ ફલાહાર ધરીને બેઠા.

## પ્રથમ દર્શન

અપૂર્વ શાન્તિ. ધૂપસુવાસમાં હૈયાધૂપની સુવાસ સમર્પતી, તામ્રવર્ણી કૌપીનધારી, જીવન્મુક્ત મૂર્તિના દર્શને, વિચારતિરોભાવ થઈ જવાયું–જાણે બધું જ વિસ્મરણના પ્રયોગ જેવું. અતિશાન્ત વાતાવરણ. શ્રી રમણ મહર્ષિની આંખો જ "દર્શનદીક્ષા"ની દૃષ્ટિ ઝરતી, છતાં સૌમ્ય અને શાન્ત, સ્થિર છતાં જાગ્રત અને છતાં ભાવાભાવથી રહિત, અવર્ણનીય, શાન્તિપ્રેરક, છતાં અનુપમ તેજસ્વી પણ અનુભવી શકાય. તેઓશ્રીની આસનવ્યવસ્થા પણ આકર્ષક જણાય છતાં સંપૂર્ણ સાદાઈ અને સ્વચ્છતાના નિયમાનુસાર છે. "વ્યક્તિથી જ આસન દીપે છે." એ વાક્ય અહીં વધુ ઉચિત જણાય.

અમે ત્યાં પહોંચ્યા ત્યારે રેડિયો પણ ચાલુ હતો, પરંતુ લગભગ બધા જ બંધ આંખે સમાધિસ્વરૂપે બેઠેલા એટલે રેડિયાની બોલીને પણ "રાડિયા ! તું તારે રાડયે પાડયા કર. સાંભળનાર તો બાહ્ય જગત છે. અંતરના અવાજમાં તારું સંગીત કે રુદનવાણી બધું સમાઈ જાય છે" એવો પણ ભાવ ત્યાંના વાતાવરણમાં પરવરેલો જણાયો.

લગભગ નવ વાગ્યાને સુમારે ટપાલ આવી, તે ટપાલ લાવનાર વ્યક્તિ આસનની બાજુમાં રખાતો લાકડાનો ઠેઠો કાઢી, મહર્ષિની પરખે છતાં પાછળ રહી એક પછી એક પત્રો વંચાવી, પાછા ગોઠવી લઈ, ચૂપચાપ ખંડમાંથી વિદાય થઈ જતી.

'ટાઈમ્સ' વગેરે અંગ્રેજી તેમ જ તામિલ ભાષાનાં છાપાંઓ પણ અમો ગયા તે પહેલાંથી જ ત્યાં આવ્યા હતાં. તે બધાં જ છાપાંમાં જે ભાગ અગર લેખ મહર્ષિને વાંચવા લાયક હોય તે જ પ્રમાણે ઉપરાઉપર, વગરશોધ્યે જડે તેમ ગોઠવી મુકાય છે, તેનો વારો આવ્યો. તે વાંચવા માટે પોતે લેવા લાગ્યા– છાપું વંચાય છતાં આંખો તો ઊંડી, ગહનતાના ઊંડાણમાં કાંઈક નવું જ ઊકેલતી હોય છે. એ ભાવ દરેક વાચન વખતે દેખાયા જ કરે છે. ટપાલ વખતે પણ તે ભાવનો ભંગ થતો નથી તેમ જ તેઓશ્રીનું મૌન તો અત્યન્ત પ્રભાવશાળી છે.–જેની વીગત તો આગળ લખાશે જ. પરન્તુ એ મૌન પણ ત્યાંના શાન્ત વાતાવરણને વધુ શાન્ત રાખે છે. ગજના અંકુશ જેવું એ મૌન છે, એમ પણ કહી શકાય; કારણ ખિસકોલીઓની હારમાળાને સંપૂર્ણ સ્વતંત્રતા તો એવી છે કે જે "અ-દેખાઈ કરાવે." શ્રીરમણમહર્ષિના આસનની બે બાજુ હિંચકો છે. અને બે બાજુ આગળ લખ્યું તેમ લાકડાનો ઠેઠો છે, જેથી ચરણસ્પર્શ આપણા જેવા માટે તો શક્ય નથી, પરંતુ ખિસકોલીઓ સ્વેચ્છાથી તેઓશ્રીની પાટ ઉપર, હાથપગ ઉપર પણ ફરે તેમ જ મહર્ષિના વરદ હસ્તે ખાવાનું મેળવે. વાનરો પણ વિહારવંદને વંદી, પોતાનો ભાગ મેળવવા બારીએથી બાહુ લંબાવી ફળાહાર મેળવે. માનયુક્ત મયૂરો પણ–મનયુક્ત મહેમાની માણી લે છે, પરંતુ ત્યાંની શાન્તિનો ભંગ તો તેઓ પણ કરતા નથી બધું જ શબ્દ–નાદ વિહોણું, કદાચ ચિત્રમય જગત જેવું છતાં અદ્ભુત સ્વર્ગીય કહી શકાય. આવા શાન્ત વાતાવરણ વચ્ચે વસતા અદ્ભુત અવધૂતની પરમ શાન્તિનું વર્ણન તે શું શક્ય છે?

અનુભવગમ્ય હોય તેનાં વર્ણન અશક્ય બને. આમ છતાં, "બાળ-દર્શને" મહર્ષિજી પોતે જ પ્રફુલ્લિત પરિમલ જેવું હાસ્ય વેરે છે. ત્યારે તો આપણી વીંધી ગયેલી અને રહેલી ઉમર ઉપર સહેજે ઘૃણા ઉત્પન્ન થાય તો પણ ક્ષમ્ય ગણાય. કારણ – હવે બાળપણાં ક્યાં શોધવાં?

બરાબર પોણા દશે તેઓશ્રી મહાખંડની બહાર પધારે છે. અને ગૌશાળા

તરફ જાય છે ત્યારે ચરણસ્પર્શને બદલે ચરણરજ મેળવી શકાય છે. અને એટલું જ શક્ય છે.

### આશ્રમની દિનચર્યા

આશ્રમની વ્યવસ્થા અને કાર્યક્રમે ગૂંથેલું સમયપ્રમાણઃ

સવારે પાંચ વાગે તે પહેલાં જ તે મહાખંડમાં માનવભરતી ધીમી પણ એકધારી ગતિએ ભરાવા લાગે છે કે તુરત જ સંગીત, કીર્તન, વેદઘોષ વગેરે ચાલુ થાય છે. અને, સાત વાગે ચ્હા–કૉફી અને નાસ્તાની પ્રથમ ઘંટડી વાગે કે તુરત મહર્ષિજી પોતે જ એ નાસ્તો અને કૉફી સૌની સાથે લેવા પધારે અને તેઓશ્રીની પાછળ ખંડની તેમ જ બહારથી આવેલ મહેમાનો વગેરેની મેદનીને માપબંધીના બંધ વગર ચ્હા, કૉફી શુદ્ધ મોરસની જ અપાય. તે પહેલાં ગૌશાળામાં પણ લગભગ તે જ સમયે ખાણ-પાણીની શરૂઆત થાય. ચ્હાનાસ્તાનું પતાવી લીધા પછી, ગૌશાળા તરફ પોતે પધારી, વ્યવસ્થા નિહાળી તુરત જ પાછા મહાખંડના આસને બિરાજે છે. સાડાસાતે તો તે મહાખંડ ઉભરાવા લાગે છે. સાડાસાતથી–પોણા દસ સુધીનો કાર્યક્રમ તો ધ્યાન, રેડિયોની આકાશવાણી–મૌની આન્તર વાણી, ટપાલવાચન, છાપાંવાચન એ બધું જ શાન્ત નિયમાનુસાર–પોણાદશે પાછા ગૌશાળાની પાછળ પધારવું. અને દસ વાગે પાછા મહાખંડના આસન ઉપર બિરાજવું. બરાબર અગિયાર વાગે જમણ માટેની ઝાલર–ઘંટી વાગે અને મહાખંડના આસનેથી ઊઠી—ભોજનખંડમાં કે જ્યાં સવારે ને બપોરે ચ્હાકૉફી અપાય છે તે ખંડમાં પધારે. બ્રાહ્મણ અને બ્રાહ્મણેતરની વ્યવસ્થા એક જ ખંડમાં છતાં અલગ અલગ સચવાય છે. પ્રથમ બ્રાહ્મણોને પીરસાય અને પછી જ બ્રાહ્મણેતરને પીરસાય. એ ગોઠવણમાં પણ પોતે મધ્યાસને એવી રીતે બિરાજે છે કે બંને બાજુ ઉપર સમદૃષ્ટિ રાખી શકે. પીરસવું શરૂ થાય ત્યારથી તે પૂરું થાય ત્યાર પછી પણ મહર્ષિનાં નેત્રો એકધારાં વ્યક્તિગત પતરાવળી ઉપર ફરતાં ફરે છે. અને એ જ વખતે "નેત્રમિલન"નો યોગ સંયોગ હોય તો જ ચાર આંખો મેળવી શકાય છે, પરંતુ મહર્ષિનાં નેત્રોમાં તો કોઈ પણ ભાવ કે અભાવનું દર્શન કે ચિહ્ન પણ પરખાતું નથી. અને એને જ જીવન્મુક્ત દશાનું દર્શન કહેવાય એમ અંતરના ભાવો આપણને સમજાવતા હોય તેમ જણાય છે. જમી પધારવા બાદ તેઓશ્રી અર્ધા કલાક માટે કોઈ અજ્ઞાન સ્થળે પધારે છે. ત્યાં કોઈ પાછળ જાય તો કહેવામાં આવે છે કેઃ 'એકલા

જવા દો.' મતલબ કોઈ સાથે જતું જ નથી. કારણ નવા આવનારાને પણ આ સૂચના ત્યાં વસનારા પાસેથી મળે છે. (પાછળથી જણાયું છે કે-"જમતદષ્ટિએ તેઓશ્રી જમે છે પણ સંગ્રહ કરતા નથી અને એ કામ માટે પધારે છે"). મતલબ આ બાબે નિશ્ચયાત્મક કશું જ લખી શકાય તેવું જણાયું નથી.

અર્ધો જ કલાકમાં પાછા પધારી મહાખંડમાં નિજાસને બિરાજે છે. મતલબ કે બપોરના બારથી બે વાગ્યા સુધી તેઓશ્રીને આરામ આપવાને નિમિત્તે ત્યાં જનારા પણ આરામ કરે છે. બરાબર અઢી વાગ્યે પાછા ચ્હા-કૉફીની ઘંટડી થાય અને ભોજનખંડમાં સૌ ભેળા થાય અને પોતપોતાને મનમાન્યો ન્યાય આપી, મહાખંડમાં મહર્ષિજીની પાસે બેસવા, વાંચવા, ધ્યાન ધરવા અને ઘણાખરા પ્રશ્ન પૂછવા, નવા કાવ્યો રચી તે ગાવા, એમ અનેક કારણો સાથે ખંડમાં પ્રવેશી પોતપોતાના મનમાન્યા સ્થાને ગોઠવાય છે.

## પ્રશ્નો-કાવ્યોનું નિવેદન

પ્રશ્નોના કાગળો શાન્તિથી એક પછી એક-એ નિયમે મહર્ષિજીની પાટ ઉપર વિનાસ્પર્શે મુકાય. જમતના નેત્રો તો, વાંચી વિચારી પ્રશ્નો પૂરે, પરંતુ દિવ્ય ચક્ષુએ તો ક્યારનાએ વાંચી લીધા હોય, કેટલાકને પ્રશ્ન લખતી વખતે જ જવાબ જડે છે. કેટલાકને પ્રશ્નપત્ર મૂકે કે તુરત જ જવાબ જડે છે. કેટલાક પ્રશ્ન પૂછે તે પહેલાં પણ કોયડા ઉકલી જતા હોય તેમ સાંભળ્યું છે. પ્રશ્નપત્રો મુકાઈ રહે પછીથી કાવ્યો રચી લાવનારા અગર લાવનારાં પોતપોતાનાં કાવ્યો જે ઘણે ભાગે તામિલમાં જ હોય છે તે બોલવા માંડે. જ્યાં પ્રાસાનુપ્રાસની અગર તો માત્રાભંગની ભૂલ જણાય કે તુરત ત્યાં શબ્દ ફેરવવાની અગર તો અમુક શબ્દ મૂકી દો કે વધારો, કમી કરો, એવી સૂચના સ્વભાષામાં સ્વમુખે આપે છે. કોઈ કાવ્ય ગાનાર ગાવામાં પણ ભૂલ કરે તો એ એટલો જ ભાગ પોતે ગાઈ બતાવે છે. ત્યારે તો ગાનના આનન્દ અને કાવ્યનું અદ્ભુત મિશ્રણ થાય છે.

પછી પ્રશ્નપત્રો-જમતદષ્ટિએ એકાંતરે એક-ઉપાડે છે. વાંચે છે. શું વાંચતા હશે? નેત્રો તો કાગળની કોરે અગર તો પગના અંગોઠાની આસપાસ જણાય છે. છતાં, ઉત્તર આપવા જેવા ન હોય, એટલે કદાચ બહુ જ હળવા-અગર તો ક્ષુલ્લક પ્રશ્નોના જવાબ માત્ર મસ્તક હલાવી

પડ્યા મુકામ છે. કદાચ જવાબ આપવા જેવો પ્રશ્ન હોય તો જ પુછનારને મન જે મહાપ્રશ્ન ગણાયો હોય તેનો અલ્પમાં અલ્પ ઉત્તર ભાષાંતરે લખાવી દે છે. પ્રશ્નોના ઉત્તર ઘણે ભાગે, "તું તને જાણી લે" "તમો સ્વપ્નાવસ્થામાં છો" અગર તો "નિદ્રાને તજો." કે "તમે જાગો" એવા જ ટૂંકા, ભાવાર્થભરપૂર, સરળ છતાં સચોટ રીતે આપે છે. અને તામિલ ભાષામાં પણ બહુ ટૂંકું ઉચ્ચારણ કયારેક કરે છે. પણ ભાષાંતર સમજાય શું?

અરે! આ શું? ચાર વાગી ગયા. સવારે આવેલી ટપાલોના જવાબ સાથે સવારની વ્યક્તિ ફરીથી ખંડમાં પ્રવેશ કરે છે. ટપાલના જવાબોનો, થોકડો પણ સાધારણ અને થકવી નાખે એવડો હોય છે. પત્રોના જવાબ વંચાતા જાય, સુધારાવધારા ન હોય તો પણ અર્ધો કલાક તો સહેજે એ પત્રોની જવાબધારામાં વહી જાય. સમય એકદમ પસાર થઇ જાય, એવી ઘડિયાળ કે ઘટિકાયંત્રની રચના ઉપર સહેજે ટીકા થઇ જાય; પરંતુ મહાખંડની શાન્તિમાં તો જાણે નીરસતા નિર્માણ કરતી હોય તેમ ભાસે છે. આ બધું જ આપણી જાગૃતિરૂપ છે. કારણ, જ્યારે મહર્ષિ સામું જોવાય ત્યારે બધું જ ભુલી જવાય. ટપાલના જવાબો વંચાઈ રહે ત્યારબાદ પા કલાક સંપૂર્ણ શાન્તિ પથરાતી હોય તેમ ભાસે છે. અને પોણાપાંચે આસનેથી ઊઠીને મહર્ષિજી ખંડ બહાર પધારી ગૌશાળાની પાછળ જાય છે અને પાંચ વાગ્યે પાછા આસને બિરાજે કે તુરત જ વેદઘોષ ભગવાન દક્ષિણામૂર્તિનાં સ્તોત્રો વગેરે પોણા છ સુધી ચાલે. શુદ્ધ સમૃદ્ધ સંસ્કૃતના શાસ્ત્રીઓ–શિષ્યો–નો ચાર કે છ જણાનો સમૂહ પણ બેસૂર કે બેતાલ થયા વગર સંગીતમય વેદનો સૌને સાક્ષાત્કાર કરાવે છે. બરાબર છ વાગ્યે સ્ત્રી-વિભાગે પોતાના રાત્રિભોજન માટે મહર્ષિજીના મહાખંડમાંથી નીકળી જવું જોઇએ અને પુરુષવર્ગ બેસી રહે. સાડાછ વાગ્યે સ્ત્રીવિભાગે જમીને આશ્રમની બહાર નીકળી જવું જોઇએ એ નિયમ છે. અને સાડાસાતે પુરુષો માટે જમવાનું અને જમી પરવાર્યા બાદ મહાખંડમાં નવ વાગ્યા સુધી પુરુષવર્ગ બેસવા ધારે તો બેસે. નહિતર સુવા જવા માટે નવ વાગ્યે તો નીકળી જવું જોઇએ.

બુધવારે એટલે. તા. ૨૬–૨–૪૭ના રોજ આ બધી જ વીગતો જાણવામાં અને મેળવવામાં વિતાવી ઉતારે આવી સૂતા (લગભગ સાડાદશે.)

સવારના આઠથી રાત્રિના સાડાઆઠનો સમય ક્યાં પસાર થયો તેની બહુ ખબર કોઈને પણ રહી હોય તેમ જણાયું નથી.

અરુણાચલે આરોહણ

ગુરુવારે સવારે તો શ્રી અરુણાચલ પર્વત ઉપર કે જ્યાં આગળ મહર્ષિને આત્મદર્શને:આત્મસ્થ અવસ્થા પ્રાપ્ત થઈ તે ડુંગર ઉપર ચઢવા માટે મહેમાનગૃહેથી સાત વાગ્યે નીકળ્યા. શ્રીરમણાશ્રમની અંદરથી જ અરુણાચલ જઈ શકાય તેવો રસ્તો છે, જેથી તે રસ્તેથી સાત ફર્લાંગે રચપાએલી સ્કંદાશ્રમની એટલે કે સમાધિની ભૂમિ ઉપર પહોંચ્યા. ત્યાંથી સીધે રસ્તે નીચે ઉતરીએ તો શ્રી અરુણાચલ મહાદેવના મંદિરના પશ્ચિમદ્વારે પહોંચાય, પરંતુ અમો તો ગયા હતા તે જ રસ્તે પાછા ઊતરવાના હતા. જેથી માત્ર કેડી જોઈ લીધી. આ સ્કન્દાશ્રમની ભૂમિ બહુ જ રળિયામણી-શાન્ત અને આશ્રમ તેમ જ ગામની તુલાધાર જેવી મધ્યમાં છે. જ્યાં આગળથી શ્રી અરુણાચલ મહાદેવનાં નવદ્વારા મહામંદિરના તેમ જ તિરુવણ્ણમલૈના ગામવિસ્તારનાં સંપૂર્ણરીતે ચિત્ર દર્શન થાય છે. આ સ્કન્દાશ્રમની બાજુમાં જ આશ્રમના પાદપ્રક્ષાલન કરતી પાણીની નાની સરવણી છે-ચોમાસામાં તો ધોધનું રૂપ પણ ધારતી હશે. તે સરવણીમાં નાહ્યા, થોડો ફળાહાર કર્યો. અહીં વાનરો છે-પણ આપણે ખાવાનું આપીએ તો પણ ખાવાની બહુ વૃત્તિ નહિ એવા. એટલે કે પરાણે આગ્રહથી આપવું જોઈએ. આજે અમારે શ્રીમહર્ષિજી સાથે જ પ્રસાદી લેવાની હોવાથી-બહુ સમય વ્યય કર્યા સિવાય ધીમી ગતિએ-તાપ તપતો અમો સવાદસે મહેમાનગૃહમાં આવ્યા. અને પંગતમાં શ્રી મહર્ષિની સંમુખ રહેવાય તે માટે તુરત જ આશ્રમમાં આવી ભોજનખંડમાં પોણાઅગિયારે જ દાખલ થઈ જગ્યાઓ મેળવી બેઠા. બરાબર અગિયારે ઝાલર વાગી અને મહર્ષિજીએ ભોજનખંડમાં પગ મૂકયો. પાછળના તેમ જ બાજુના દરવાજેથી અન્ય ભક્તો, મહેમાનો-સ્ત્રીપુરુષો જેમાં બ્રાહ્મણો, પારસીઓ, યુરોપીઅન્સ વગેરે અનેક જાતિ અથવા કોમના સમૂહમાંથી બ્રાહ્મણો અમારી બાજુ આવ્યા અને અન્ય વર્ગો-પાટીઆના પડદાના વિભાગમાં બેઠા. બેઠા કે તુરત જ ભાતમિશ્ર શાક (વડું શાક) દાળનું પાણી અને છેવટે છાશ-અહીં કરપાત્રમાં પ્રવાહી પીણું પીવાય છે છતાં વાટકો માગીને મેળવાય છે; અને પછી તો પંગતમાં તમો જ્યાં બેઠા હો ત્યાં વાટકો આપી જાય છે.

એ પ્રસાદથી પરવારી મહેમાનગૃહે આવ્યા, અને સાંજે શ્રીઅરુણા-

ચલના મંદિરે જવાનું હતું. એટલે અહીં વાગ્યે જ બરાબર આશ્રમમાં આવી ન્હા લઇને બેઠા. મહાખંડમાં મહર્ષિજીની સામે હજી બીજા માણસો ન્હા કોઠીમાંથી પરવારી આવનાર હતા એટલે જગ્યાની વિશાળતા વધી મઅેલ જણાતી હતી. અમે સો ચાર વાગ્યે ઊઠી જવાની ધારણાથી અને ગામમાં મંદિરે જવાની ગોઠવણે જલદી ઊઠી જવાય તેવી રીતે દૂર જ બેઠા હતા.

## અલૌકિક અનુભવ

પૂરી પાંચેક મિનિટ તો નહિ થઈ હોય ત્યાં આ લખનારને શ્રીરમણ અને તેમનો દેહ અદૃશ્ય થયો અને તે જ જગ્યાએ ધ્યાનાવસ્થાવાળો શ્રી-શંકરનું ચિત્ર કે જે હંમેશાં પૂજનમાં રહે છે તે દેખાયું અને વળી શ્રીરમણ દેખાય. આ તે પ્રયોગ છે કે નેત્રદોષ? પણ પૂછવું કોને? ધારો કે, ઘેર જઇને કોઇકને કાંઈક પૂછ્યું. પણ આપણું માનશે કોણ? આ માટે તે સમયે તો અવકાશ કે આશરો જ ન હતો એટલે જાણે જેવું રમણનું મૌન તેવું મારું; પણ આ દર્શન પરત્વેનું મૌન-કેળવવું પડ્યું. અને દોઢ કલાકમાં લગભગ સાતથી આઠ વખત પૂર્વોક્ત દર્શનનો ભાસ થયો. આ બને છે શું? અને બને છે કેવી રીતે? એટલે જ વિચાર ક્યારે આવી શકતો હોય તો પણ એ વિચાર સાથે જ પાછા-રમણ જ દેખાય-મતલબ ક્ષણેક રમણ અદૃશ્ય થાય-અને પેલું ચિત્ર દેખાય. દોઢ કલાક ક્યાં ગયો-તે ખબર મને તો રહી હતી તેમ કહી શકતો નથી. પણ છોટાલાલે કાનમાં કહ્યું " ભાઈ ચાલશું ને! ગામમાં જવાનો ટાઇમ થયો છે. " હું કાંઇ બેભાન તો ન જ હતો તેમ જ ધ્યાનમાં પણ ન હતો. એટલે, "હા"ના ઉત્તરે ઊઠ્યા. વિદાયવંદન કીધાં અને મહેમાનગૃહેથી ગયા ગામમાં-શ્રીઅરુણાચલ મહાદેવનું મહાદ્વારી ભવ્ય મંદિર એટલે કલાયુક્ત જીવન્ત મનોરમ્ય મૂર્તિ.

મુખ્ય મહાદ્વારમાં પ્રવેશતાં જ, શ્રીરમણઆશ્રમની સ્વચ્છતા-અને શાન્તિ બંને અહીં સમવાય તો કેવું સારું? એ પ્રશ્ન થયો. પણ અહીં તો શાન્તિને બદલે ભોમિયારૂપે ભળી જનારની પજવણી, અને તેમાં અધારી રેકર્ડ જેવું. વિનાપ્રયોજને વાગ્યા કરનાર કે ગાયાં જ કરનારની અનેક પ્રકારે નડતર જ થાય છે. અને એવા જ કારણે સ્થાન અને દર્શનની મહત્તામાં, વિઘ્નરૂપ જણાય છે.

દર્શન વગેરે પતાવી ગામમાં પણ કશું જોવા જેવું નહિ છતાં પ્રદક્ષિણા કરી. સાત વાગ્યે મહેમાનગૃહે આવ્યા. મહર્ષિ સાથે પ્રસાદ લેનારાં આશ્રમે

ગયા અને અમે ચાપાણી માટે મહેમાનગૃહે રોકાયા. મનનચિંતનની મહાદશામાં શરીર યંત્રવત્ ચાલે છે એવું લાગ્યા જ કરે તે જ મહર્ષિનાં દર્શનનો મહિમા.

શુક્રવારઃ ૨૮-૨-૪૭. નિયમાનુસાર મોડા ઊઠનારા અહીંઆ વહેલા જાગી જાય છે, તેટલા અનિયમિત બની જાય છે. માસની આખર તારીખે પગારની રાહ જોનારને તો પગારથી તારીખ અગર તો તારીખથી પગાર કોઈક તો યાદ આવી જાય પણ અહીં તો વિસ્મરણનો જ પ્રયોગ હતો. છતાં બુધવારે આશ્રમમાં પહોંચ્યા પછી આપ્તજનને કેવળ ભૂલી ગયાનો આક્ષેપ આવવાની બીકે અગર તો પ્રથમ પત્ર લખવાની પ્રેરણા પામેલા એવા છોટાલાલભાઈએ પત્ર લખવાની જરૂરત જણાતાં શરૂઆત પણ કરી અને અમારે પણ તેમણે લખેલા પત્રોમાં ખુશીખબરના સાક્ષીની સહીઓ કરવી પડી. સ્નાન વગેરે પત્યા પછી સૌ આશ્રમે જવા તૈયાર થતા હતા. ત્યાં તો તે જ ભાઈએ બીજો પ્રશ્ન કર્યો. "આપણે જવું છે ક્યારે?" આ લખનારે તો કહી દીધું કેઃ-દર્શનાભાસ થયો છે. હવે મોક્ષ માટે મૃત્યુ મળે એવી આશિષ મળે તો જવામાં હરકત નથી. નહિતર તો ન આવ્યા તે એક ભૂલ થઈ અને હવે પાછા જવું તે બીજી મહાભૂલ છે. પણ પાછો જ વિચાર આવ્યો કેઃ-આશિષની માગણી કરીએ તો પણ ઉત્તર મળે તેવું ક્યાં છે? એટલે તો મિથ્યા સંવાદ-વિવાદને સંકેલી ટપાલ નાંખવા જાય. તે સ્ટેશન માસ્તરને મળી આવે તેમ નક્કી થયું. ખાસ ખાનાની અગર તો ડબ્બા માટેની ગોઠવણ માટે ફરીથી સાંજે પણ છોટાલાલ ગયા. ત્રણ તારો કર્યા. શનિ ગયો અને રવિવાર પણ જશે, એમ લાગવાથી છોટાલાલ વિલ્લુપુરમ્ ગયા. ટી. એસ. ને મળ્યા. અને ખાસ ખાનું કે ડબ્બો રેલવેની શાખાઓમાં અપાતાં જ નથી એટલે Request ના જવાબમાં Regret મેળવી પાછા આવ્યા. હોળીના દિવસો નજીક આવે છે; માટે ઘરઆંગણે જવું જોઈએ, એમ સૌનો મત પડ્યો. સાંજે નીકળવાનો નિર્ણય થયો.

## પુનઃપુનરપિ

૧-૩-૪૭ શનિવારે પણ, ઘણી વખત અને ક્યારેક તો ઉપરાઉપર રમણ અને શંકરનાં દર્શનની ફેરબદલી દીઠી. ભાસ કે વિરોધાભાસ એ નક્કી ન થાય ત્યાં કહેવું કોને?

પાસેનું કાચનું કબાટ ફૂટવાની ધાસ્તીથી તેને જ વાગી જશે એમ જણાવાથી મહર્ષિની સેવામાં રહેનાર ભાઈ તેમને રોકવા ઊઠ્યા. પરંતુ મહર્ષિએ તામિલમાં કાંઈક કહી તેમને રોક્યા અને એ જ ક્ષણે પેલા ઊભા રામભક્ત પણ આપોઆપ બેસી ગયા. પા કલાક ગયા પછી પારસીભાઈએ પૂછ્યું કે "મારા પ્રશ્નનો જવાબ આપવા માટે આપે રામભક્તને મૂક આજ્ઞા કરેલી છે?" જવાબ ન મળ્યો. ફરીથી પૂછ્યું તો પણ જવાબ ન જ મળ્યો. અને પછી પૂછવાની હિંમત રહી નહિ. એટલે "દિવ્યચક્ષુ તો મેં માગ્યાં હતાં. મને આપવાને બદલે રામભક્તને આપ્યાં?"–ત્યારે એક ચોપડી ઉપાડી તેવી જ ઉઘાડી. તેમાં વંચાયું કે ૪૦ વર્ષ પૂર્વે આવો જ પ્રશ્ન થયેલો; અને એક કૃષ્ણભક્તને અગ્નિચક્રોમાં શ્રીકૃષ્ણની મૂર્તિનાં દર્શન થયેલાં. આ વાંચ્યું એટલે મને થોડુંક તો આશ્વાસન મળી જ ગયું કે પારસી ગૃહસ્થને એમના પ્રશ્નમાં તો કોણ જાણે પણ મને થતાં દર્શનમાં મને એ ઉપયોગી થયો. બરાબર પોણાપાંચે આસન છોડી સૌ બહાર નીકળ્યા એ વખતે, કોલ્હાપુરથી આવેલ પેલા રામજીના ભક્તનો ભત્રીજો જે થોડું નામથી મને ઓળખતો તેની સાથે મરાઠીમાં વાતચીત થઈ. તે પરથી રામભક્તને પાણીની ઓરડીમાં અમે મળ્યા.

મરાઠીમાં પૂછ્યું એટલે એ જ ભાષામાં અશ્રુપૂર્ણ આંખે બોલ્યા કે "રામચંદ્રજીની મૂર્તિ ઊભી રહીને મને દર્શન દેતી હતી–" મેં કહ્યું કે–"રામચંદ્રજી તો બેઠેલા હતા ને?" તો પણ તેણે ના કહીને ઉમેર્યું કે, "મેં તો ઊભેલા જ જોયા છે." ત્યારે મને પણ ખાતરી થાય છે કે ત્રણ ત્રણ રોજથી [હું] દેખું છું તે રમણમાં શંકર છે કે શંકરરૂપે રમણ છે? એ પ્રશ્ન પણ સમાપ્ત થયો અને બાહ્ય નહિ, સત્યદર્શન ચર્મચક્ષુથી થાય છે એમ પણ નિર્ણય કરી શકાયો. રવિવારે (તા. ૨–૩–૪૭ના રોજ) ચિ. નૈવેદ્યને મેં મારા દર્શનની પ્રથમ તો વાત કરી. સાત વર્ષ પણ પૂરાં થયાં નથી, તે બાળક વાતો સાંભળીને મને કહે છે "અરે! એમાં શું? અમે તો રમણમહર્ષિ સાથે હડે રમતા હતા." મેં પૂછ્યું: "તમો ક્યારે રમતા હતા?"

"આખો દિવસ ને રાત" જો કે આ જવાબ તો બાળક જ આપે પણ રહસ્યદૃષ્ટિએ જો વિચારાય તો જરૂર જણાય કે પ્રભુ પ્રતિપળ જેવા ને તેવા રૂપે દર્શાય છે. માત્ર જોવાની આંખો તે જોઈ શકતી નથી, પણ શક્તિરૂપે તેજ આંખોમાં શક્તિ મૂકે છે અને દર્શાવે છે.

રવિવારે પણ રમણ અને શંકરની ભાવના દૃઢ થવાથી અમર તો એ વિષયમાં અંર્પાશ પણ ઉપર પ્રમાણે જાગૃતિ જેવું જણાવાથી, બહુ સમય દર્શન થયાં નહિ. કારણ તો પ્રભુ જાણે.

### વસમી વિદાય

સોમવારે (તા. ૩-૩-૪૭) અમારો વિદાયનો દિન હતો. જવાની તૈયારીમાં સૌ ગૂંથાય. સવારે પણ સહેજસાજ દર્શન કર્યાં. બપોરે ફરીથી ચોપડી વગેરે ખરીદી પતાવી. ઉતારે આવી બધું ગોઠવી મૂકી દીધું અને વિદાયવન્દનની વસમી વેળા માટે છેલ્લી વાર શ્રીરમણના દર્શન માટે આશ્રમમાં ગયા.

છઠ્ઠીના લેખ જેવા ૭ દિવસો પસાર થયા. ખરેખર, જીવન જીવતા હતા કે મૃત્યુ માણતા હતા એ પ્રશ્ન સાથે તિરુવણ્ણામલૈના સ્ટેશને પહોંચવા માટે વિદાયવંદન વખતે માત્ર એટલું જ હું બોલી શક્યો કેઃ- (અંગ્રેજીમાં) " આ દેહ આપની શુભાશિષ સાથે પરવાનગી લે છે." જવાબ પણ એ જ ભાષામાં મળ્યોઃ Good, Good, Good. આ શબ્દો સાથે શ્રીરમણમહર્ષિનું મસ્તક હકાર જ કર્યું: અને ભીની આંખે સહકુટુંબ ખંડની બહાર નીકળ્યો.

સ્ટેશને આવ્યા ત્યારે મરકીની બીકથી ભરી જવાની ધાસ્તીવાળાઓની મેદની દીઠી. છતાં ટ્રેનમાં જગ્યા મેળવી. સાડાઅગિયારે વિલ્લુપુરમ્ આવ્યા. ત્યાંથી તો જેમ જગ્યા મળે તેમ જ બેસવાનું હતું, જેથી પોણાચારની ટ્રેનમાં હું, ધર્મપત્ની ને બે બાળકો સાથે બેઠો અને છોટાલાલ તેમ જ બિન્દુભાઈ પોણાપાંચની ટ્રેનમાં નીકળી, મદ્રાસ આવ્યા. ચાર ચાર ટ્રેનો છતાં જગ્યા મળવાની મુશ્કેલીએ ઘણાખરા ઉતારુઓ તો રહી જ જવાના. ઘણાખરા ડબ્બાની પગથી ઉપર ઊભા રહી વહ્યા જાય. મતલબ, તા. ૪-૩-૪૭ ને મંગળવારે સવારે મદ્રાસ આવી આખો દિવસ મદ્રાસમાં રહી, તે જ રાત્રે મદ્રાસથી તા. ૫-૩-૪૭ બુધવારે રાત્રે આઠ વાગ્યે સોલાપુર આવ્યા. ત્યાંથી મોટરમાં રાતના અગિયાર વાગ્યે બારસી આવ્યા. અરુણાચલ પહોંચેલા એ જ વારે-બુધવારે ૧૯૫ કલાકે પાછા તો આવ્યા. પણ, હે રમણ! એટલું લખું છું કેઃ-

### અમર રહો તવ સ્મરણાં

તૃપ્તિ રસતરસ્યાને કદી નવ થાતી. એ જ પ્રમાણે તારા દર્શનમાં જ તૃપ્તિ છે અને વિયોગમાં મહાઆકર્ષણ છે

ભાવનગર : તા. ૨૨-૫-૪૭

નાનુભાઈ ડી. દવે

# ચિન્તન એ જ ધન

૧

પ્રલયનું તાંડવ પ્રગટાવ, પ્રભો!

તારાં શુભ સર્જનો સાથે પારાવાર અશુભો ધસી જ આવતાં હોય, આવીને વધતાં હોય, શુભ સત્ત્વોનું ઘર્ષણ અને તેજોવધ થતાં હોય તો બહેતર છે કે સર્વનાશનું તારું ડમરુ તું બજાવી લે.

જેઓ તારાં નિમિત્ત બનીને તારું કાર્ય કરે છે એમને નથી કશું પેંગમરાવાનું કે ગુમાવવાનું. એમને પોતાનું નિરાળું અસ્તિત્વ વિકસાવીને ય કામ તો તારું જ કરવું છે—પછી વિનાશની વિમાસણ શાને!

એ જ તારી શક્તિ છે જેમાં વિશુદ્ધ અને વિપુલ મંગલ રચાએલું છે. સર્વ શુભ સત્ત્વોની મુક્તિ અને સર્વ આસુરી વૃત્તિઓની ભસ્મ.

સર્જન માત્ર સંકેલી લે, હે પ્રભો! પ્રલયનું જ તાંડવ પ્રગટાવ.

૩૧-૩-૪૭

૨

ચિંતન એ જ ધન છે.

સૃષ્ટિમાં શુભ પાથરતાં અનેક કર્મો પાછળ રહેલી પ્રેરણા પરખાઈ જાય, ઘૂંટીઘૂંટીને એનો સ્વાદ ખીલતો જાય, અવિરત આરોગીને ય અણગમો આવે નહિ એવા છે ચિંતનના વિવિધ તરો.

અગમ્યમાંથી બહાર ખેંચી લાવે, અંકિત કરે, વિકસાવે: અણકલ્પેલું યે હથોડા મારવું, માર્ગ કરવું; દર્શન દેવું આંગળા ચીંધીને આગળ દોરી જાય: ત્રિકાળના થર ભેદી ચૌદે ય લોકનો પરિચય કરાવી જાય: એવાં છે ચિંતનનાં સીમાચિહ્નો.

'વહેતા પ્રવાહ જેવું સતત, ખીલતા ફૂલ જેવું વિકસિત, પ્રસવતી સૃષ્ટિઓ જેવું પ્રગલ્ભ: એવાં છે ચિંતનનાં મહામૂલ્યો.

વિભૂતિઓની અનુભૂતિ કરાવનાર, અનન્તની ઓળખ આપનાર, પ્રાણમાં પ્રકાશ પહોંચાડનાર, અક્ષની સમૃદ્ધિ યોજનાર ચિંતન એ જ અમારું વિશિષ્ટ ધન છે.

૩૧-૩-૪૭

૩

મન-મંદિરમાં તારી જ પ્રતિષ્ઠા કરવી છે, પ્રભુ.

વૈભવ, આરામ, સુખ—એ બધાં તરફ ઢળી જતા મનને વારંવાર રોકી દઈ પાછું વાળું છું. વૃત્તિઓ કકળી ઊઠે છે, વીતેલી પળ અને હાથથી ગયેલી તક પાછું વાળીને મજાકમાં હસી લે છે—એમને હું ગણકારતો નથી. તર્ક અને બુદ્ધિની દલીલો ઘેરી વળે છે—'આ શું સૂઝ્યું!'

જ્યારથી પારકાંની વેદનાનું દુઃખ સમજાયું છે, જ્યારથી સદાચાર અને ન્યાયનો સાદ સંભળાયો છે, જ્યારથી તારું ગૌરવ સ્થાપવાની હામ આવી છે, ત્યારથી મનમાં બળવો જ ઊઠયો છે અને રોજબરોજની નાની મોટી અનેક લડાઇઓ ચાલ્યાં જ કરે છે. તેમ છતાં યે, તારાં સર્જનની, ઉત્ક્રાંતિની વાટ જડી ગઈ તે છોડવી પાલવે એમ નથી.

લાખો વર્ષો વહી ગયાં પછી જ્યારે મનમાં તારા ગૌરવની ઝાંખી થઈ છે તો એ ગૌરવને મારું કરવા તારી જ પ્રતિષ્ઠા ઠેરઠેર કરતો રહીશ, પ્રભુ.
૫-૪-૪૭

૪

કપાળે કપાળે તેં ભિન્ન મતિ આપી છે. તારે શરણે આવેલાં તારી જ પાસે અવનવી પ્રાર્થના કરે છે—શ્રદ્ધાથી, ઉમંગથી, આશાથી.

તારી રચેલી સૃષ્ટિના વિવિધ રંગોમાં માનવીની (અમારી) કલ્પનાઓ દોડે છે અને ક્યાંક ઈચ્છાનું રૂપ લઈ બેસી જાય છે—મનોહર ફૂલો ઉપર તરંગી પતંગિયાં આકર્ષાય એમ.

આંખોનાં ઘેન ઊતરી જાય એવાં રમ્ય અજવાળાં છે. મનની કામનાઓ વીસરી જવાય એવાં રૂપ છે. પ્રાણ મૂર્છામાંથી આળસ મરડી જાગ્રત થાય એવો પરિમલ છે. હૈયામાંથી છલકાવી તે અભિમાન નિતારી નાખે એવી અપાર કરુણા છે.

રંગનું માધુર્ય, રૂપનું યૌવન, ફોરમની સૌમ્યતા, ભાવનું સૌંદર્ય—આવી પ્રાર્થનાઓની પરંપરા સાથે બીજાઓ જેમ હું યે હસીશ તો નહિ ને?

આકર્ષણોને સીંચવામાંથી પ્રગટતી અતૃપ્તિ એ જ તારી જ ઝંખના છે, તારી જ ઉપાસના છે, હે પ્રભો.
૪: ૩-૪૭.

૫

જોઈ રહ્યો છું કે વાદળાં ઘેરાય છે ને વરસે છે. ઝરણાં ફૂટે છે અને સરિતાનો વિશાળ પટ બંધાય છે. પૃથ્વીમાં રસકસ સીંચતી, માનવીઓને હિલોળતી એ તો સાગરમાં વિલીન થઈ જાય છે.

જોઈ રહ્યો છું કે રાત્રિનાં ગાઢ અંધારાં સમેટાય છે અને પ્રકાશના પટ વિસ્તરે છે. એકાંત, શાંતિ ને વિરામ બધું યે પલટાઈ જઈ ચેતન, પરિશ્રમ અને સર્જન સાંપડે છે.

જોઈ રહ્યો છું કે સમીર લહેરાય છે, દિશાઓ હસી ઊઠે છે, આનન્દ રેલાય છે. જ્ઞાન–વિજ્ઞાનની ખોજ શરૂ થાય છે. સુખશાંતિ ને ચૈતન્યની ઝાંખી થાય છે. પરમ તત્ત્વનો આદેશ મળે છે. સ્તબ્ધ બનીને જીવન ચોમેર નજર નાખે છે. શું વિકાસની ક્ષિતિજો દેખાય છે?

ત્યાં તો વાદળાં ઘેરાય છે, ચપળા ચમકે છે, ઝંઝાવાત ઘુમે છે, અજ્ઞાન ઊમટે છે, અંધકાર ધસે છે, નિર્દય–ઘોર આઘાતોની ઝડીઓ પડે છે. વિનાશની ભૂખી વહ્નિજ્વાળાઓ યુગભરની સમૃદ્ધિ સફાચટ કરી નાખે છે. નામ ને નિશાન શોધ્યાં જડતાં નથી.

જાણે સર્જનનો વિશ્રામ લેવા પ્રકૃતિ નિશ્ચેતન પડી છે. જાણે તારાં નવાં સર્જનના આયોજનમાં તેં તારાં નેત્રો ઢાળી દીધાં છે. વિકસવા માટે છૂટી મૂકેલી તારી શક્તિને પાછી વાળી લેવા જાણે તારું મહામંથન શરૂ કર્યું છે.

આછો રવ સંભળાય છે, સ્પંદન જાગે છે. ગતિ સ્ફુરે છે. અરુણોદય થાય છે, સૃષ્ટિ સળકે છે, પ્રવૃત્તિનાં મોજાં રેલાય છે.

તો યે તું તો જાણે ચિંતવ્યા જ કરે છે. બીજું સર્જન, બીજો વિનાશ; વિકસેલી શક્તિઓનું કેન્દ્રીકરણ ને મુક્તદાન; મહાશક્તિઓની પરમ ઉપાસના.

૭-૩-૪૭

૩

મન-મંદિરમાં તારી જ પ્રતિષ્ઠા કરવી છે, પ્રભુ.

વૈભવ, આરામ, સુખ—એ બધાં તરફ ઢળી જતા મનને વારંવાર રોકી દઇ પાછું વાળું છું. વૃત્તિઓ કકળી ઊઠે છે, વીતેલી પળ અને હાથથી ગયેલી તક પાછું વાળીને મજાકમાં હસી લે છે—એમને હું ગણકારતો નથી. તર્ક અને બુદ્ધિની દલીલો ઘેરી વળે છે—'આ શું સૂઝ્યું!'

જ્યારથી પારકાંની વેદનાનું દુઃખ સમજાયું છે, જ્યારથી સદાચાર અને ન્યાયનો સાદ સંભળાયો છે, જ્યારથી તારું ગૌરવ સ્થાપવાની હામ આવી છે, ત્યારથી મનમાં બળવો જ ઊઠ્યો છે અને રોજબરોજની નાની મોટી અનેક લડાઇઓ ચાલ્યાં જ કરે છે. તેમ છતાં યે, તારા સર્જનની, ઉત્ક્રાંતિની વાટ જડી ગઈ તે છોડવી પાલવે એમ નથી.

લાખો વર્ષો વહી ગયાં પછી જ્યારે મનમાં તારા ગૌરવની ઝાંખી થઈ છે તો એ ગૌરવને મારું કરવા તારી જ પ્રતિષ્ઠા ઠેરઠેર કરતો રહીશ, પ્રભુ.
૫-૪-૪૭

૪

કપાળે કપાળે તેં ભિન્ન મતિ આપી-છે. તારે શરણે આવેલાં તારી જ પાસે અવનવી પ્રાર્થના કરે છે—શ્રદ્ધાથી, ઉમંગથી, આશાથી.

તારી રચેલી સૃષ્ટિના વિવિધ રંગોમાં માનવીની (અમારી) કલ્પનાઓ દોડે છે અને ક્યાંક ઇચ્છાનું રૂપ લઇ બેસી જાય છે—મનોહર ફૂલો ઉપર તરંગી પતંગિયાં આકર્ષાય એમ.

આંખોનાં ઘેન ઊતરી જાય એવાં રમ્ય અજવાળાં છે. મનની કામનાઓ વીસરી જવાય એવાં રૂપ છે. પ્રાણ મૂર્છામાંથી આળસ મરડી જાગ્રત થાય એવો પરિમલ છે. હૈયામાંથી છલકાવી તે અભિમાન નિતારી નાખે એવી અપાર કરુણા છે.

રંગનું માધુર્ય, રૂપનું યૌવન, ફોરમની સૌમ્યતા, ભાવનું સૌંદર્ય—આવી પ્રાર્થનાઓની પરંપરા સાથે બીજાઓ જેમ તું યે હસીશ તો નહિ ને?

આકર્ષણોને સીંચવામાંથી પ્રગટતી અતૃપ્તિ એમ તારી જ ઝંખના છે, તારી જ ઉપાસના છે, હે પ્રભો.
૪: ૩-૪૭.

વર્ષે (૧૯૪૫) જેમ રા. કિશોર હ. ગાંધીએ 'શ્રીઅરવિન્દ સર્કલ'ના પ્રથમાંકમાં, તેમ ગયે વર્ષે પ્રા. કે. આર. શ્રીનિવાસ આયંગરે શ્રીઅરવિન્દ પથમન્દિરના આબ્દિકમાં ઉત્તર આપ્યો છે. એમાંના પહેલા વધુ વિસ્તૃત લેખમાં તત્ત્વદર્શનના અભ્યાસપૂર્વક, યોગીની આધ્યાત્મિક ચેતના અક્રિય લાગે તો ય સબળ કાર્ય કરતી જ હોય છે એ દર્શાવ્યું છે; બીજામાં એ બિન્દુ સૂચનરૂપે છે જ—ઉપરાંત, એમાં વિનોદની છાંટ સહિત, આ વિષયમાં માત્ર કુતૂહલ ન બતાવવાની તેમ જ શ્રીઅરવિન્દના બહુવિધ સાહિત્યપૂરનાં પુનિતજળે પાવન થઈ, એ એટલું બધું તેમણે કર્યું છે તેનો લાભ પ્રજાના નવવિધાન કાજે ઉઠાવવાની ભલામણ છે.

## ચાર સુન્દર કૃતિઓ

તા. ૫-૪-૪૭ઃ ઉપર શ્રીઅરવિન્દ-સર્કલને અંગે જેમનો ઉલ્લેખ આવી ગયો તે કિશોરભાઈની ઓળખાણ તથા પહેલી મુલાકાતનો પ્રસંગ, આજે તેમની પાસેથી મળેલાં તેમના મંડળે પ્રગટાવેલાં આ ત્રણ બાલાન્તરે સુન્દર પુસ્તકોની ભેટ વડે હમેશનો યાદગાર બનશેઃ કવિ નિશિકાન્તકૃત કાવ્યસંગ્રહ 'ડ્રીમ-કેડન્સીસ'; સમકાલીન હિંદના સૌથી અગ્રગણ્ય વિચારકોમાંના એક (તથા આશ્રમ-મંત્રી) નલિનીકાન્ત ગુપ્તનો લેખસંગ્રહ 'ટોવર્ડ્ઝ એ ન્યુ સોસાયટી' તથા પૂર્વોક્ત પ્રા. આયંગર જેને *Thought-structures* કહે છે તેવા શ્રીઅરવિન્દના, 'આર્ય'માંના (૧૯૧૪-૧૯૨૧) ત્રણચાર મુખ્ય વિચારમિનારોમાંના એક 'ધ ડીફેન્સ ઑફ ઇંડિયન કલ્ચર,'માંનો કલાવિષયક ખંડ ગ્રન્થકારે, નામે 'ધ સિગ્નિફિકન્સ ઑફ ઇંડિયન આર્ટ'. છપાય છે એ નવું સર્કલ-વાર્ષિક પણ દર્શનપ્રસંગે (આવતી ૨૪મી) આવવાનું છે, એટલે ચારેનો વિશેષ પરિચય ભેગો કરી-કરાવી શકાશે.

## "એષ ધર્મઃ સનાતનઃ"

તા. ૬-૪-૪૭; જાણે એની મેળે ચાલતી ચાલતી જ 'પેરીનિયલ ફિલોસૉફી' (='સનાતન ધર્મ'. આ પર્યાય રા. કામાક્ષી નટરાજને થોડા માસ પરના એક લેખમાં સૂચવ્યો છે.) આઠેક દિવસ પર મારા રૂમે આવી પહોંચી. હમણાં તો એ નામની ચોપડી જ આવી છે; કોઈક દહાડે, આત્મજ્ઞાનરૂપે એ વસ્તુ પણ આવશે—જીવમાત્રને એ યથાસમયે આ જન્મે નહિ તો જન્માન્તરે પણ ચાખવાની છે એ ન્યાયે. પુસ્તક છે કેટલાક વર્ષોથી

વિ. ક. વૈ.

# વાસરિકા

## શ્રીઅરવિન્દ શું કરે છે ?

તા. ૪–૪–૪૭: આ પ્રશ્ન, અહીં પોંડિચેરીમાં શરૂ થતી ડાયરીના પહેલા પાને પુછાવા દેવાનું કારણ એટલું જ કે ૧૯૧૦ના આ દિવસે પોતે, ત્યારના મિ. અરવિન્દ ઘોષ કે, અરવિન્દબાબુ તરીકે, અહીં પહેલી જ વાર ( બંગાળમાંના ચન્દ્રનગરથી ) આવ્યા હતા અને ૩૭ વર્ષ થયાં તેમણે આ સ્થળ છોડયું જ નથી. ત્યાર પછી કેટલેક વર્ષે આશ્રમ સ્થપાયો ત્યાં લગીના તેમના જીવનની બિનાઓ એવી છે કે આજનો પ્રભુકૃપાએ સુખસંપત્તિમાન આશ્રમ જોનારને તેનો ખ્યાલ પણ આવે નહિ. જાણકારો કહે છે કે એ વર્ષોમાં કોઇ કોઇ દહાડો એવો યે જતો કે જમવા–ખાવાનું તો શું, ચાનો પ્યાલો જ "પેટનું ભાડું" કહેવાય છે તે ભરવા માટે એમને મળી શકતો. પછી ધીમે ધીમે સ્થિતિ સુધરતાં જે ભાડાના મકાનમાં પોતે એ વખતે રહેતા, તે પહેલા માળના સુવિશાળ ખંડમાં તમે આજે પણ જાઓ ને બેસો તો એનું વાતાવરણ સહજ શાન્તિથી,–સહજ પણ ગૂઢ, અપાર્થિવ, નિર્મલ શાન્તિથી–ભર્યું ભર્યું અનુભવો. ( આવો અનુભવ થયો મને પહેલો ને પછી જાણેલું ગઈ મુલાકાતવેળા, ૧૯૪૪ની આ વાત છે–કે પોતે અહીં રહેતા હતા; મતલબ, આ પેલું 'સ્વસૂચન ' નહોતું ). અને એ માળની જ આશરે બબ્બે વાર લંબાઇનાં પગથિયાંવાળા મોટા દાદરને મથાળે, શ્રીમાતાજીને એમનો પ્રથમ મેળાપ થતાં, પૂર્વસંસ્કારના પ્રભાવે કરીને, પહેલી જ નજરે, કવિકલ્પિત પાત્રો કરતાં ન્યારી રીતે " મને આત્માએ આત્મનને ઓળખ્યો " એ પરમ સુભગ મહાઘટના બની હતી.

એ રીતે, એક જમાનાથી ય વધુ વખતથી અહીં આવી વસેલા એ પુરુષ હવે સભાઓના ગજાવનહાર નથી યા તો જેલજાત્રી નથી, એને બદલે દુઃખ–દળાયલા નિજ દેશને જાણે વિસારે નાખે એકાંતસેવનના આનન્દો માણે છે એ તે કેવું કહેવાય ? .... આમ માનનારા, તેઓ અહીં બેઠાબેઠા શું કરે છે એમ વારંવાર પૂછે છે. એવા સર્વ પૃચ્છકોને આગમે

વર્ષે (૧૯૪૫) જેમ રા. કિશોર હ. ગાંધીએ 'શ્રીઅરવિન્દ સર્કલ'ના પ્રથમાંકમાં, તેમ ગયે વર્ષે પ્રા. કે. આર. શ્રીનિવાસ આયંગરે શ્રીઅરવિન્દ પથમન્દિરના આબ્દિકમાં ઉત્તર આપ્યો છે. એમાંના પહેલા વધુ વિસ્તૃત લેખમાં તત્ત્વદર્શનના અભ્યાસપૂર્વક, યોગીની આધ્યાત્મિક ચેતના અક્રિય લાગે તો ય સબળ કાર્ય કરતી જ હોય છે એ દર્શાવ્યું છે; બીજામાં એ બિન્દુ સૂચનરૂપે છે જ—ઉપરાંત, એમાં વિનોદની છાંટ સહિત, આ વિષયમાં માત્ર કુતૂહલ ન બતાવવાની તેમ જ શ્રીઅરવિન્દનાં બહુવિધ સાહિત્યપૂરનાં પુનિતજળે પાવન થઈ, એ એટલું બધું તેમણે કર્યું છે તેનો લાભ પ્રજાના નવવિધાન કાજે ઉઠાવવાની ભલામણ છે.

## ચાર સુન્દર કૃતિઓ

તા. ૫-૪-૪૭: ઉપર શ્રીઅરવિન્દ-સર્કલને અંગે જેમનો ઉલ્લેખ આવી ગયો તે કિશોરભાઈની ઓળખાણ તથા પહેલી મુલાકાતનો પ્રસંગ, આજે તેમની પાસેથી મળેલાં તેમના મંડળે પ્રગટાવેલાં આ ત્રણ બાહ્યાન્તરે સુન્દર પુસ્તકોની ભેટ વડે હમેશનો યાદગાર બનશે: કવિ નિશિકાન્તકૃત કાવ્યસંગ્રહ 'ડ્રીમ-કેડન્સીસ'; સમકાલીન હિંદના સૌથી અગ્રગણ્ય વિચારોમાંના એક (તથા આશ્રમ-મંત્રી) નલિનીકાન્ત ગુપ્તનો લેખસંગ્રહ 'ટોવર્ડ્ઝ એ ન્યુ સોસાયટી' તથા પૂર્વોક્ત પ્રા. આયંગર જેને Thought-structures કહે છે તેવા શ્રીઅરવિન્દના, 'આર્ય'માંના (૧૯૧૪-૧૯૨૧) ત્રણચાર મુખ્ય વિચારમિનારોમાંના એક 'ધ ડીફેન્સ ઑફ ઇંડિયન કલ્ચર'માંનો કલાવિષયક ખંડ અન્યપ્રકારે, નામે 'ધ સિગ્નિફિકન્સ ઑફ ઇંડિયન આર્ટ'. છપાય છે એ નવું સર્કલ-વાર્ષિક પણ દર્શનપ્રસંગે (આવતી ૨૪મી) આવવાનું છે, એટલે ચારેનો વિશેષ પરિચય ભેગો કરી-કરાવી શકાશે.

## "એષ ધર્મ: સનાતન:"

તા. ૬-૪-૪૭: જાણે એની મેળે ચાલતી ચાલતી જ 'પેરીનિયલ ફિલોસોફી' (='સનાતન ધર્મ'. આ પર્યાય રા. કામાક્ષી નટરાજને થોડા માસ પર એક લેખમાં સૂચવ્યો છે.) આઠેક દિવસ પર મારા રૂમે આવી પહોંચી. હમણાં તો એ નામની ચોપડી જ આવી છે; કોઈક દહાડો, આત્મજ્ઞાનરૂપે એ વસ્તુ પણ આવશે—જીવમાત્રને એ વેદાસમય આ જન્મે નહિ તો જન્માન્તરે પણ લાધવાની છે એ ન્યાયે. પુસ્તક છે કેટલાક વર્ષોથી

કેલિફોર્નિયામાં રામકૃષ્ણ મિશનના અદ્વૈતજ્ઞાની સ્વામીઓ પાસે રહીને અધ્યાત્મની સાધના કરનાર આલ્ડસ હાકસલીનું. એ છે તો સુમનમાલા, પણ શી અનોખી સુમનમાલા! એ નિત્યપ્રફુલ્લ, સુરંગી અધિક છે કે સુગન્ધી એનો નિર્ણય મુશ્કેલ બને તેવાં એ સુમનો પૂર્વપશ્ચિમના જુદા જુદા દેશકાળના આત્મજ્ઞાનીઓની વાડીમાંથી વિણાયાં છે અને સૂત્ર લેખે માલાકારનું દ્યોતક ટેટલું જ મર્મગ્રાહી વિવરણ છે. કૃતિની ૨૭-પ્રકરણી યોજના અધ્યાત્મજીવનનાં તત્ત્વમસિ-થી માંડીને એ સત્યની સામાજિક ઉપયોગિતા સુધીનાં સર્વ મુખ્ય અંગોને સ્પર્શે છે અને નિરૂપણ જેટલું તત્ત્વદર્શી તેટલું જ તર્કબુદ્ધિગમ્ય હોઈ, પોતાની ' અર્વાચીનતા 'માં રાચતા ગમે તેવા સંશયવાદીને પણ એક વાર તો એના વદતો-વ્યાઘાત વિષે જ સંશયમાં નાખી દે તેવું છે. એમાં નર્યા બુદ્ધિવાદી ફિલસૂફો, તથા સક્ષરોને ઠીક ઠીક સંયમથી પણ ચાબકા તો માર્યા છે, પણ એમનાઓના જ પરમ પ્રિય 'સાયન્સ'માંથી બહુ ધરગતુ દાખલો આપીને લેખકે તેમને ગળે પોતાની વાત ઉતારવાનો યત્ન કર્યો છે કે પાણી હાઈડ્રોજન તથા ઓક્સીજનનું બનેલું છે એવું આપણા પાણીના રોજેરોજના અનુભવ પરથી તો ધારવાનું કારણ જેમ નથી છતાં પ્રયોગ દ્વારા તો એ બંને તત્ત્વોને જેમ છૂટાં પાડી પાણી ખરી રીતે શાનું બનેલું છે એ જાણી શકાય છે-તેમ જ, સામાન્ય જનોનાં ચિત્ત આમ તો વિષયભોગાભિમુખ (વત્તે અંશે કે ઓછે) રોજિંદા અનુભવ પરથી ધારવામાં આવતાં હોવા છતાં, એ ચિત્ત પર બલ્કે ચેતના પર સાધનારૂપી અમુક ઉગ્ર (drastic) પ્રયોગો કરાય તો એનામાંનું દિવ્ય તત્ત્વ એને પોતાને તેમ બીજાઓને પણ એના આભ્યાન્તર જીવનમાં વ્યક્ત થાય જ છે.

આ સિવાય એના ઉપોદ્‌ઘાતમાં બીજું કેટલુંક અહીં આપવા જેવું છે અને ગ્રન્થદેહમાં તો ઘણું બધું; પણ આવી એક નોંધનું તે કેટલુંક ગજું? એટલે હમણાં તો, એ 'પેરી. ફિલો'માં જે કાંઈ 'ગ્રન્થોક્તિ'માંથી કહેવાયું છે તે આ ૧-૧૧ પાનારૂપી 'ગ્લોકાધીન' કરી દીધું એટલો જ સન્તોષ લેવો-દેવો રહ્યો.

### જન્મદૈનિક મનન

તા. ૭-૪-૪૭: હાલવાર સંન્યાસીની રીતે વાત કરું તો, ' આ દેહ જેને લોકો વિજયરાય નામથી ઓળખે છે " તેણે આજે સ્થૂળ

જીવનનાં પચાસ વર્ષ (તારીખ મુજબની ગણતરીએ) પૂરાં કર્યાં. આ વિશે લખતાં ઊર્મિલ થઈ જવાનો ભય ટાળવા, થોડું મુદ્દાવાર જ લખું: (૧) આગન્તુક સાધકને પણ મળતો આ લહાવ લીધો કે દિવસમાં ત્રણ વાર શ્રીમાતાજીના આશીર્વાદ તથા પ્રસાદીરૂપે દિશ બદલાવે તેવા સંરક્ષણ આદિ પ્રતીકરૂપ પુષ્પોપહાર પામ્યો. (૨) આ બાહ્ય ક્રિયા આન્તરની વિશુદ્ધિ તથા ઊર્ધ્વીકરણ માટે એ કહેવાની જરૂર ખરી? (૩) કુટુમ્બ વચ્ચે જ હોઉં તેમ મુરબ્બીઓ તથા સ્નેહીઓએ અભિનન્દન આપવા ઉપરાંત ('હેમન્ત–હોપ'થી, ચહાથી, વેડમીથી) મોં મીઠું પણ કરાવ્યું. (૪) આનું એક ઊંડું રહસ્ય એ કે સાધકનાં ખરાં સ્વજન જેટલે અંશે નિઃસ્પૃહ હોય તેવાં, અભીપ્સાવન્ત મનુષ્યો છે તેટલે અંશે બીજાં કોઈ નથી. (૫) દુનિયાદારીની રીતે જેઓ સ્વજન ગણાય છે તેમની વચ્ચે જ્યાં સુધી સાધકે રહેવાનું નિર્માયું હોય ત્યાં સુધી પણ તેની એમના પ્રત્યેની વૃત્તિ, (શ્રીઅરવિન્દે 'લાઈટ્સ ઑન યોગ'માંના એક પત્રમાં કહ્યું છે તેમ), પ્રાણમય કોશે મઢેલી–જડેલી આસક્તિ (vital attachment) નહિ પણ અન્તરાત્માની અનુભૂતિરૂપ પરિશુદ્ધ પ્રીતિ (psychic affection) જ હોવી ઘટે. (૬) એક પ્રવચનવેળા સમજાયું તેમ 'ધ લાઈફ ડિવાઇન'નાં છેલ્લાં પૃષ્ઠોમાં દર્શાવેલા જે Gnostic Beings માનવદેવ-માનવો ભાવિ જગતમાં થશે તેમની વચ્ચેનો જે સ્નેહસંબન્ધ રહેશે તે અભીપ્સુ આત્માઓ વચ્ચેનો જ હશે (૭) આ કારણે જ હમણાં પણ (સંસારીઓનો ખોફ વહોરતી) એવી સ્થિતિ જોઈએ છીએ કે ખરી અભીપ્સાવાળા પતિને યોગસધનાર્થ સ્વીકારવામાં આવે, પણ એની પત્ની કે બાળકોને નહિ. એથી ઊલટું ય બનતું હશે.

## ખરું જીવનધ્યેય શું?

તા. ૧૦–૪–૪૭: તે આવી, તે ગઈ. ચમકી ચપલાની જેમ, તેમ જ વળી ચલી ગઈ, ગઈ? હા. પાછી કદી મળશે? કહી યે, કદીક? મળશે જ, આ સ્થળે જો નહિ તો આ ભવે તો ખરી; ખરી જ ખરી, કેમ કે એને ખરીદવાનો છું: એને, આજે જાણે હાથતાળી દઈ નાસી ગઈ એને – એટલે, 'પેરીનિયલ 'રિલૅસે શી'ને.

એ સુઅવસર આવતાં લગીમાં એનાં સંસ્મરણ (બે તુરત જ; બીજાં પછી) ટપકાવી લેવાં જોઈએ: (૧) એમાં એક ઠેકાણે શેખર હમણાં

ના યુરપને 'ડાર્ક કોન્ટિનન્ટ' કહે છે એ કેટલું બધું સાચું છે. એ ખંડને પ્રેમ વડે એશિયાએ જીતવાનો છે એવો સન્દેશ ગાંધીજીના મુખે અર્ધ અકસ્માત જ એશિયન પરિષદમાં અપાયો. એ દસકાઓ બલ્કે સૈકાઓથી જામ્યે જતા યુરોપિયન અંધકારને લીધે જ ને? પણ હજી એક મોટી ઊણપ છે અને તે ઉપલાં બંને નાનાં મત્યોને સાચું ઠરાવતા મહાસત્યના કથનની જ નહિ પણ સાક્ષાત્કારની: એશિયાનો આત્મા જાગૃતિના ઉચ્ચતર અર્થમાં જાગ્રત થશે નહિ ત્યાં લગી વાચિક પ્રેમભાવ અથવા તો સ્વભાવે જ મર્યાદિત એવાં નૈતિક કે આર્થિક વગેરે સુકૃત્યોનું રૂપ ધરતો એકમેકનો પ્રીતિભાવ પણ હારમત નહિ નીવડે. આ ખંડના નેતાઓ જો કોઇ દિવસ આત્મજાગૃતિનાં તેજ ઓપતા, પ્રભુપ્રીત્યર્થે ને સક્રિય સજીવ નિષ્કામભાવી વિચારકો તથા કાર્યકરો સર્વ જીવ ક્ષેત્રોમાં બની શકશે-એવાને ઉત્પન્ન કરે તેટલી ઊંચી ભૂમિકાની પૌરસ્ત્ય પ્રજાઓ બનશે-ત્યારે જ કશી યે સ્થાયી કલ્યાણ કરનારો લોકોદ્ધારક પ્રવૃત્તિ, માનવમાંથી એની હાલની નિર્બળતાનું પરિવર્તન દિવ્ય કે દિવ્યવત શંકતઓમાં જેમણે કર્યું હશે તેવા એ ગુરુવરો તથા ઓરત્નોને હાથે, થઈ શકવાની છે. એ દહાડો ઊગતાં લગી બેસી રહેવું એમ નહિ, પણ એને મુકાબલે આજનાં ગમે તેવાં મહાન કાર્યો ફોતરાં ખાંડ્યા સમાન છે એમ નક્કી સમજી, ધ્યેય તો પેલું જ છે એ ક્ષણવાર પણ ચૂકવું નહિ.

" પચ્ચાસે પાણીમાં ?"-એમ જ

( ૨ ) અઢારમે પાને એક સૂફીનો ટુકડો આપ્યો છે. વૃદ્ધ બનેલા એ બિરતુને બયઝિદ( Bayazid of Bistun )ને કોઈકે પૂછ્યું કે આપની ઉમર કેટલી, ત્યારે તેણે જવાબ આપેલો કે મારી ઉમર ચાર વરસની છે. પૂછનારે જ્યારે કહ્યું કે એવું તે હોય, મુઝમાં તો કેટલા દેખાઓ છો, ત્યારે તેને જવાબ મળ્યો કે સિત્તેરનો હું થયો ત્યાં લગી ખુદાની ને મારી વચ્ચે પડદો હતો; એ હમણાં ચાર વરસથી ખસ્યો છે એટલે ઉમર ચારની જ મનાય ... આમ જ, આપણામાંના જેને હમણાં ૪૦ કે ૫૦ કે ૬૦ વગેરે થયાં હોય તેણે એ નકામાં ગયાં ગણવાનાં. આજની ચારી રહનાગે એકડો આત્મસાક્ષાત્કારની પળે જ માંડવાનો છે. ત્યાં લગી અંધારામાં યા તો ઝાંખેરા પ્રકાશમાં અટવાતા સદાચારી, પરોપકારી, દેશદાઝી, 'ભેખ'ધારી ભલે બન્યા કરીએ. એ બધાની કિંમત નિરપેક્ષ દૃષ્ટિએ (મારા અર્દીના એક મુંબઈ-મિત્ર રોજ ટોક પાડીને કહી સંભળાવે છે તેમ) કોરાં

એટલી જ સમજાશે. આ સાપેક્ષનાં અગણિત વર્તુલોમાં ઘૂમ્યે જતું જીવન પણ નેમ તો નિરપેક્ષની જ લે એટલું જરા જોજે એવું સર્વ આત્મચિન્તકોનું કહેવું થાય છે. હકસ્લી જેને Divine Ground કહે છે તેમાં ચેતનાને સ્થિત કરી જીવવાની રીત, એ સાધના જ છે. હિંદુ-બિનહિંદુ સૌ કોઇ માટે એકમાત્ર પરમ, એકમાત્ર સનાતન ધર્મ.

### અવતારનું રહસ્ય

તા. ૧૯-૪-૪૭: The Logos [ શબ્દબ્રહ્મ ] passes out of eternity into time for no other purpose than to assist the beings, whose bodily form he takes, to pass out of time into eternity. If the Avatar's appearance upon the stage of history is enormously important, this is due to the fact that by his teaching he points out, and by his being a channel of grace and divine power he actually is, the means by which human beings may transcend the limitations of history. ( *Peren. Philo. P. 51* ).

આમ રામ, કૃષ્ણ ને બુદ્ધ, ઇશુ આદિ પયગંબરો, શ્રી રામકૃષ્ણ પરમહંસ, વિવેકાનન્દ તથા શ્રીરમણમહર્ષિઃ, શ્રીઅરવિન્દઃ આ સર્વ અવતારી પુરુષો (ગુજરાતમાંથી નામ મૂકવું હોય તો શ્રીમન્નૃસિંહાચાર્યજી) પૃથ્વી પર દેહધારી બન્યા હોય છે તે એટલા સારુ કે એમનામાંના દિવ્યચેતુત્વ અને સદુપદેશનો લાભ પામીને મનુષ્યો પોતામાં રહેલા અન્તર્યામીને ઓળખે એટલું જ નહિ પણ વિશ્વમાંના તેમ વિશ્વની પારના બ્રહ્મતત્ત્વ સાથે પણ સ્વરૂપાનુસન્ધાન કરીને જીવન જીવે,–'સંસાર શું સરસો' રહે જીવમાત્ર એટલું જ નહિ પણ 'મંન મારી પાસ' સુધીની સાધના પછી આત્મન્દ એનો પણ ભગવાન સાથેનો ગાઢ, સતત, પરમાનન્દમય સંપર્ક ક્ષણવાર પણ ખુએ નહિ.

જરા આગળ ચાલતાં એ જ પાને ડૉ. આનન્દકુમાર સ્વામી જેવા અધ્યાત્મદર્શી કલાવિવેચકમાંથી અવતરણ આપ્યું છે:

...The worshipper of Krishna is warned in the Vaishnavite scriptures that the Krishna Lila is not a history, but a process for ever unfolded in the heart of man–that matters of historical fact are without religious significance.

સિવાય કે, ઐતિહાસિક હકીકતની બાબતોને એવા સાધન તરીકે (દૂરવર્તી કે નિકટનાં સાધન; રાજકીય, નૈતિક કે આધ્યાત્મિક સાધન)

મનુષ્યો ઉપયોગમાં લે: એવી રીતે લે અને એટલા માટે કે પોતે આસક્તિમય તથા કાલગત જીવનક્રમમાંથી ચેતનાને મુક્ત કરી શકે.

### ઋણી કરે તેવા કવિ

તા. સદર: માત્ર પોતાના કવનથી નહિ, પણ જીવનથી યે સર્વ સુકવિઓ જગતને ઋણી કરે છે. ગુજરાતના ત્રણ કવિઓ ગયા ૧૫-૧૬ માસમાં પરલોકવાસી થયા. એ પ્રત્યેકને માટે ન્યૂનાધિક અંશે કહી શકાય તેવું આ પરિચ્છેદ (ફ્રા. ટૉમ્સન સંબન્ધી, એનું દુ:સહ શ્રમણભર્યું જીવન ટાળનાર એના સુહૃદ્ તથા ચરિત્રકાર મિ. વિલ્ફ્રિડ મેનેલના)–પરિચ્છેદમાં આજે વાંચ્યું:

Devoted friends lament him, no less for himself than for his singing. He had made all men his debtors, leaving to those who loved him the memory of a unique personality, & to English poetry an imperishable name. (From *Francis Thompson: Poet & Mystic:* by G. Thomson; 1923).

એ કવિના (પ્રા. ઠાકોરે 'લિરિક'માં જેમાંની કેટલીક પંક્તિ–પોતે 'અભક્ત' જન્મ્યા પહેલાં જ, અસ્ખલત–લીધી છે; જેનો થોડો ઉપયોગ ટૉમ્સનના અન્યથા પણ ઠીક પ્રમાણમાં ઋણી 'ભજનિકા'કારે એ સંગ્રહમાં યોગ્યતયા કર્યો છે તે કાવ્ય) 'હાઉન્ડ ઑફ હેવન'નું–સ્વર્ગમાં મહાતો પ્રભુપ્રેમ તજીને નાઠેલા, તેથી ત્રિગુણાત્મક પ્રકૃતિમાં માયાગ્રસ્ત બનેલ જીવરૂપી શિકારની પાછળ દયણુ નિર્દયતાથી, અખૂટ જ અભિનિવેશથી અથાકપણે પાછળ પડેલા જાણે શિકારી શ્વાન સમા પ્રભુપ્રેમથી દૂર નાસ્યે જતો. નાસ્યે જ જતો એ જીવ, અન્તે, પ્રભુએ લંબાવેલો હાથ, એનો અગાધ પ્રેમ પામે છે: એવા અપૂર્વ વસ્તુવાળા એ કાવ્યનું–સુન્દર ગુજરાતી ભાષાન્તર કોઈક દિવસ કદાચ 'સુન્દરમ્' (એમનું પણ સીધું ઋણ ચોપડી ધીરનાર તરીકે આ નોંધ પર છે) કે બીજા કોઈ સુપાત્ર કવિ આપે તો કેવું સારું એવી—જો યૌગિક નહિ તો (કારણ એ માટે પાત્રતા શી, હું સરખાની) સાહિત્યિક–અભીપ્સા તો એના આ વાચનદિવસોમાં વારંવાર થાય છે....

(ઉપરનું લખ્યા પછીના એક–દોઢ કલાકમાં જ જાણ્યું કે એ કાવ્યનું ભાષાન્તર તેમણે કર્યું છે અને છેલ્લી થોડી લીટીઓ સન્તોષકારક રૂપ લેશે તેવું જ એ પ્રકાશન માટે તૈયાર ગણાશે. એ છાપવાનું સદ્‌ભાગ્ય આ પૃષ્ઠોને જ સાંપડે તો કેવું સારું.)



## એમાંની થોડીક પંક્તિઓ

ચાવીરૂપ કહેવા જેવી, એ પ્રભુસ્વરૂપની કેટલીક આકર્ષક ઉક્તિઓ:

1. All things betray thee, who betrayest Me.
2. Naught shelters thee, who wilt not shelter Me.
3. Lo! naught contents thee, who content'st not Me.
4. Whom wilt thou find to love ignoble thee,
   Save me, save only Me.
5. Ah, fondest, blindest, weakest,
   I am He whom thou seekest.
   Thou dravest love from thee, who dravest Me.

આત્માના સ્વચરિત્રના એક મહાપૂજ મનાતા ગણાયેલા એ કાવ્યના કવિની ભાવના એ હતી કે "પુનઃપ્રકૃતિને શરણે" (return to Nature) જેવા પ્રકારના કવિ થવું એ ઠીક છે, પણ, "I would be the poet of the return to God!"...સુન્દર વિષયોનું નિરૂપણ પણ 'સાદી' જ શૈલીમાં માગનારા આગ્રહો માટેનો તેને આ જવાબ પણ અચ્છો છે:

"To write plainly on a fine subject is to set a jewel in wood '... એ જ પુસ્તકમાંના એના ચરિત્રમાંથી: "Thou hast made us for Thyself, O Lord, & our heart will be for ever unrested until it rest in Thee." (St. Augustin). એવી શાન્તિ સહેજે પણ પમાય.

### કવિઓને કહેવા જેવું

તા. સદર: ઉપલા ચરિત્રપુસ્તકમાં કવિઓએ ગદ્ય લખવા સંબન્ધી ટૉમ્સનનો અભિપ્રાય ટાંક્યો છે કે કાવ્યરચનામાં સાહ્ય તરીકે પણ ગદ્ય-લેખન મૂલ્યવાન હોઈ, કવિઓએ તે કરવું જોઈએ. આના કારણ તરીકે પોતે જ ઉમેરે છે કે ગદ્ય લખવાનો મહાવરો તો કવિના કાવ્યની પદાવલી-(diction)ને તાજગીભરી તથા સર્વગ્રાહી બનાવે છે. એવી ટેવ તે ન રાખે તો એનું લખાણ કાવ્યમય શબ્દોના સંકુચિત વાડામાં (exclusive coterie) બંધાઈ રહે. પછી દૃષ્ટાન્તથી એ વાત સ્પષ્ટતર કરે છે કે સુપ્રજનનશાસ્ત્રના સિદ્ધ નિયમાનુસાર જેમ પ્રજાના અમીરવર્ગોની સંસ્કારિતામાં, આમવર્ગો સાથેનાં એનાં આન્તર લગ્નથી ખમીર પુરાય છે (નહિ

તો પેલી સંસ્કારિતા કમતાકાત–effete–અને ) તેમ, કાવ્યની સંસ્કાર-શોભામાં ગદ્યની બલિષ્ઠતા હમેશાંની ઘટે.

યાદ્દશી ભાવના યસ્ય ...

તા. ૨૪-૪-૪૭: પ્રત્યેક દર્શનાર્થીને મળે છે આઠ એક મિનિટ, પણ એટલી અમુક ક્ષણોમાં ય એ એકેક વ્યક્તિ પોતાની પાત્રતાનુસાર, દિવ્ય ચેતનાના એ અખૂટ શક્તિનિધાનમાંથી ન્યૂનાધિક કાંઈક ને કાંઈક પામે છે; અધિક કે ન્યૂન, તેમ શૂન્ય પણ ! આમ પોતે કશું ય–જરા સરખી યે ખરી ચિત્તશાન્તિ કે હૃદયનો ઊંડો સુરમ્ય ઉલ્લાસ–પામ્યા વિના બલ્કે અસન્તુષ્ટ રહીને પણ કેટલાક જાય; કાંઈ નહિ તો એમના સ્થૂલ મન કે ઉપલક, ભૌતિક મનને તો એમ લાગે જ, ભલે જો કે ઊંડાણે અજ્ઞાત મન ઉચ્ચ સંવેદનનો લવલેશ કદાચ પામ્યું યે હોય. આનું કારણ એ કે આવાં દર્શન એ માત્ર ચર્મચક્ષુએ સંભ્રમપૂર્વક કરવાનાં દર્શન હોતાં નથી. પ્રસન્ન ચિત્તે જ જવાનું. ગયે વખતે એક અનુભવી સાધક કહેતા સંભળાયેલા તેમ, " It all depends on whether it is *only a stare or something more.* "

તા. ૨૫-૪-૪૭: આજ રાત્રે અહીંથી મદ્રાસ; ત્યાંથી મુંબાઈ; ત્યાંથી, ત્રીજીમીએ પહોંચીશ ભાવનગર.

ઈંગ્રેજી ભાષાનો જમાનો હોવાને લીધે એ ભાષાના જ્ઞાનનું હાલના વખતમાં મહત્ત્વ ગણાય એ સ્વાભાવિક છે; છતાં ઘણી વાર એવો અનુભવ થાય છે, કે નવી કેળવણીવાળાઓના કરતાં જૂની કેળવણીવાળાઓ વધારે સમજુ અને વિચક્ષણ હોય છે. આમ થવાનું એક કારણ એ છે, કે અગાઉના વખતમાં વાતચીતથી પણ પુષ્કળ જ્ઞાન મળતું; જ્યારે હાલ જૂની વાતોને જાણનારા ઝડપથી ઓછા થવા માંડ્યા છે.

—સ્વ. મણિશંકર ૨. ભટ્ટ:
('બ્રિટિશ અને હિંદી વિક્રમ:'
૧૯૧૫-૧૬; પુ. ૨, પૃ. ૨૦).

ચિમનલાલ પી. શાહ

# સિનેમા—જગત:

## હિંદી સિનેમાક્ષેત્રને અ નુ લ ક્ષી ને

### સિનેમાક્ષેત્ર: કેળવણીક્ષેત્ર.

૧૨મી જુનનો સમય હતો. બપોરના બાર વાગ્યા હતા. મનુજ પર અભિનંદનના ફોન પર ફોન આવતા હતા. કેટલાઓએ તો તેને પાર્ટી ,મહિ દાવત પણ આપી હતી; પણ મનુજના અંતરની ખુશી પાર્ટીમાં પેંડા , ખાતે ખતમ નહોતી થતી. ખેર. આજ તેની એક મુરાદ તો પૂરી પડી હતી.

બી. એ.માં માત્ર પાસ થવું એમાં કદાચ વધુ મહત્તા ન હોય પણ એમાં પ્રથમ વર્ગમાં પ્રથમ નંબરે ઉત્તીર્ણ થવું એ તો ખરેખર ગર્વ લેવા જેવી જ હકીકત ગણાય. મનુજ પોતાના પ્રિન્સિપાલ સાહેબને મળવા આવ્યો. તેઓ આજ તેને જોઇ ખુશીથી ફૂલ્યા સમાતા નહોતા. મનુજ તેમની કૉલેજનો વિદ્યાર્થી હતો. તેને માટે તેમણે મોટી આશાઓ બાંધી રાખેલ હતી. તેમણે મનુજને કોઈ દહાડો યુનિવર્સિટીનો વાઇસ–ચાન્સેલર બનાવવો હતો. કેળવણીક્ષેત્ર માટે તે પોતાની જિંદગી ને જ્ઞાનનો ઉપયોગ કરે એમ તેઓ ઇચ્છતા હતા. તેમણે તેને અભિનંદન આપ્યાં. મનુજ તેમની સામે નમ્રતાથી હાથ જોડી ઊભો રહ્યો. બંને ખુરશી પર બેઠા. પાસેના ઓરડામાંથી બે કપ ચાહની એક 'ટ્રે' આવી. મનુજે ચાહ બનાવવા માંડી. પ્રિન્સપાલ સાહેબ બોલ્યાઃ

'મનુજ તારી નિમણૂક 'લેક્ચરર' તરીકે કમિટી કરશે.'

'પણ કેળવણીની લાઈન મારે નથી લેવી.'

'મનુજ!' વીજળી પડી હોય એ રીતે વૃદ્ધ પ્રિન્સિપાલ ધ્રૂજી ઊઠયા. જાણે વીજળી પડતાં ૬૦ માળનું મકાન ખખળી ઊઠયું વૃદ્ધ પ્રોફેસરની આશાની ઇમારત જાણે ખખળી ઊઠી. મનુજે નીચા મોએ જ કહ્યું: 'આપની હમદર્દી હું સમજી શકું છું, ગુરુજી. આપે મને જે ઉત્સાહ આપ્યો છે તે બદલ હું આપનો આજીવન ઋણી રહીશ પણ મને માફ કરો: '

'કારણ, બેટા ?'

'કેળવણીના ક્ષેત્રમાં તો ઘણાં કેળવાયેલાં ભાઈ-બહેનો આવશે પણ આપણા દેશનો એક ઉદ્યોગ એવો છે કે જેમાં કેળવાયેલા ને સંસ્કારી ગણાતાં ભાઈબહેનો જતાં ખચકાય છે. એ ઉદ્યોગ ફક્ત ઉદ્યોગરૂપે જ નથી પણ કળા ને ઉદ્યોગનો ત્યાં સુમેળ છે. જેનાથી આપણા હિંદુસ્તાન જેવા દેશના અસંખ્ય અજ્ઞાન નાગરિકો જાણેઅજાણે પોતાનાં જીવતર જાળે છે.'

'એનું નામ ?' વૃદ્ધ પુરુષે કુતૂહલતાથી પૂછ્યું.

'સિનેમા' ચાહનો કપ હેઠો મૂકતાં મનુજે ધીરજથી કહ્યું.

'સિનેમા ને આપ ? ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ વિદ્યાર્થી સિનેમાક્ષેત્રમાં !'

'હા ગુરુજી, એ ક્ષેત્રને આજ મારા જેવાની ઘણી જરૂર છે. કેળવણીક્ષેત્રની સેવા હું સિનેમાક્ષેત્રદ્વારા કરવાની આપની સાક્ષીએ પ્રતિજ્ઞા કરું છું. કેળવણીક્ષેત્રની પવિત્રતાને મારે સિનેમાક્ષેત્રમાં ઉતારવી છે. સ્ટુડીઓને મારે કૉલેજ, ને કૉલેજથી પણ ઉમદા ને પવિત્ર ધામ, એવું મન્દિર બનાવવું છે. મારી એ આશા છે. આશિષ આપો ગુરુજી, કૃપા કરો.'

'કૃપા કરું ? મારા આશિષ તારી સાથે છે. સિનેમાક્ષેત્રે આજ એક ચમકતો સિતારો મેળવ્યો એ માટે ખરેખર એ ક્ષેત્ર સદ્ભાગી છે. તમારું નામ ઉજ્જવળ કરી તમારી કેળવણીને રોશન બનાવજો. પ્રભુને ઓળખીને આગળ પગલું ભરતાં વિચાર કરશો. પ્રભુ તમને અવશ્ય સાથ આપશે જ.'

મનુજે તેના પૂજ્ય ગુરુની ચરણરજ લીધી. વૃદ્ધ પુરુષનો હાથ મનુજના માથા પર ફર્યો, મનુજ ત્યાંથી ચાલ્યો ગયો. એક પાણીદાર યુવકની છટાથી, વૃદ્ધ પ્રિન્સિપાલ ઢગલો થઈ ખુરશી પર પડ્યા. તેમની વીણાનો તાર જાણે તૂટી ગયો. તેમની આશાની ઇમારત હચમચી ગઈ, પણ મનુજના આત્માને તેઓ કમજોર કરવા નહોતા ચાહતા. તેની ઉમેદ પર, તેની અભિલાષાઓ પર તેઓ પાણી ફેરવવા નહોતા ઇચ્છતા. તેથી જ તેમણે તેને હિંમતથી વિદાય દીધો હતી ને તેમણે અનુભવ્યું કે જાણે આજે સિનેમાક્ષેત્રનો સૂર્યોદય થયો. તેમને એક પછી એક વિચાર આવ્યા. 'શું સિનેમાક્ષેત્ર મારા એક નેકદિલ વિદ્યાર્થીને આવકારશે ? એમની બે-પરવાહી ને અનિયમિત કાર્યવાહી એના આત્માનું અપમાન તો ન કરે ?

એ ક્ષેત્રનો ઉગ્ર ઝંઝાવાત ફક્ત એના કહેવાથી કામ પડશે ખરો? દુનિયા કોણે છોડી એને એમ તો નં કહે ને કે 'એમાં એણે ભૂલ કરી ?'

'પ્રભો તું જ એક એનો આધાર છે. એને સંભાળજે તું.' વૃદ્ધાત્માનો એ છેલ્લો ઉદ્ગાર.

કેળવણીક્ષેત્રના એક વડાએ પોતાની આશારૂપ પોતાના બાળકની સિનેમાક્ષેત્રને ભેટ ધરી. કેળવણીક્ષેત્રનો સિનેમાક્ષેત્ર માટે એ ત્યાગ જેવો તેવો નથી. અન્ય ક્ષેત્રોને પણ એણે એવી જ અમૂલ્ય ભેટોથી નવાજ્યાં છે. કેળવણીક્ષેત્રનો એ ઉપકાર જ ગણાય. સિનેમાક્ષેત્ર એ ઉપકારનો બદલો કઇ રીતે આપશે ? તેની સેવા કરીને? સેવા ને સિનેમા? સિનેમા કેળવણીક્ષેત્રની સેવા કઇ રીતે કરશે ? હિંદી સિનેમાક્ષેત્રની સાંપ્રતસ્થિતિ શું કેળવણીક્ષેત્રની સેવા, વત્તે યા ઓછે અંશે, સાપેક્ષ યા પરોક્ષ રીતે, કરી રહી હોય એવું લાગે છે ખરું ? સિનેમાક્ષેત્રનું આજનું વાસ્તવિક વાતાવરણ કેળવણીક્ષેત્રનો ઉપહાસ તો નથી કરી રહ્યું ? તેણે કેળવણીક્ષેત્રના કાર્યમાં મદદ કરવા પોતાનો હાથ પ્રસાર્યો છે ખરો ? તેણે સમાજ, દેશ, રાષ્ટ્ર અને દુનિયાની પ્રગતિ અને ઉન્નતિ માટેનાં પગથિયાં ચણ્યાં છે ખરાં ? આદર્શ રીતે એ ક્ષેત્રને જોતાં એમાં જે જે શક્તિઓ છૂપી રીતે રહી છે તે તે શક્તિઓ વાસ્તવમાં બહાર આવી છે ખરી ?

સિનેમાક્ષેત્ર ખુદ પોતાને આજ આ પ્રસંગે આ સવાલો પૂછી જોવા રહ્યા.

## સિનેમાક્ષેત્ર : સમાજસેવા

૧૩મી જુનની સવાર હતી. ૧૨મી જુન તો આનંદ ને આનંદમાં પસાર થઇ. ૧૩મી જુનની સવારે પહો ફાટતાં મનુજ ને તેના પિતાશ્રી ચાહ પીવા બેઠા. તેના પિતાશ્રીએ 'મનુજે હવે શું કરવું?' તે વિષે વાત ઉપાડી. તેમણે કહ્યું:

'મારો ખ્યાલ તો તું વકીલ બને એવો છે.'

'વકીલાતના ધંધામાં જૂઠાનું સાચું ને સાચનું જૂઠું કરવાનું હોય છે. એ અનીતિનો ધંધો છે.'

'ધંધામાં નીતિ જાળવવી એ મનુષ્યના મનની જવાબદારી છે. વકીલ બની દીન-દુઃખીઓનાં અન્યાયભર્યા દુઃખદર્દ સામે લડતાં તું જાણશે. સમાજ પાસે એનો કાયદેસર જવાબ તું માંગી શકશે ને એ રીતે તું સમાજસેવા કરી શકશે.'

'મારે કોઇ પાસે કાયદેસરનો જવાબ જોઇતો નથી. મારે તો તેમની હમદર્દીનાં આંસુ જોઇએ છે. એ જ એક દિવસ અન્યાય ને જુલમની અંરાજકતા દુનિયા પરથી હરાવશે; કાયદો નહિ. ને એટલે જ દુનિયાને-સમાજને વકીલ કરતાં કવિની, કલાકારની જરૂર વધુ છે.'

'તો તારે કલાકાર ને કવિ બનવું છે ?'

'કલાનું એ ક્ષેત્ર આજ કાળની રીતિએ પ્રજાજનોને કેળવવા મારા જેવાઓની મદદ માંગે છે. મને તે બોલાવી રહ્યું છે.'

'કયું ક્ષેત્ર ?'

'સિનેમા.' મનુજે તેના પિતાશ્રી સામે જોયું.

'સિનેમા...સિનેમાક્ષેત્રમાં જઇ તારે શું તારા ભણતર પર પાણી ફેરવવું છે ?' મનુજના પિતાશ્રીને પસીનો છૂટી ગયો.

'નહિ પિતાજી, સિનેમાક્ષેત્રમાં જઈ ભણતરને મારે ઊલટુ અજવાળવું છે. કેળવણીના ક્ષેત્રને મારે સિનેમાક્ષેત્રમાં ઉતારવું છે.'

'હું તો ઇચ્છું છું કે તું વકીલ બને અને એક દિવસ અસહાય પર વિતાડેલા સમાજના જુલ્મોનો જવાબ તું ન્યાયાધીશ બની સમાજ પાસે માગે ને એ જ રીતે ન્યાયાધીશ બની સમાજની સેવા કરે.'

"હું પણ સમાજની સેવા કરવા ઇચ્છું છું પણ ન્યાયાધીશ કે વકીલ બનીને નહિ, એક નમ્ર કલાકાર બનીને, ને તે પણ સિનેમા-કલાકાર બનીને !"

'સિનેમાનું ભૂત જો તું છોડીશ તો દુનિયાના એક નામીચા આદમી તરીકે પંકાઇ શકીશ.'

'મારે પંકાવું નથી જગતમાં પિતાજી, મારે તો સેવા કરવી છે. સિનેમાક્ષેત્રની, સિનેમાક્ષેત્રદ્વારા સમાજની ને જગતની.'

'એ લાઇનદ્વારા જગતની સેવા કરવાની તારી મહેચ્છા માટે મને માન છે પણ એ લાઇનની પાટી જોતાં આજ મારું મન મૂંઝાય છે. કદાચ

એના સંસર્ગ ને સંપર્કથી તું નીતિ ને સદાચારનું ભાન ભૂલી ન બેસે.'

'નીતિ ને સદાચાર મનુષ્યના દૃઢ મનોબળ પર આધાર રાખે છે.' '.હું તો સાચી સલાહ આપનારો ધણી છું. તું ઉમર લાયક છે ને તારું હિતાહિત વિચારી શકે એટલે ભણેલો પણ.'

'આપની સલાહમાંની સચ્ચાઇ હું સમજ્યો છું પિતાજી. નીતિનો ધ્વંસ જે આજકાલ એ લાઇનમાં પ્રજાજનોની દૃષ્ટિએ પડે છે તેમાંથી મારે બાકાત રહેવું એ આપની ગર્ભિત સલાહ છે મને. વળી હું ભવિષ્યમાં સમાજ, દેશ, રાષ્ટ્ર ને દુનિયાને ઉપયોગી થઇ પડું, તેમની સેવા કરી શકું એવી આપની મારા માટે આશા છે તે પણ મારે શિરોમાન્ય છે. જીવનનો એક ઊંચો આદર્શ રાખી સેવા કરવાની આશાએ જ હું એ લાઇનમાં પ્રવેશવા માંગું છું એટલે મારું મસ્તક હું ગર્વોન્મત્ત રીતે ઊંચું રાખી શકીશ. એ જ રીતે હું વર્તીશ.'

'ત્યાં પણ હું ડોલેજના જેવું મારું ઉજ્જવળ ભાવિ ઘડીશ. મારામાં વિશ્વાસ રાખો પિતાજી ને આશીર્વાદ આપો.' મનુજ નમ્યો તેણે પિતાશ્રીનાં ચરણ ચૂમ્યાં. પિતાશ્રીનાં આંખમાં હર્ષાશ્રુ ઉભરાયાં. તેમણે મનુજના માથા પર હાથ ફેરવ્યો. મનુજ ત્યાંથી ઉઠી ચાલ્યો ગયો.

*પિતાશ્રીનું મન વિચારવમળમાં અટવાયું. તેમણે મનુજના ભવિ*ષ્યનો વિચાર કીધો. ભવિષ્યમાં રાચતાં તેમના મને મનુજને સિનેમા-ક્ષેત્રમાં માન પામતો જોયો. તેમની સામે ટીપાઇ પર ચાહનાં ખાલી કપ-રકાબી પડ્યાં હતાં. તેમણે નાહી ધોઇ પ્રભુની ભક્તિ કરવા ધાર્યું. સખારામને નાહવાનું પાણી લેવા તેમણે ફરમાવ્યું ને તેઓ ત્યાંથી ઊઠ્યા.

મનુજના પિતાશ્રીએ—સમાજના એક સમજુ ને શાણા ગણાતા પ્રતિષ્ઠિત સામાજિકે પોતાના એકના એકને કુટુંબના આધારરૂપ પુત્રને સિનેમા—ક્ષેત્રને સ્વાધીન કરી દીધો, કઇ આશાએ? એ સામાજિકનું સિનેમા—ક્ષેત્ર માટેનું એ બલિદાન જેવું તેવું નથી જ. સમાજના ઉગ્ર ઝંઝાવાતોને તેમણે એ માટે ગણકાર્યા નહિ. સમાજનાં બંધનોને, મનુજને એ ક્ષેત્રમાં ન પડવા દેવા આદિ બંધનોને, તેમણે કાચા સૂતરના તાંતણાની માફક તોડીને ફેંકી દીધા. એમની એ હિંમત હિંદનાં વજ્જરથી સમાજબંધનોને જોતાં જેવી તેવી ન જ ગણાય. સિનેમાક્ષેત્ર એવા માનવીઓનું ઋણી રહેશે જ્યાં સુધી તેની હસ્તી રહેશે ત્યાંસુધી. જે સમાજ-

ના આવા પરમકૃપાળુ માનવીઓએ પોતાનાં આશારૂપ સંતાનોને સિનેમાક્ષેત્રમાં આવવા દઈ સિનેમાક્ષેત્રની જે સેવા કરી છે તે સેવાનો બદલો સિનેમાક્ષેત્ર કઈ રીતે ચુકવશે ? તેની સેવા કરીને ?' હિંદી સિનેમાની સાંપ્રત સ્થિતિ ને કોટિ વિચારતાં શું તે સમાજસેવાનું પોતાનું ઋણ વાળી રહ્યું હોય એમ લાગે છે ખરું ? સિનેમાક્ષેત્ર સમાજસેવાના એ આદર્શનો આજ જાણ્યે કે અજાણ્યે ઉપહાસ કરી રહ્યું હોય એમ તો નથી ને ? સિનેમાક્ષેત્ર જે આજકાલ ધનદોલતથી ઉભરાતું લાગે તે તેના મદમાં છકી જઈ 'સેવા'ના આદર્શને સ્વપ્નવત્ તો બનાવી નથી બેઠું ને ? વ્યષ્ટિ ને સમષ્ટિના બનેલા જે સમાજે સિનેમાક્ષેત્રને પોષ્યું છે ને ખીલવ્યું છે તે જ સિનેમાક્ષેત્ર એ સમાજને-સમાજમાંની સમષ્ટિ કે વ્યષ્ટિ સુદ્ધાં-જાણ્યે કે અજાણ્યે, સાપેક્ષ કે પરોક્ષ રીતે, વાણી વિચાર ને વર્તનની છાપથી દગો દઈ રહ્યું નથી ને ? પ્રભુના રાહને તેણે વધાવ્યો છે ખરો ?

સિનેમાક્ષેત્ર પોતાને જ ખુદ આ પ્રસંગે આ સવાલો પૂછી જોવા રહ્યા.

### હૃદયે રહ્યું

મૂઢતા માનવીકેરી કેવી સીમાવિહીન કે
ઉરે અભીકુવારી તે ત્યાગીને રણમાં મરે !

જડ્યું ના જીવને ઊંડે, જડશે નહિ ક્યાંય તે
એણે આથડવું શાને ગહનાત્મગુહા તજી.

થોથાંપોથાં, ક્રિયાકાંડો, સાધનાઓ, જપો, તપો,
જેને જોવા મથે તે તો આ રહ્યું હૃદયે રહ્યું !

–પૂજાલાલ ('શુભાક્ષરી')

# નિકષ

## ગોવર્ધનરામ વિશે પ્રો. ઠાકોર

**વિવિધ વ્યાખ્યાનો, ગુચ્છ ૧લો ( સયાજી સાહિત્યમાળા, પુષ્પ ૨૯૧ )**
**પ્રો. બળવન્તરાય ક. ઠાકોર: ( રૂ. ૧-૨-૦ )**

આપણા વયોવૃદ્ધ સાક્ષરોમાંથી પોતાની પેઢી વિશે વિચારણા અને વિવેચના તથા તુલનાત્મક અભ્યાસ આપી શકે એવા હવે તો એક માત્ર પ્રો. બ. ક. ઠાકોર રહ્યા છે. એમણે ઇ. સ. ૧૯૩૫માં જે ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનો મુંબઇ યુનિવર્સિટી તરફથી આપ્યાં તેમાં નર્મદાશંકર, કલાપી અને ગોવર્ધનરામ એ આપણા ત્રણ સાહિત્યકારોને વિષય તરીકે ઉપલક્ષીને તેમણે પોતાનાં અનુમાનો, નિર્ણયો અને વિધાનો કર્યાં હતાં. કેટલીક મુશ્કેલીને લઇને એ વ્યાખ્યાનો યુનિવર્સિટી તરફથી-કોઇ કાળ એ માળાનાં બીજાં પેઠે-છાપી શકાયાં નહિ. તેથી આ બાર વર્ષના લાંબા ગાળામાં અભ્યાસકોને માટે એ વ્યાખ્યાનો દુર્લભ રહ્યાં. એ ખોટ અમુક અંશે આ પુસ્તક પૂરી પાડે છે. આ પુસ્તકમાં રા. બ. ક. ઠાકોરનાં એ ગો. મા. ત્રિ. વિષયક યુનિવર્સિટી વ્યાખ્યાન ઉપરાંતનાં બીજા એ સાહિત્યકારની કૃતિ ઉપરનાં પણ વ્યાખ્યાનોનો સમાવેશ કરવામાં આવ્યો હોવાથી ગુજરાતી સાહિત્યના વિદ્યાર્થી માટે એમનું ગો. મા. ત્રિ ઉપરનું વક્તવ્ય એક જ સ્થળે ઉપલબ્ધ થાય છે એ આ પ્રકાશનનો મોટો લાભ છે.

યુનિવર્સિટી-વ્યાખ્યાન તરીકે જે ભાગ છપાયો છે તે જોતાં પ્રથમ છાપ તો એ પડે છે કે રા. બ. ક. ઠાકોરના માનસ ઉપર ગોવર્ધનરામની છાપ એકંદરે ઊંડી અને વધારેમાં વધારે શ્રદ્ધા તથા માન ઉત્પન્ન કરનારી નીવડી છે. દી. બ. અંબાલાલ સાકરલાલ જે પ્રો. ઠાકોરના વડીલ જેવા જણાય તેમની છાપ કરતાં ગો. મા. ત્રિ. ની છાપ એમના માનસ ઉપર કોઇ રીતે ઊતરતી નહિ પણ કાંઇક ચડતા પ્રકારની પડી હોય એમ લાગે છે.

### મહત્તાની તત્ત્વચર્ચા

વ્યાખ્યાનના આરંભમાં જ પ્રો. ઠાકોર સર્વમાન્ય મનાવવા માટે આગ્રહપૂર્વક જે વિધાન કરે છે કે "મહાનતા [ ? મહત્તા.-તંત્રી ] ઊપજે

વ્યક્તિઓની પ્રેરણાનું મૂળ શું છે યા તો શું હોવું જોઈએ એ પ્રશ્ન વિચારણીય છે. માનવના પોતાના બંધારણને અનુરૂપ અનવરત પ્રવૃત્તિ તેના જીવનમાં હોવી જોઈએ એમાં પણ કેવળ જનહિતકારક પ્રવૃત્તિઓનો સમાવેશ થઈ શકે, પરંતુ આત્મોન્નતિપોષક પ્રવૃત્તિઓ તો અહંકેન્દ્રિત જ અને તેથી પ્રવૃત્તિનો વિષય બનવાને નાલાયક એ ગર્ભિત તર્કસરણી પણ દૂષિત છે, કારણ કે જેમ ભૌતિક-શાસ્ત્રની એક વ્યક્તિએ કરેલી શોધ આરંભમાં અહંકેન્દ્રિત દેખાય છે તે છતાં આખરે-સરવાળે-તે સમસ્ત માનવજાતિને ઉપકારક બનતાં એ કારણે અટકતી નથી તે જ પ્રમાણે કોઈ પણ આત્મોન્નતિ-સાધક પ્રવૃત્તિ તેના બહારના દેખાવમાં જનહિતસાધક ન હોય તો પણ તે માનવજાતિને ઉપકારક હોઈ શકે છે-નીવડે છે. અને વિચારણીય પ્રશ્ન તો એ છે કે જનહિત શેમાં રહેલું છે ? ઉપકારક દેખાતી અને ગણાતી બાહ્ય પ્રવૃત્તિઓ અને યોજનાઓમાં જ જનહિત સમાપ્ત થાય છે ? જનતા કોણ છે અને તેનું હિત શા માટે સાધવું જોઈએ એ પ્રશ્નો દર્શનશાસ્ત્રના હોઈ અહીં માત્ર તેનો ઉલ્લેખ કરીને વિરમીશું.

ગો. મા. ત્રિ.એ 'સ્નેહમુદ્રા' (એ કાવ્ય, વળી દુર્બોધ એટલે એનાં ઉદ્ધાટન વાચકને ભારે પડે માટે) પ્રથમ કેમ ન છપાવી અને રસિક નવલકથા 'સરસ્વતીચંદ્ર'ને પહેલી કેમ પ્રગટ કરી એ વિષયના રા. રા. બ. ક. ઠાકોરના વિધાનનો સ્વીકાર કરવા માટે મારા જેવો તો વધારે સાબિતીઓ અને પુરાવાઓ માગે.

## સક્રિય ભાગ વિ. અભિપ્રાય

સંમતિવયના કાયદા વિશે ગોવર્ધનરામે જે વલણ સ્વીકાર્યું તેના બચાવમાં જે દલીલો પ્રો. ઠાકોરે આપી છે તે પ્રતીતિજનક લાગતી નથી, જો કે કહેવું જોઈએ કે એમનો બચાવ સારામાં સારા વકીલને પણ શોભે એવો છે. મારો તો પ્રશ્ન એટલો જ છે કે ગો. મા. ત્રિ.ને કોઈ પણ પ્રશ્નની બધી બાજુ જોવાની જે વૃત્તિ હતી તે સ્વીકારતાં પણ શું એમ કહી શકાય ખરું કે સંમતિવયના કાયદા વિશે એમનાથી અભિપ્રાય આપી જ ન શકાય તેમ હતું ? વળી, એમ જે દલીલ કરવામાં આવી છે કે એ પ્રશ્ન તો આગન્તુક એટલે એમના જેવા સ.હિત્ય-દીક્ષિતે તો એ વિષયમાં અભિપ્રાય ઉચ્ચરતા કરતાં સંયમ કેળવવો એ જ કર્તવ્ય, તેના ઉત્તરમાં એટલું જ કહી શકાય કે આગન્તુક વિષયોમાં અને પ્રશ્નોમાં સક્રિય ભાગ લેવો એ

એક વસ્તુ છે અને અભિપ્રાય બાંધવો કે દર્શાવવો એ જુદી જ વસ્તુ છે એમ હું ધારું છું. વળી, પોતાનો અભિપ્રાય બે બાજુમાંથી કોઈ પણ તરફ બંધાયો જ ન હોય તો મને લાગે છે કે તે પણ જાહેરમાં મૂકી શકાય એવી વસ્તુ છે.

ગોવર્ધનરામે પસંદ કરેલ કળાક્ષેત્રની દીક્ષાનો બચાવ તથા દેશસેવાનાં વધારે મહત્ત્વનાં ગણાતાં ક્ષેત્રોમાં પોતાના જ્ઞાન અને શક્તિનો લાભ આપવાની માગણી કરનારાઓને રા. રા. ઠાકોરે સરસ ઉત્તર આપ્યો છે. અહીં પણ કહેવું પ્રાપ્ત થાય છે કે જાહેર પ્રવૃત્તિની પછાળ પણ આદર્શ-શીલતા, ભાવના, ચારિત્ર્યબળ વગેરે પણ હોઇ શકે છે એ મુદ્દો પ્રો. ઠાકોર કળાનું ગૌરવ કરતાં ભૂલી ગયા લાગે છે. જાહેર જીવનમાં—સાહિત્ય-જીવનમાં હોય છે તેમ—અનેક અનિષ્ટ તત્ત્વો માનવની અપૂર્ણ પ્રકૃતિમાંથી પ્રગટે છે પરંતુ સાહિત્ય અને કલાની પેઠે જાહેર જીવનનાં ક્ષેત્રમાં પણ ભાવના, ચારિત્ર્ય અને ઉચ્ચ આદર્શનું અનુસરણ હોઈ શકે છે એ સ્વીકારવું જોઇએ.

### વેદાન્ત, પ્રયોગાત્મકઃ તેથી, વાસ્તવિક

ગો. મા. ત્રિ.ની ફિલસૂફી વિશે પૃ. ૪૧મા ઉપર પ્રો. ઠાકોરે જે ટીપ મૂકી છે તેમાં આપેલી દલીલ કોઈ પણ દર્શનશાસ્ત્રના અભ્યાસીને ગળે ઊતરે એવી નથી, કારણ કે "સત્ જે ચિત્—કેવલ ભાવનામય ધ્યેય-[idea] જે છે, એટલે કે કલ્પાય છે ખરું, જેનું વાસ્તવિક અસ્તિત્વ માનવાને કશો જ આધાર નથી." આ પ્રકારની દલીલ કરીને શ્રીકૃષ્ણના દેહમાં પદ્મલાંછન હતું તેની સરખામણી આપીને તેઓ એ પદ્મલાંછન પોતાના દલીલરૂપી તીરથી વીંધાયું હોય એમ માનીને વેદાન્તદર્શનને મરણશરણ કર્યાનો સુલભ વિજય પોતે પ્રાપ્ત કર્યો હોય એમ માનતા લાગે છે, પરંતુ તેઓ પોતે "વાસ્તવિક એટલે શું" એ પ્રશ્ન ઉપસ્થિત કરતા નથી અને એમણે આપેલ દલીલ પ્રમાણે તો 'ઇન્દ્રિયગમ્ય, ઇન્દ્રિયગોચર હોય એટલું વાસ્તવિક" એમ જણાય છે. એના જવાબમાં ભૌતિકશાસ્ત્રના પ્રખ્યાત શોધક સર આર્થર એડિંગ્ટનનાં ઈ. સ. ૧૯૩૫માં છપાયલાં ગીફોર્ડ લેક્ચર્સ વાંચવાની વિદ્વાન કર્તાને ભલામણ કરું છું. ઇન્દ્રિય પ્રત્યક્ષ ( દૃશ્ય જગતઃ phenomenal world ) તે જ વાસ્તવિક એ માન્યતા ભૌતિક પદાર્થના જ્ઞાન માટે પણ કેટલી અપૂર્ણ છે તેની પ્રતીતિ

ફલિત કરે છે. પૃ. ૧૪થી ૧૮ સુધીનું લખાણ કર્તાને પોતાને શંકા પડી છે તે અનુસાર વિષયાન્તરનું લખાણ છે. મહાભારતના યુદ્ધનો કાલ નિર્ણય કે પ્રજાસ્મિતાની ભાવનાની મન્દતા, વળી હિંદના ઇતિહાસ વિશેનાં એમનાં અનુમાનો આ સર્વને રજૂ કરવાનું એ યોગ્ય સ્થાન હોય તેમ લાગતું નથી.

## ગો. મા ત્રિ. નું રાજકીય દર્શન

ગોવર્ધનરામના સમગ્ર સંસ્કૃતિતત્ત્વોના દર્શનમાં જે એક મોટી ત્રુટી રહી ગઈ છે તે વિશે પ્રો. ઠાકોરે નિર્દેશ તો કર્યો છે પરંતુ મને લાગે છે કે તેમણે તેના ઉપર પૂરતો ભાર દઇને કે પૂરતી વીગતો અને દલીલો સહિત એને ચર્ચ્યો નથી. "ગોવર્ધનરામની ઇતિહાસદૃષ્ટિ કાચી રહી ગઈ" એ વિધાનથી એક ખાંમીનો ખુલાસો થાય છે ? કારણ કે પ્રજાસ્મિતાની ભાવના અને રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય એ વસ્તુઓ ગોવર્ધનરામને સારી પેઠે જાણીતી હતી એમ માનવાને કારણ છે. છતાં આપણે કર્તા જોડે સંમત થઇને સ્વીકારીશું કે "નર્મદનું આ નેત્ર ઊઘડેલું તેટલે દરજ્જે પણ ગોવર્ધનરામનું ઊઘડેલું જણાતું નથી."

સરખામણી જ કરવા બેઠા છીએ ત્યારે આ રાજકીય સ્વાતંત્ર્યની ભાવનાને ઉપલક્ષીને પોતાની સાહિત્યકૃતિ ઉપજાવનાર બંગાળના તે વખતના સાહિત્યસમ્રાટ્ બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાયનો ઉલ્લેખ આ બાબતમાં કરી શકાય. બંકિમનું દર્શન ગોવર્ધનરામની પણ પૂર્વે ઓછામાં ઓછાં ૨૫ વર્ષ પૂર્વે થયેલું છતાં હિંદના રાજકીય સ્વતંત્રતાના વિષયનું એનું દર્શન કેટલું તો સચોટ, સત્ય અને સમર્થ હતું તે 'આનન્દમઠ'માં રજૂ થયલી ભાવના હિંદના રાજકીય ઇતિહાસમાં છેલ્લાં ૫૦ વર્ષમાં પ્રત્યક્ષ થઈ તે ઉપરથી તથા રાષ્ટ્રીય પુનર્જાગૃતિમાં તેમણે આપેલ મંત્ર 'વન્દે માતરમ્'ના લગભગ હમણાં સુધીના સર્વાનુમતે થયેલ સ્વીકાર ઉપરથી આપણે જોઇ શકીએ છીએ. કલ્પના પ્રધાન સર્જન કરતાં પણ ગો. મા. ત્રિ. આ સ્વાતંત્ર્યદર્શન સુધી પહોંચી શકતા નથી એ એમના દર્શનની અને તેથી એમની કૃતિની પણ નાનીસૂની ખામી ગણાય નહિ. પ્રો. ઠાકોરનાં કેટલાંક વાક્યો કેવાં સુંદર અને વિચારપ્રેરક છે તેનો ખ્યાલ આપવાને અહીં એક ટૂંકું અવતરણ કરીએ છીએઃ "નર્મદ ઘડપણે જુવાનજોધ (જો કે નર્મદ ઘડપણ સુધી પહોંચેલો જ નહિ). ગોવર્ધનરામ જુવાની અને બેજવાબદાર છંદિલાપણું જાણે આગલા ભવમાં ક્યાંક ભૂલીને આ

ભવે અવતરેલા.” (પૃ. ૭૨) એ આખી કંડિકા એમની શૈલીના સારા નમૂના લેખે વાંચવા જેવી છે.

### વસ્તુગુંફન તથા સ્ત્રીરત્નો

‘સરસ્વતીચન્દ્ર’ ના ત્રીજા ભાગથી “નવલકથા નવલકથાપણું ત્યજતી જાય છે” એવો સ્વીકાર અન્ય વિવેચકોની જેમ પ્રો. ઠાકોર પણ કરે છે, અને વાર્તા તરીકેનો એનો વણાટ ત્યારપછી ઢીલો પડે છે એટલું તો તેઓ પણ સ્વીકારે છે.

‘સરસ્વતીચન્દ્ર’માં વસ્તુની ફૂલગૂંથણીના સંબંધોમાં પૃ. ૧૦૬થી ૧૧૦ સુધી કુમુદસુંદરીના મનની સ્થિતિનો જ ચિતાર અપાયો છે તે ‘સરસ્વતીચન્દ્ર’ના અભ્યાસ તરીકે તો ખરો જ, પરંતુ આ વિવિધ-વ્યાખ્યાનકારના પોતાના ઉત્તમ ગદ્યના નમૂના તરીકે પણ સુન્દર છે.

‘સરસ્વતીચન્દ્ર’નાં સ્ત્રીરત્નો વિશે જે બે પ્રશ્નો પૃ. ૧૪૯–૧૫૦ ઉપર કરવામાં આવ્યા છે તે ગો. મા. ત્રિ. ના જીવનના આદર્શની ટીકા કરે છે કે હિંદુ સમાજની ટીકા કરે છે એ સ્પષ્ટપણે સમજવું મુશ્કેલ છે. સ્ત્રીઓના સતીત્વનાં ક્રમેક્રમે ચઢતાં ઉદાહરણો ‘સરસ્વતીચન્દ્ર’કારે દર્શાવ્યાં છે તેના ઉપર પ્રો. ઠાકોરનું વિવેચન ખરું જોતાં ગોવર્ધનરામના વિચારોનું જ વિવેચન ગણાવું જોઈએ. એટલે આપણને પ્રશ્ન એ થાય છે કે એ આદર્શની ટીકા કરી તો તેમણે તેમ કરતાં ગોવર્ધનરામે એ આદર્શો કેમ સ્વીકાર્યા તે વિશે મૌન સેવ્યું છે તેથી આશ્ચર્ય થાય છે; અને એ, ગોવર્ધનરામે તેમને “નથી ઢાંક્યા, નથી ભાભક રંગે રંગીને છે તેથી જૂદા તરેહના આલેખ્યા” એટલું જ નહિ પરંતુ “ઉઘાડા અને નાના પ્રમાણસર રેખાઓ અને પ્રકાશછાયા વડે ચિત્રી આપ્યા છે” તો પછી એમ સમજવું કે ગો. મા. ત્રિ. પૂરતા કડક ન હતા ?

### ચર્ચાસ્પદ વિધાનો

પૃ ૧૫૨ ઉપર પાશ્ચાત્ય વિદ્યા અને ભાવનાઓ વિશે જે વિધાનો કર્તા કરે છે તે મને લાગે છે કે ચર્ચાસ્પદ છે. પાશ્ચાત્ય સમાજશાસ્ત્ર અને તેની મહત્તા, ધૈર્ય, આત્મભોગ અને સમયની પણ આવશ્યકતા વગેરે વગેરે સામાન્ય નિર્ણયો તો પ્રાચીન સમાજ-શાસ્ત્રના ગણાય એવા ગ્રન્થોમાં પણ ન મળી આવે એમ નથી. વળી, “જૂની વ્યવસ્થાનું શુદ્ધ નિરીક્ષણ ઘણા કાળે અને સાત્ત્વિકતા વડે જ

તા. ક.-Sculpture માટે પ્રો. ઠાકોરે સ્વીકારેલો શબ્દ "શિલ્પ" બંગાળમાં 'કળા'ના અર્થમાં અને ગુજરાતી ને સંસ્કૃત પ્રચારમાં "વાસ્તુશાસ્ત્ર" architecture-સ્થાપત્યના અર્થમાં વપરાય છે. Sculpture માટે" મૂર્તિવિધાન" કે એવો કોઈ શબ્દ વધારે ઉપયુક્ત છે કે કેમ એ વિચારવું જોઇએ.× અં. પુ.

## આધુનિક ભારત

( કર્તા: આચાર્ય જાવડેકર )

પૃથ્વી પોતાની ધરી પર એક ફેરો પૂરો કરે એટલામાં તેની સપાટી પર કેટલું બધું સાહિત્ય છપાઇને બહાર પડે છે! અમેરિકાનાં છાપાંઓની રોજની ફક્ત જાહેર ખબરો વાંચવાનો પ્રયત્ન કોઈ કરે તોપણ તેને દિવસ ખૂબ ટૂંકો પડે! દૈનિક અને માસિકોનું સાહિત્ય જેમ ધૂમધમાર બહાર પડે છે તેમ શિષ્ટ સાહિત્ય પણ એટલા જ મોટા પ્રમાણમાં પેદા થાય છે. એમાં ચિરંજીવ કેટલું થોડું હોય છે તેનો ખ્યાલ તો દરેક સાહિત્યભોગીને સારી પેઠે હોય છે. આ યંત્રયુગમાં સાહિત્યની કક્ષા ઉતરોત્તર ઊતરતી જાય છે. ગુજરાતી સાહિત્ય તેમાં અપવાદ નથી, છતાં બીજી રીતે આપણું સાહિત્ય પ્રમતિમાન છે કારણ કે તેમાં કેટલાક પ્રતિભાવાન લેખકો ઉત્પન્ન થયા છે. પરંતુ એવા થોડાને બાદ કરતાં એક બાજુ જેમ પ્રતિભા અપવાદરૂપ થઇ પડી છે તેમ બીજી બાજુ તેનું જન્મદાતા સાક્ષરત્વ પણ અવગણાયું હોઈ વિરલ થઈ રહ્યું છે. સાચા સાક્ષરત્વનો પરિચય અનુવાદ દ્વારા પણ લખાણો મળે ત્યારે પણ તે આવકારપાત્ર છે સામાન્ય ને નિઃસત્ત્વ સ્વતંત્ર કરતાં અભ્યાસ અને ચિન્તનથી ભરપૂર એવાં ભાષાન્તરોની કિંમત પણ વધુ છે પ્રસ્તુત પુસ્તક આ હકીકતનો સરસ નમૂનો છે. તેની કદર ગુજરાતી વાચકવર્ગ વિશેષ કરી શકશે કારણ કે ઇતિહાસવિષયક અર્વાચીન ગુજરાતી પુસ્તકો ઓછાં છે.

ઇતિહાસ એક સંદિગ્ધ વિષય છે. ભૂતકાળને તે વિષય કરતો હોવાથી તેમાં રહેલા તથ્યને પકડવું એક કઠિન કાર્ય છે તેથી ઇતિહાસલેખન

× આપણા એટલે ગુજરાતી સમકાલીન પ્રચલિત બહુમાન્ય પર્યાયો આ રીતે છે: (૧) આર્ટ=કલા; (૨) સ્કલ્પચર=શિલ્પ; (૩) આર્કિટેકચર=સ્થાપત્ય. આમાં ફેરફાર કરવાનું ખાસ કારણ જણાય તો વિદ્વાન વિવેચકે સૂચવ્યા મુજબ આ વિષયમાં વિશેષ વિચાર થવો જોઈએ તુરત માટે તો, પ્રા. ઠાકોરનો 'સ્કલ્પચર' માટેનો શબ્દ 'શિલ્પ' પ્રચારપૂત ગણાય—સં. માનસી.

તેના લેખક પર અવલંબે છે, તેની દૃષ્ટિ તથા શૈલી થોડી ય બદલાતાં ઇતિહાસની રજુઆતમાં ભારે ફેરફાર થાય. હિંદુસ્તાનનો ઇતિહાસ હિંદીઓએ આલેખ્યો છે, ને અંગ્રેજ લેખકોએ પણ ચીતર્યો છે. બન્ને લેખકવર્ગોની રંગપૂરણી કેટલી ભિન્ન હોય છે! એક હિંદને અસંસ્કૃત, બિનકેળવાએલો, અર્ધજંગલી ને પછાત ચીતરવા પૂરા પ્રયત્ન કરે છે. બીજો પક્ષ તેને સંસ્કૃતિધામ બતાવતાં તેની વિશિષ્ટતાની કદર કરવા વાચકને આમંત્રે છે. ઇતિહાસનું આલેખન એક કપરું કર્મ હોઈ તેમાં અતિશયોક્તિદોષ આવવા સંભવ રહે છે. પુર્વગ્રહ સારો કે નરસો પણ લેખકમાં આવી જવા સંભવ રહે આ દોષોમાંથી મુક્ત રહેવાને લેખકમાં બહુ વાચન, મનન, ચિન્તન, તીવ્ર કલ્પના ને સમભાવ જોઈએ. આ બધું ય પ્રસ્તુત પુસ્તકને પાને પાને જોવામાં આવે છે, અનેક હિંદી તથા અંગ્રેજ ઇતિહાસકારો તથા બીજાના અભિપ્રાયો અને હકીકતોના પુરાવાથી લેખક ઐતિહાસિક બિનાઓનાં સત્યોની સચોટ છાપ વાચકના મન પર પાડી શકે છે. આ સાથે ઇતિહાસકારને અતિ આવશ્યક એવો તાટસ્થ્યગુણ પણ તેમનામાં સારી પેઠે પ્રદર્શિત થાય છે. તાટસ્થ્ય વિના ઇતિહાસ ન રહે. તે સારી રીતે લખ્યો હોય તો પણ તટસ્થ્યદૃષ્ટિવિહીન બહુ તો ઐતિહાસિક નવલકથા જેવો બની જાય. સમગ્ર વિષય વિવાદાસ્પદ છે પણ મૂળમાં જ એની રજુઆત સામર્થ્યવન્ત હોઈ, પ્રકાશક સંસ્થાએ મરાઠીમાંથી ગુજરાતીમાં ઉતારનાર અને લેખકે ગુજરાતી સાહિત્યમાં ખાસ નોંધપાત્ર ઉમેરો કર્યો છે. ભાષાશૈલી પણ વિષયને પણ અનુકૂળ એવી પ્રૌઢ છે. ઊંડા ને વિસ્તૃત અભ્યાસ મનન ને ચિંતનમાંથી જન્મતા સાક્ષરત્વના નિચોડરૂપ આ પુસ્તક ઝીણવટભરી હકીકતોથી ભરપૂર છે.

અંગ્રેજો હિંદમાં આવ્યા તે સમયની પશ્ચાદ્‌ભૂમિકા આપતાં પુસ્તકની શરુઆત થાય છે અને લગભગ ચાલુ તવારીખ સુધીના અહેવાલનો તેમાં સમાવેશ થાય છે. સાચું રાષ્ટ્રાભિમાન જાગ્રત કરનાર આના લેખક શ્રી જાવડેકર તટસ્થભાવથી એક બાજુ અંગ્રેજોના સારાસારનો વિચાર કરી શક્યા છે. અંગ્રેજોનું બધું ય ખરાબ એવી એકદેશી દૃષ્ટિ તેમની નથી. એઓ તો શાસકનું જે સારું છે તે જોવા પ્રામાણિક પ્રયત્ન કરે છે. યુરોપીય સંસ્કૃતિ આજે વિનાશને પંથે વળી છે તેથી તેને આખી ને આખી ખાડામાં નાખવાની ઉતાવળભરી વાત સામે તેઓ સાવચેતીનો વાજબી સૂર કાઢે છે. પડતી આખડતી એ સંસ્કૃતિ પાસેથી પણ પૂર્વની

પરથી બીજા પર ને તે પરથી ત્રીજા પર વારંવાર વાચકને લઈ જતાં એક સળંગસૂત્ર રજુઆતની સ્પષ્ટતા રહેતી નથી. તેથી વિચારશૃંખલા તૂટવા પામે છે ને તેમાંથી રસક્ષતિ પણ થાય છે. છેલ્લાં મોટાં પ્રકરણોના વસ્તુને વિભક્ત કરી બરાબર ગોઠવવાથી તો સારી લેખનવ્યવસ્થા થાત. જો કે સૂક્ષ્મતયા જોનાર ચાલુ રજુઆતમાં પણ એક સળંગ વિચારસરણી જોઈ શકે તેમ છે.

લેખકની આ એક ખાસિયત છે અને તે ઠેર ઠેર પ્રસંગોચિત વિવાદગ્રસ્ત પ્રશ્નો પર પોતાના અભિપ્રાય દર્શાવવાની વિદ્વાનસુલભ ટેવ. પોતાના અભિપ્રાય તેઓ નિઃશંક નીડરતાથી રજૂ કરતા ગયા છે. ભલે તે બધા ય સહુને સ્વીકાર્ય ન હોય છતાં તેમાં કહાપણ, ને વિચાર સભર ભર્યાં છે. દરેક અભિપ્રાયની પાછળ ચિન્તન છે, હકીકતોનો જુમલો છે. એટલે સહેજે તેમાં વજૂદ હોય જ. છેલ્લા પ્રકરણમાં સત્યાગ્રહ અને તેની દિક્ષણીને તેઓ ભારતીય સંસ્કૃતિના અમૃતતત્ત્વ તરીકે ઓળખાવે છે. આમાં જરા ય અતિશયોક્તિ નથી. તેઓ એમ પણ કહે છે કે આ શસ્ત્ર વડે જ હિંદમાં તો સમાજક્રાન્તિ થશે અને તે પણ સફળતાથી. આજના, ચાલુ દિવસોના અંધાધૂંધીભર્યા કોમી તોફાનોના વાતાવરણમાં લેખકના આ મત સાથે સંમત થવાય ખરું ? અહિંસા પરની આસ્થા ક્ષણવાર ડગતી લાગે છે છતાં તેની પકડ એટલી વ્યાપક છે ને તેનું તત્ત્વ એટલું બધું લોહીમાં વ્યાપેલું છે કે હિંદને તો શું ખરે જગતને તેના આશરા વિના અન્ય કોઈ રાહ નથી. ઝેર પીધેલ પશ્ચિમને ભારત પોતાના અમૃતથી જિવાડી જગતને જીવાડશે. **શાન્તિલાલ મ. દેસાઈ**

માર્ચ ૧૯૪૭

## 'સુન્દરમ્'કૃત 'ઉન્નયન'

શ્રી. સુન્દરમ્‌ના આ નવલિકાસંગ્રહમાં પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ એવા બે ભાગ પાડવામાં આવ્યા છે. એમાંના પ્રથમ ભાગમાં 'ખોલકી અને નાગરિકા' નામે અગાઉ પ્રગટ થએલી નવલિકાઓનો ફરી સંગ્રહ કરવામાં આવ્યો છે. પ્રસ્તુત સંગ્રહનું અવલોકન કરતાં પહેલાં મારે સ્પષ્ટ કહેવું પડશે કે જરા યે ચોખલિયા વૃત્તિ ધારણ કર્યા વગર, ઉદારમાં ઉદાર દૃષ્ટિથી જોતાં છતાં, વાસ્તવિકતાના ઓઠા નીચે અપરસ ફેલાવે એવા સાહિત્યનું પ્રકાશન કોઈ પણ રીતે પ્રજોત્કર્ષક નથી, જનતા માટે ઉપયોગી નથી.

'ઓલકા અને બીજી વાતો' એ સંગ્રહના પ્રકાશન વખતે આ વસ્તુ ભારપૂર્વક ચર્ચાઈ હોવાથી એને ફરી કહેવાની જરૂર નથી. કામવાસના મનુષ્યના જીવનમાં ગમે એટલી દુર્દમ્ય હોય, ગમે એટલો અગત્યનો ભાગ ભજવતી હોય, છતાં અહીં એનું એના સ્વાભાવિક રૂપમાં નિરૂપણ થવાને બદલે વિકૃત અને ક્યાંક બીભત્સ રૂપમાં થયું છે. દિવ્ય પ્રેમ જ શ્રેયસ્કર છે અને જિન્સી વાસનાની તૃપ્તિ નહિ પણ એનું ઊર્ધ્વીકરણ ઇષ્ટ છે એવા ભાવાર્થના પુરસ્કાર્ય સુકાયલા શ્રીઅરવિન્દના તથા એક બીજા અવતરણનું ૧ પ્રતિપાદન ઘણી-ખરી નવલિકાઓમાં થયું હોય એમ મને લાગતું નથી.

પૂર્વાર્ધની સૌથી સુન્દર નવલિકા "નાગરિકા" છે. પોતાની નવોઢા પત્નીના ઉરના ઉમળકા સમજવાને અશક્ત એવો અભ્યાસજડ વેદિયો પતિ સૌભાગ્યની પ્રથમ રાત્રે જ પોતાની પત્નીને સાહિત્યના શ્લોકો વાંચી સંભળાવે છે આવા પ્રસંગો અને એમાંથી ઉદ્‌ભવતો બંનેના જીવન શોભવવાના આદર્શોના વિરોધ છતાં પોતાના પતિને ચાહવા મથતી અને મન મનાવતી પત્ની કલાત્મક રીતે ચીતરાયલાં છે. વળી એમાંથી કેટલીક કલ્પનામાં લેખકનું કવિહૃદય પણ છતું થાય છે. એની ભાષા સૂત્રાત્મક હોઈ વ્યંજનાથી જ અર્થ સમજાવાતો હોવાથી વાર્તાના રસને પોષક બને છે. પોતાના પતિના જડત્વ વિષેના પત્નીના ઉદ્‌ગારો વાચકના હોઠ ઉપર સ્મિત ફરકાવી જાય છે. સમગ્ર સંગ્રહમાં કદાચ આને જ શ્રેષ્ઠ વાર્તા ગણી શકાય.

ઉત્તરાર્ધની બીજી પાંચ નવલિકાઓમાં ઉમંગભરી પત્નીનો પતિ, આનંદી બાળકોનો પિતા છતાં પ્રત્યેક રાત્રે વેશ્યાને ત્યાં જતો અને તેના ઈશ્વર વિષેના ઉદ્‌ગારોથી બેચેન બનતો. 'પ્રસાદજી ની બેચેની'માંનો શિવ-પ્રસાદ; અસહ્ય ગરીબાઈમાં આવી પડતાં પોતાના પતિના આગ્રહથી દેહ વેચી દ્રવ્ય મેળવતી અને પોતાના પતિના ગાંધીવાદી મિત્ર આગળ હૃદય-વ્યથા પ્રગટ કરતી ભદ્રા; વેશ્યાજીવન ગાળી કુટણખાનું ચલાવતી છતાં હૃદયના સહજ પ્રેમથી આકર્ષાઈ પોતાને ત્યાં આકસ્મિક રીતે આવી પડેલી ફૂલવંતીના જીવનને બચાવી લેવાના પ્રયત્નમાં પ્રાણની આહુતિ આપતી

---

૧. આ બાબત અંગે ખરું દૃષ્ટિબિન્દુ આમ લાગે છેઃ નવલિકાઓમાંના વાસ્તવાલેખનવાળાં સ્ત્રીપુરુષોએ અવતરણમાંની ઉચ્ચ ભાવના પ્રતિ ચેતનાને વાળવી ઘટે, એવા રૂપાન્તર દ્વારા જીવન તેમણે વિશુદ્ધ ને ઉન્નત કરવાનું છે, એવું ધ્વનિત કરવા વાર્તાકારે ઈચ્છયું છે.–તંત્રી 'માનસી'

'પાપિણી'માંની શાન્તા; કૉલેજમાં ભણતી છતાં વિવાહિત પતિએ ભાવિ જીવનમાં સંયમના આગ્રહના કરેલા સૂચનથી આપઘાત કરતી પુષ્પિતા; અને અનેક યુવાનોને નચવી, આપઘાત કરાવી, સંયમી અને ભવ્ય પુરુષ આગળ નમી પડતી ઉલ્કા નજરે પડે છે.

આ ભાગની સૌથી સુન્દર નવલિકા પુષ્પિતા છે. એક અધ્યાપકનું સુખી સુભગ દામ્પત્યજીવન, પુષ્પિતાનું રમ્ય વિદ્યાર્થીજીવન, આકર્ષક રીતે મનોહર શૈલીમાં ચીતરાયલાં છે. વાર્તાનો ઉઠાવ ઘણો સુન્દર છે, પરંતુ સંસ્કૃત સાહિત્યની અભ્યાસી અનેએમ. એ.ના વર્ગમાં ભણતી પુષ્પિતા ભાવિ પતિના લગ્નજીવનમાં વાસનાના ત્યાગના સૂચનથી આપઘાત કરે એ બહુ વિચિત્ર અને અસ્વાભાવિક લાગે છે. આવા કૃત્રિમ કરુણાન્તને લીધે શરૂઆતની રમ્યતા ઝાંખી થઈ ગએલી જણાય છે.

'ઉલ્કા', અને 'પાપિણી'નું વસ્તુ પણ સરસ છે. ગમે એટલું વિલાસી જીવન જીવતી વ્યક્તિઓમાં પણ હૃદયનો એક ખૂણો જાગ્રત હોય છે અને એક જ અકસ્માત્ સમગ્ર જીવનને પલટી નાખે છે, એવું એમાં દર્શાવ્યું છે.

આખા સંગ્રહને સમગ્ર રીતે જોતાં જણાશે કે પૂર્વાર્ધ કરતાં ઉત્તરાર્ધમાં વસ્તુનિરૂપણ ખૂબ સંયમપૂર્વક થએલું છે. જો કે વિષય તો થોડે ઘણે અંશે એક જ એટલે કે જિન્સી છે, તો પણ બીભત્સતાની કક્ષાએ પહોંચી જુગુપ્સા ઉપજાવતો પૂર્વાર્ધનો રસ ઉત્તરાર્ધમાં વધારે સંસ્કારી બને છે.

કુંજવિહારી મહેતા

## ગ્રામજીવનની બે કથા

### ધરતીનો અવતાર ... લખ્યા લેખ ( ઈશ્વર પેટલીકર )

આ બંને નવલકથાઓમાં આપણા ગ્રામજીવનના કુટુંબની વાત કહેવામાં આવી છે. આવી નવલકથામાં જે જરૂરની વસ્તુ છે તે વાતાવરણ ખડું કરવાની લેખકની શક્તિ અને આ બંને નવલકથાઓમાં લેખક ગામડાનું હૂબહૂ વાતાવરણ ખડું કરવામાં ઘણે અંશે સફળ થયા છે.

'ધરતીનો અવતાર' એ એક ગામડાના અવિભક્ત કુટુંબને સ્પર્શે છે. સંયુક્ત કુટુંબમાં આવેલી વહુ પોતાની કુનેહ અને કાર્યશક્તિથી બધાંનાં મન જીતી લે છે અને ધરતીનો અવતાર મનાય છે. ગેમલ જેવા આકળા સ્વભાવના યુવકને, સૌંદર્યવતી પત્ની લાવવાના કોડ હોય છે અને કર્મે, નામે રૂપાળી પણ દેખાવે વિરૂપ પત્ની લખાયલી હોય છે. લગ્ન પછી

પત્નીની ઉપેક્ષા, ક્રૂરતા અને મારપીટ એ એનો વ્યવસાય થઈ પડે છે, પરંતુ પત્નીને સર્પદંશ થતાં પાસું બદલાઇ જાય અને એકદમ વહાલ ફૂટે છે. અહીં જરા ક્ષતિ જેવું આપણને લાગે છે. ગઈ કાલનો ક્રૂર જેમસ એક જ અકસ્માતથી વહાલસોયો પતિ બને એ જરા ન સમજાય એવું છે. સ્વાભાવિક ક્રમે પલટો જો લેખકે દર્શાવ્યો હોત તો તે વધારે રુચિકર બનત. બાકી આખી નવલકથા પર ગ્રામધરતીની ઠંડી, મીઠી સોડમ પથરાઈ મઝેલી લાગે છે, પરંતુ આ વાતાવરણમાં કેટલાંક પાત્રોમાં જે જીવન્તતા અને વેગ જોઇએ તે ઓસરી જતાં દેખાય છે.

તુલનાત્મક દૃષ્ટિએ જોતાં 'લખ્યા લેખ' ઉપલી નવલકથા કરતાં વિનાસંકોચે ઊતરતી કહી શકાય. એમાં બે કથા સમાંતર ચાલે છે. એક કમુ અને પોપટના પ્રણયની અને બીજી બાજુ ચંપા અને સુમનની. એટલે આ બંનેમાંથી મહત્ત્વ કઇ કથાને અપાયું છે એ જ સમજાતું નથી. ઘણી વખત સાહિત્યની કૃતિમાં પ્રચાર કે પોતાના કોઈ વિચાર, આદર્શની હિમાયત જાણે-અજાણે આવી જાય છે. એની સામે આપણે વિરોધ ઉઠાવી શકીએ નહીં પરંતુ જ્યારે પ્રચાર ખાતર પ્રચાર કરવામાં આવે ત્યારે તે અસહ્ય થઇ પડે છે. આ નવલકથામાં ઘણે ઠેકાણે એવું બન્યું છે. અને પાત્રોનાં લાંબાં લાંબાં સંભાષણો નિબંધનો ભાસ આપતાં ટાયલાં જેવાં બની ગયાં છે. વળી પ્રસ્તુત નવલકથાનો અન્ત એટલો તો નબળો અને પાંખો છે કે વાચકને જે સમાધાન કે તૃપ્તિ થવી જોઇએ તે થતી નથી. કમળા અને પોપટના વિવાહિત જીવનમાં પોપટની બહેન ચંપા નાશી જવાથી વિઘ્ન આવે અને વિવાહ તૂટી જાય, કમળાનાં લગ્ન બીજા સાથે નક્કી થાય, લગ્નને દહાડે કમળા નાશી પોપટને ઘેર સંતાઈ જાય અને પછી એકદમ નક્કી થયેલા વરરાજા લટકી જાય ને કમળાનાં માબાપ પોપટને પરણાવી દે એ બધું કેટલું બેહૂદું લાગે છે! વળી બે કથા સાથે ચાલતી હોવાથી વસ્તુગૂંથણીમાં જે સુશ્લિષ્ટતા હોવી જોઇએ તે જળવાઈ નથી. એટલે બિનજરૂરી પ્રસંગ અને ચર્ચાનું બાહુલ્ય આવી ગયું છે, બારતેર વર્ષની છોકરી છોકરાઓ સાથે 'હાતુતુતુ'ની રમત રમે તે જોવા વળી ગામડાનાં લોકોનું ટોળું ઊભું રહે અને છોકરાઓ હારી જાય એ તો મધ્યકાલના સામળની વાર્તામાં જેમ આવે તેમ પરીકથા જેવું પરંતુ બની જાય છે.

શરૂઆતમાં પોતાના આદર્શથી માન ઉપજાવતો ઉપનાયક સુમન છેવટે તો વેદિયો અને નિર્માલ્ય જેવો બની રહેલો જણાય છે એટલે સ્વાભાવિક રીતે જેમ પાત્રનો વિકાસ થવો જોઈએ તેમ અહીં બનતું નથી. ઊલટું, પાત્રનો વિપર્યાસ થતો લાગે છે.

આ બધું જોતાં આ નવલકથા બહુ સાધારણ પ્રકારની કહી શકાય.

કુંજવિહારી મહેતા

## શ્રીઅરવિન્દ-સર્કલનાં નવાં પ્રકાશનો

મુંબાઈમાં આશરે બે વર્ષથી કાર્ય કરતા આ મંડળ તરફથી ( ઠે. નમ્બર હૉસ્પિટલના કંપાઉંડમાં, બોમ્બે સેંટ્રલ સ્ટેશન પાસે ) ૧૯૪૫ તથા '૪૬માં આબ્દિકો ('એન્યુઅલ્સ') પ્રકટ થયાં જ હતાં. એનો આ વર્ષનો અંક તેમ જ બીજાં ત્રણ પુસ્તક મળી ચાર પ્રકાશનો નીચેની કીમતે મળ્યાં છે:

1. Sri Aurobindo Circle: Third Number[1]

2. The Significance of Indian Art by Sri Aurobindo ( Re. 1-8-o )

3. Towards a New Society by Nalini Kanta Gupta (Re. 1-12-o)

4. Dream-Cadences by Nishikanto (Re. 1-12, paper; Rs. 2, board).

(૧) આબ્દિકનાં ૧૯૨ પૃષ્ઠોમાંનાં ૩૨માં કાવ્યો છે; બીજાં એટલામાં શ્રીઅરવિન્દના પત્રો છે; અને બાકીનાંમાં, જગતના સ્ત્રીસમાજનું ખરું માતૃત્વ પ્રકૃતિની અધ્યાત્મશક્તિઓને તેમણે પોતામાં જાગ્રત કરવામાં તથા ધારણ કરી, એ રૂપે સકળ જીવન જીવવા-જિવાડવામાં રહેલું છે, તેમણે નીત્શે-પ્રણીત નિમ્નપ્રકૃતિગત પ્રાણમય પુરુષ 'અતિમાનવ'ના (સુપરમૅન) માર્ગે જવું લાભમ નથી એવો સન્દેશ આપતા, શ્રીમાતાજીના ઉદ્બોધનપૂર્ણ નિબન્ધ 'ટુ ધ વીમેન ઑફ ધ વર્લ્ડ' ઉપરાંત આઠ લેખકોના જે નવ લેખો છે તેમાં પૂર્ણયોગના સિદ્ધાન્તો અને એના પાશ્ચાત્ય સાધકને પત્ર-

૧. આના પર કિંમત છાપી નથી, પણ આગલા દરેકની જેમ, રૂા. ૫ તો હશે જ. અહીં નં. ૨ તરીકે નોંધાયેલું કલાવિષયક પુસ્તક અવલોકન લખાવા સોંપાયું હોઈ, એની વિસ્તૃત સમાલોચના હવે પછી છપાશે.

રૂપે, પ્રતિકૂળ દેખાતા સંયોગોમાં પણ સાધના કેમ ચાલુ રખાય એનું ટૂંકું માર્ગદર્શન; 'ધ પોએટ્રી ઇન ધ મેકિંગ'; શ્રીઅરવિન્દની 'બ્લેંક વર્સ ઇન્ટરપ્રેટેશન' તથા 'આહ્‌નાʼએ સાહિત્યવિષયક દ્યોતક લેખો છે. કાવ્યવિભાગમાં શ્રીઅરવિન્દના નૂતન બૃહત્‌કાવ્ય ('એપિક') 'સાવિત્રી: એ લેજન્ડ એંડ એ સિમ્બોલ' ના બીજા ખંડનો પહેલો સર્ગ છે તેમ જ બીજી ત્રીસથી પણ વધુ રચનાઓ વિવિધ કક્ષાના ઊંડા ને ખરા આધ્યાત્મિક અનુભવો ઝીલતી, આપી છે. શ્રીઅરવિન્દના પૂર્વોક્ત પત્રો આઠ છે. તેમાં યોગ સંબંધી દૃષ્ટિપૂત ચર્ચા છે, માર્ગદર્શન છે, ઉચ્ચ કોટિનો વાદવિવાદ પણ વાંચીએ છીએ. એ ત્રીસમાંના છેલ્લા દસ પાનાંનો વિષય તો 'Greatness and Beauty in Poetry' છે એટલે એ સાહિત્યરસિકોને તો બહુ ગમશે.

રા.નલિનીકાન્તનું નાનું પુસ્તક દોઢસોથી ય ઓછાં પાનાંનું છે પણ સમકાલીન ભારતીય વાઙ્‌મયમાંનું કેટલુંક ઉત્તમ,દ્યોતક સમાજરચનાવિષયક ચિન્તન એના બાર લેખોમાં છે, પહેલા છ ગત મહાયુદ્ધ વિશેના છે પણ તેમાંથી કેટલુંક હજી વિચારમાં લેવા જેવું છે. બીજો વિભાગ છે જગતની પુનર્ઘટનામાં હિંદના ભાગવિશેનો–The Role of India. એ પુસ્તક પ્રસિદ્ધ તો ગયે વર્ષે થયેલું, પણ આ વર્ષના જૂનમાં હમણાં લગીના અખંડ ભારતને ખાંડુંબાંડું કરવાના મહાન અનરાષ્ટ્રીય દુષ્પ્રયોગ પછી તો એમાંના અભ્યાસ–અવલોકનયુક્ત તેટલા જ સત્યમૂલક વિચારો સર્વે ધૃતિમાન દીર્ઘદર્શી રાષ્ટ્રહિતચિન્તકે લક્ષમાં લીધે જ છૂટકો છે એમ કહેવું જોઇએ; ખાસ કરી, આ ત્રણ The Basic Unity, The Way to Unity તથા The Basis of Unity.

'ડ્રીમ-કેડન્સીસ'માંની અધ્યાત્મલક્ષી તો પણ (બલ્કે, તેથી જ) સુરસિક કવિતાસમૃદ્ધિનો પરિચય પણ આવી ટૂંકી નોંધમાં અશક્ય. એની પર વીગતે હવે પછી. દરમ્યાન એટલું કે એ ૪૦ કાવ્યમાંનું એક શ્રીઅરવિન્દે પોતે અને કેટલાંક રા. દિલીપકુમાર રાયે કર્તા નિશિકાન્તબાબુના મૂળ બંગાળીમાંથી અંગ્રેજીમાં ઉતાર્યાં છે; બાકીનાં, કવિએ જ અંગ્રેજીમાં (એનું પદલાલિત્ય એમને મુકાબલે ઓછું પરિચિત તો પણ સુન્દરતાપૂર્વક) લખેલાં છે. વિભાવના તેમ જ અભિવ્યક્તિ એ બંનેની નજરે આશરે અર્ધભાગનાં તો સવિશેષ રમણીયાર્થ પ્રતિપાદક છે. વિ. ક. વૈ.

# બે ગ્રન્થસાર

## સરસ્વતીચંદ્ર ભાગ પહેલો

૧

સુવર્ણપુરનું રાજ્યતંત્ર ઘેનમાં પડ્યું હોય તેમ પોતાની મેળે ચાલ્યું જતું હતું. ત્યાંનો રાણો ભૂપસિંહ તથા તેનો અમાત્ય બુદ્ધિધન તે બે સિવાય સર્વ મંડળ જાણે ઘેનમાં હતું. રાણો બુદ્ધિધનને પોતાની ઈચ્છાઓનો સેવક માની તેની ઉપર નિર્મળ પ્રીતિ રાખતો પરંતુ બુદ્ધિધને તો રાણાને તથા તેના રાજ્યતંત્રને ગરાસ વિષે પોતાના વૈરને સફળ કરવાનું સાધન કરી લીધું હતું.

જ્યારે સુવર્ણપુરનું વાતાવરણ આ પ્રમાણે ઘેરું બનતું જતું હતું ત્યારે તે બંને જણ કંઈક કામ પ્રસંગે એ શહેરના રાજેશ્વરના શિવાલયમાં આવ્યા. ત્યાં જતાં જતાં રસ્તામાં ન્યાયાધીશ કરવતરાય અને કારભારીના બુદ્ધિધન નિરીના કપરો માટે ચર્ચા ચાલી. એટલામાં મંદિરનું દ્વાર આવી પહોંચ્યું.

બીજી બાજુ રાજેશ્વરમાં બુદ્ધિધનની પુત્રી અલકકિશોરી અને તેની પુત્રવધૂ કુમુદસુંદરી તેની સહીયરો સાથે ફરવા માટે આવેલી. રાણાજીને જોતાં જ ત્યાંનો પૂજારી મૂર્ખદત્ત તેમને ઉતાવળે ઉતાવળે ખબર આપી આવ્યો અને પાછળના વાડામાં જ્યાં સુધી રાણાજી પાછા ન થાય ત્યાં સુધી તેની નજરે ન પડવાની સૂચના આપી આવ્યો. તે દરમિયાન આપણી વાર્તાનો નાયક (સરસ્વતીચંદ્ર) નવીનચંદ્ર ગૃહત્યાગ કરીને ફરતો ફરતો અહીં આવી ચડેલો. પૂજારીએ તેને અજાણ્યો મુસાફર જાણીને મન્દિરના વાડામાં આશ્રય આપેલો. પછી અમાત્યકુટુંબ અને નવીનચંદ્રનો મેળાપ થાય છે. રાણાજી ગયા પછી બુદ્ધિધન તેની પાસેથી કેટલીક વીગત જાણીને પોતાને ત્યાં રહેવાનું કહે છે. નવીનચંદ્રને આટલું જ જોઈતું હોય છે. ને એને ત્યાં રહેવાનું કબૂલ કરે છે. ઘેર આવેલા નવા મહેમાનનું આતિથ્ય કરવાનું કામ અલકને માથે આવી પડે છે. તે તેની કાળજીપૂર્વક સંભાળ લે છે. શઠરાય જે પ્રપંચી કારભારી હતો તેને બુદ્ધિધન અને રાણાની પત્ની રાજબા વચ્ચેના આડા વ્યવહારની જાણ હોવાથી તેણે તેના કુટુંબની લાજ લેવાનો નિશ્ચય કર્યો. અને તે પ્રમાણે અલકની પવિત્રતાનું ગુમાન ઉતારવા માટે તેણે જમાલ નામના મુસલમાન મારફત નક્કી કર્યું. એક રાત્રે તે પ્રસંગ

બની ગયો. અલકને નવીનચંદ્રે બચાવી પણ તેમ કરતાં પોતે જ જમાલના હાથે ઘવાયો.

આ બનાવ પછી એક વખત બુદ્ધિધનને દરબારમાં જવાનું થયું. તે દિવસે ત્યાં ભારે ખટપટ થવાની હતી. રાણી હવે શઠરાયને કારભાર સોંપશે કે બુદ્ધિધનને તે વિચારવાનું હતું. બુદ્ધિધનને જો કારભાર ન મળે તો તેના કુટુંબે નવીનચંદ્રની સાથે લીલાપુર ચાલ્યા જવું તેમ સૂચના અપાઇ હતી. તેની પત્ની સૌભાગ્યદેવીને આમાં શું કપટ હશે તે ખબર પડતી નહોતી છતાં પણ પતિનાં સ્નેહાળ વચનો સાંભળીને તેને વહાલભરી વિદાય આપી.

૨

પુરઃસંધાન બુદ્ધિધનના બાપને પરાપૂર્વથી ચાલતું આવેલું વર્ષાસન મળતું. તે વર્ષાસન માત્ર ત્રીસ રૂપીઆનું હતું પરંતુ તેની કનિષ્ઠ અવસ્થામાં કોઇક વખતે મદદ કરનારું થઇ પડતું. બુદ્ધિધનનો વિવાહ એના જેવા જ કુટુંબની કન્યા સાથે થયો હતો અને તે નમાઇ હોવાથી સાસુના હાથ નીચે ઊછરી હતી એટલે મજા પ્રમાણે કુશળ થઈ હતી. એમ દિવસ ચાલ્યા જતા હતા. આવી અવસ્થામાં પણ ઘણા દિવસ ન ટકી. વિપત્તિનું વાદળ ઊછરતા છોડ પર તૂટી પડવા લાગ્યું. બાપનું મરણ અણચિંતવ્યું થયું. માને પણ વૈધવ્યદુઃખ પડવાથી તેના મનની સંભાળ લેવી એ બુદ્ધિધનને માટે ફરજ થઇ પડી. પરંતુ કુટુંબસુખની પરિસીમા રંક અવસ્થામાં જ અનુભવાય છે. ચિંતાનું ઔષધ કરવા ધારતું સુખ અસમર્થ નીવડયું. બુદ્ધિધનને જીર્ણજ્વર લાગુ પડ્યો. વર્ષાસન બંધ પડયું હોવાથી સાસુવહુને પૈસાની તાણ આવી. કારભારી સાસુનો દૂરનો સગો હોવાથી પૈસા માટે હાથ લાંબો કરવા ગઇ પરંતુ નિર્લજ્જ કારભારીએ નિર્ધન અમાત્યકુટુંબની વહુની લાજ લઇને પૈસા આપવા કબૂલ્યું. બુદ્ધિધનને ખબર પડતાં તેનું સમે ત્યારે વેર લેવાનો નિશ્ચય કર્યો. આખરે મંદવાડ ગયો અને નિશાનીમાં માત્ર વેર અને ક્રોધના ધૂંધવાટને પાછળ મૂકતો ગયો.

બુદ્ધિધનને સંતાનમાં માત્ર પ્રમાદધન અને અલકકિશોરી એ જ હતાં. પ્રમાદધન લંપટ તથા આળસુ હતો. તે ઉપરાંત રાતદિવસ નશામાં ચકચૂર રહેતો. અલકકિશોરી જાજ્વલ્યમાન હતી. તેનાં સાસરિયાં તેની મરજી પ્રમાણે ચાલતાં. તેને પોતાના રૂપ તથ ગુણનું ભારે અભિમાન હતું. કુમુદસુંદરી નામની કોઇક કન્યાનો પતિ ગૃહત્યાગ કરી ગયો છે તેમ છાપાં મારફત

આ કુટુંબને ખબર પડી ત્યારે તેની દયાજનક સ્થિતિનો ખ્યાલ કરી અને તેનાં રૂપગુણનાં વખાણ કરી પ્રમાદધન માટે માગું કર્યું અને કુમુદ પ્રમાદધનને પરણી.

૩

કુમુદનો પિતા વિદ્યાચતુર રત્નનગરીનો કારભારી હતો. તે ઉત્તમ વિદ્વાન અને રસિક પ્રકૃતિનો પુરુષ હતો. તેની પત્ની ગુણસુંદરી ખરેખર ગુણિયલ અને એક આર્ય સ્ત્રીને અનુરૂપ વર્તનવાળી હતી. જાતે બહુ ભણેલી તો નહિ પરંતુ પતિ પાસેથી ઘણા પ્રકારનું જ્ઞાન સંપાદન કર્યું હતું. આ બંને જણાંએ લાડકી કુમુદને પણ વાંચવા તથા ગાવાના ઘણા ઉચ્ચ સંસ્કારો આપ્યા હતા.

પિતાના ઘરના આવા વાતાવરણમાં ઉછરેલી બાળકી સાસરે આવી. પહેલાં બહુ જ નવું લાગતું પણ પછીથી ટેવાઈ ગઈ. નવીનચંદ્રને જોતાં જ કદાચ તે પોતાનો ભૂતકાળનો પતિ હશે તેમ શંકા કરતી.

દરબારમાં કંઈક ખટપટ શરુ થઈ અને બુદ્ધિધન વચ્ચે આવી પરંતુ આખરે તો અમાત્યપદ બુદ્ધિધનને જ મળ્યું અને બધો કારભાર રાણીએ તેને સોંપ્યો. આ અમાત્યકુટુંબની ચડતીના દિવસો લોકોથી ખમાયા નહિ તેથી સૌએ અલક અને નવીનચંદ્ર વિષે તરેહતરેહની શંકા ઉઠાવવા માંડી. જમાલવાળા પ્રસંગ પછી અલક નવીનચંદ્ર પાસે તેની સારવાર માટે વારંવાર જતી આવતી. બંને વચ્ચે સ્નેહ ઉત્પન્ન થયો. કુમુદને આ વાતની જાણ થતાં તેણે પતિને અધઃપતનમાંથી ઉગારવા માટે ગાયન ગાયું અને નવીનચંદ્ર સમજી ગયો અને એકદમ મદનાવસ્થામાંથી ઊઠીને બોલ્યો 'અલકબહેન હું તો તમારો ભાઈ થાઉં હોં' અલકને ધરતી મારગ આપે તો સમાઈ જવાનું મન થયું પણ નવીનચંદ્રે તેને ક્ષમા આપી.

નવીનચંદ્ર સરસ્વતીચંદ્ર જ છે તેની ખાતરી કુમુદને તો હતી જ કારણ કે પ્રત્યક્ષ બહુ પરિચય ન હોવા છતાં પણ તેને પત્રોદ્વારા તેનો પૂરતો પરિચય હતો.

૪

આ સરસ્વતીચંદ્ર મુંબઇના ધનાઢ્ય શેઠ લક્ષ્મીનંદનનો એક ને એક પુત્ર હતો. અનુકૂળ વાતાવરણમાં ઉછરેલો અને અભ્યાસ પણ સારી પેઠે

કરેલો હોવાથી એક વિદ્વાન તરીકે પણ લેખાતો. તેની માતા અચાનક ગુજરી જતાં પિતા ગુમાન નામે નવી પત્ની પરણ્યા, ગુમાનને ઓરમાન પુત્ર પર વેર ઉત્પન્ન થતું. તે દરરોજ પતિના કાન ભંભેરતી, અને આ પ્રમાણે જ્યારે ઘરનું વાતાવરણ પોતાને ન પસંદ પડ્યું ત્યારે સરસ્વતીચંદ્રે તેના ખાસ મિત્ર ચંદ્રકાંતને વાત કરી અને તે બે વચ્ચે શું નક્કી કરવું તે છેવટનો નિર્ણય થતાં પહેલાં જ ઘર છોડીને તે નીકળી પડ્યો. હવે તેણે પોતાનું નામ નવીનચંદ્ર રાખ્યું, ચંદ્રકાંતને તથા પિતાને એમ બે પત્રો લખી પોતા વિષે શોક ન કરવા સૂચવ્યું અને કુમુદને પણ બીજા સાથે સંસાર જોડવાનું જણાવ્યું.

આ પ્રમાણે બુદ્ધિધનને ત્યાં રહેતો નવીનચંદ્ર જો પોતે ત્યાં વધુ રહેશે તો કુમુદને મનઃછેદ થશે તેમ ધારી ત્યાંથી ચાલી નીકળ્યો. તેને સૌએ ઘણું જ સમજાવ્યો પણ કોઈનું માન્યા સિવાય તે ભદ્રેશ્વર બાજુ ચાલી નીકળ્યો. જતાં જતાં કુમુદને પણ એક પત્ર આપતો ગયો. પણ સાસરાના ઘરમાં કોઈનો પત્ર ન વાંચવો તે હેતુથી તેણે તો તે સાચવી મૂક્યો. નવીનચંદ્ર મૂર્ખદત્ત પાસેથી ક્યાં જવું અને શું કરવું તે સૂચના લઈને પોતે ક્યાં જવું? રત્નનગરી કે ભદ્રેશ્વર? કુમુદને એક વખત સુવર્ણપુરમાં પણ મળ્યો હવે ક્યાં મળવું? તેમ વિચાર કરતો ગાડામાં બેઠો.

કુમુદ પણ તેની માતા ભદ્રેશ્વર આવેલી હોઈ બીજે દિવસે તેને મળવા ત્યાં જવાની હતી.

વાર્તાનો પ્રથમ[1] ભાગ અહીં પૂરો થાય છે.

નીલપ્રભા વિ. વૈદ્ય

## 'ધૂમકેતુ'કૃત રાજકન્યા.

પાટણના રાજા મહારાજા ભીમદેવ પહેલા હતા. તેમની જીવનસંધ્યા અંધારામાં પગલાં માંડતી હતી. તેમને બે પુત્રો હતા. ક્ષેમરાજદેવ અને કર્ણદેવ. જ્યેષ્ઠ પુત્ર ક્ષેમરાજદેવ હતો. ભીમદેવને સંન્યસ્તનો સમય જતો હતો એટલે રાજ્ય કોણ સાચવે તેની ગોઠવણ કરવાની હતી. તેણે એક રાજ-

૧. એ ભાગની નવી આવૃત્તિ (૧૦મી; પ્રથમ પ્રકાશન પછી બરાબર સાઠ વર્ષે) હમણાં પ્રકટ થઈ છે, એ આ સારાંશ આપવાનું પહેલું કારણ; બીજું, ઇન્ટરના વિદ્યાર્થીઓએ બીજો ભાગ શીખવાનો હોવાથી, તેમને ઉપલું લખાણ પાછલો વાર્તાવિભાગ સમજવામાં ઉપયોગી થાય એ હેતુ પણ છે.—તંત્રી માનસી.

સભા બોલાવી. તેમાં રાજપુરુષો પણ હતા. તેમાં ભીમદેવ માટે સલાહકાર હતો, નામે દામોદર. રાજ્ય આપવા બાબત ચર્ચાઓ ચાલતી હતી. રાજમહિષીનું સંતાન હોય તેને રાજ્ય મળે એવી જાતની પ્રણાલિકા હોય છે. આમ વાતચીત ચાલતી હતી ત્યાં મહારાજ ભીમદેવ કહે છે કે જીવનસંધ્યા વખતે ચૌલુક્ય વંશની પોતે અવગણના નહિ કરે. રાજ્ય જેનું હશે તેને મળશે. પોતે કોઇ જે તે નથી કે કોઇનું રાજ્ય કોઇને આપી દે. રાજ્ય બે ભાગે મળે. એકને રાજ્ય અને બીજાને જાગીર પેટે જમીન મળે. રાજ્ય તો રાજાનું અને જે રીતે તેને મળ્યું તે રીતે તે બીજાને સોંપે અને જ્યેષ્ઠ પુત્ર રાજા છે કે નહિ તે આપણે નક્કી કરવાનું એમ કહે છે. એટલામાં રાણી ઉદયમતી આવે છે અને તેનો દેખાવ ભયરૂપ લાગે છે. એટલે દામોદર તેને કહે છે કે તમારા જે અમૃત જેવા શબ્દો છે તે આ વખતે બોલીને ન બગાડશો. જે થવાનું છે તે પ્રભુ કર્યા કરે છે. ચૌલાદેવીનો પુત્ર ક્ષેમરાજદેવ. એટલામાં ચૌલાદેવીના મધુર શબ્દનો રણકો આવે છે. તે કહે છે કે પહેલાં તમે બન્ને કુમારોને પુછાવી જુવો તો ખરા કે રાજ્ય લેવા કોણ્યું સમર્થ, કોણ તેનો હક્કદાર છે. કુમારોને તેડાવો. કર્ણદેવે પોતાનો ગુપ્ત નિવાસ રાખ્યા છતાં દેણે રાજ્યની બાબતમાં પડવું પડે છે. તે રાજ્યમાં જાય છે અને રાજદ્વાર આગળ જઈ સંદેશો મોકલાવે છે કે મારી માતાને આગ્રહવશ થઇને હું રાજ્ય નહિ લઉં અને રાજા જે નિર્ણય કરશે તે પાછો તેને ચરણે ધરીશ. કહે છે મોટાભાઈ હોય પછી રાજ્યમાં મારો અધિકાર ન હોય. એટલામાં ક્ષેમરાજદેવ આવતા દેખાય છે. તે સંન્યાસીને વેશે આવે છે. છેવટ ચૌલાદેવી કર્ણને રાજતિલક કરે છે. લાટ અને પાટણ વચ્ચે પણ લડાઈ જાગે એવો ભય ખરો કારણ કે પાટણનું રાજ્ય વીંખાઇ જાય. લાટનો રાજા જગત્પાલ અને મહારાજ ભીમદેવનો રણમિત્ર જગત્પાલને ભીમદેવ રાજ્યાભિષેક વખતે કહેવરાવે છે અને જગત્પાલ આવીને મળે છે. મહોત્સવની શરૂઆત થાય છે. આશીર્વાદોથી અને જયઘોષણાના સ્વરોથી પાટણનું રાજ્ય હાલી ઊઠે છે. પાલખીમાં રાણીઓ, કુમારો અને ભીમદેવ સંન્યસ્તવેશે હતા. વિદાય આપી ભીમદેવ છૂટા પડે છે અને સૌને નમસ્તે કહે છે. કર્ણદેવને સીતા નામની નર્તિકાનું ઘેલું લાગ્યું હતું. રાજ્ય મળ્યા પછી સીતાને શોધવા મોકલે છે. તે વખતે તો તે મંદિરમાં પૂજા કરતી હોય છે. માણસો તેને કહે છે કે તમે જો પટ્ટણી હો તો તમારે પાટણ તજવું પડશે અને તેને પરાણે પાટણ તજવા ફરજ પડે છે. આશા-

ભીલ નામનો માણસ લાટમાં અનેકને રંજાડતો હતો. તળાજાની કુંવરી ફુલાંદે પાટણની મહારાણી બનવા ઇચ્છા હતી પણ તે સફળ ન થઈ. લાટની કુંવરીને પણ પાટણની મહારાણી બનવું હતું ને તેને માટે પણ તજવીજ થતી હતી. ઉદયમતીનો ભાઈ મદનપાળ બન્ને બાજુ આમાં હતો પણ કર્ણદેવને આ ગમતું ન હતું. આશાભીલને વશ રાખવા માટે લાટને એક માણસની જરૂર હતી. દેવપ્રસાદ નામનો માણસ મરુભૂમિમાંથી આવે છે, પાટણ સામે થવા અને પાટણમાં પ્રવેશે છે. મહારાણી ઉદયમતી રાજ્યસત્તા હાથમાં લે છે, કારણ કે જો તેમ ન બને તો પાટણનું રાજ્ય નબળું પડી જાય. ( અપૂર્ણ ) કીર્તિદા વિ. વૈદ્ય

## પ્રાપ્તિ-સ્વીકાર

આર. આર. શેઠની કં. મુંબાઈ: અપ્સરા. ખં. ૨. રમણલાલ વ. દેસાઈ ( રૂ. ૪ ): અધિકારીજી, રસિકલાલ જોષી (રૂ. ૫); કાશ્મીરી ગુલાબ. પ્રા. ફડકેકૃત: તારાચન્દ્ર પો. અડાલજા (રૂ. ૩); મોટી બયો, ગોવિન્દભાઈ શ. અમીન (રૂ.૨ા); પાનેતરના રંગ; પન્નાલાલ પટેલ ( રૂ. ૩ા ): દિનરાત, સ્વપ્નસ્થ ( રૂ. ૪ ); ગિરનારને ખોળે, ગુણવન્તરાય આચાર્ય ( રૂ. ૪ા ): હૃદયપલટો; ગો. શ. અમીન પૂર્તિ: સુરતી રસથાળ: સૌ. સગુણા બહેન બા. મહેતા.—અધૂરી વાત, બચુભાઈ શુકલ. ( રૂ. ૪ા ).

નવજીવન પ્ર. મન્દિર, અમદાવાદ: માનવી ખંડિયેરો, પે. બર્જેસકૃત, કાલેલકર ને મશરૂવાળા ( રૂ. ૨૧): મરુકુંજ, મ. ત્રીકમજી ( આ. ૩જી; રૂ. ૧ ).

પ્રકીર્ણ: છીએ તેજ ઠીક. કનૈયાલાલ મા. મુનશી (પદ્મ પ્રકાશન, મુંબાઈ રૂ. ૨ા )—હારદા, આનન્દ (અનુપમ ન્હા. કવિ. અમદાવાદ રૂ. ૦ાા). સંવાદમાળા, શાન્તિલાલ સો. ઠાકર ( શ્રીઅરવિન્દ કાર્યા. અણુંદ; ૭ આના )—ચિરંજીવ સાહિત્ય: સં. મણિલાલ પ્ર. વ્યાસ ( પુસ્તકાલય સ. સ. મંડળ, લિ. વડોદરા; રૂ. ૨ા ).—રાસમંગલ: નટવરલાલ છો. દેસાઈ ( શ્રીહરિહર પુસ્તકાલય, સુરત; રૂ. ૧ાા ).—શ્રી સયાજીવૈભવ પુસ્તકાલયનો ૧૯૪૫-૪૬નો વાર્ષિક રિપોર્ટ.—ગીતાદર્શન. આ. રાધાકૃષ્ણનકૃત, ચન્દ્રશંકર પ્રા. શુકલ ( વોરા કં. મુંબાઈ; રૂ. ૩ા ).—હાપડની કહાણી, કાન્તિલાલ મ. ગાંધી ( આર. આર. શેઠની કં. મુંબાઈ: રૂ. ૨-૧-૦ )—ને મણિભાઇને ( દ. બા. કાલેલકર. ૧૪ આના ); હિંદુસ્તાની વ્યાકરણપ્રવેશ ( ન. પારેખ, હં. જૈન; ૭ આના. ) તથા નાગરી લિપિમાં શબ્દકોશવાળી ઉર્દૂ ચોપડી: ત્રણે નવજીવન પ્ર. મન્દિરનાં, અમદાવાદ—સરસ્વતીચન્દ્ર ભા. ૧ ( આ. ૧૦મી ) ગોવર્ધનરામ મા. ત્રિપાઠી ( રૂ. ૫ ) તથા લોકસાહિત્યનું સમાલોચન, સ્વ. ઝ. મેઘાણી ( રૂ. ૨ા ) બન્ને, એન.

એમ. ત્રિપાઠી લિ. મુંબાઈનાં—મધુપર્ક: પ્રેમશંકર હ. ભટ્ટ (સી. શાન્તિલાલ કં. મુંબાઈ (રૂ. ૩॥).

## સ્વીકાર-પૂર્તિ

Towards Increased Cloth Production. (ચેક વાડીલાલ)—કુમકાવ્યા (પુ. ને. ભટ્ટ)—'બાલગુંજન'—'કાવ્યકિશોરી' (પૂનલાલ)—સ્વ. મેઘાણી સ્મરણાંજલિ (ફૂલછાબ). સ્વ. ઝ. મેઘાણી ('ઊર્મિ' નો સ્મૃતિ-અંક). નવાં સામયિકો; સંસ્કૃતિ (અં. ૧-૬). સંસ્કાર (અં. ૧ ને ૩). જીવનપ્રકાશ (અં. ૧-૩). ગુજરાત સંશોધનમંડળના ત્રૈમાસિકના વિશેષાંક. ચેતન (અં. ૧, ૨) 'એકલવીર' ચુનીલાલ વ. શાહ ('પ્રજાબન્ધુ'ની આ વર્ષની ભેટ. લોકપ્રકાશન. લિ. અમદાવાદ, રૂ. ૩॥).–'ચક્રવાક,' અનામી (પટવા એજ્યુ. પબ્લિ. કં. વડોદરા, રૂ. ૨॥).—'Suppressed souls' by Kishanchand (Kitab mahal, Bombay ; As. 12).—'Sheni and Vijanand' by U. K. Oza (National Pub. & Inf. Ld; Bombay; Rs. 1-14-0).

### જીવનગાણું

શાંત સમુદ્રે મોજ ના માણી પ્રલયની ચોપાસ એંધાણી,
જીવન કેરી મોજ એ જાણી સુખથી ગીતડાં ગાજે.
વ્યોમવિતાને વાદળછાયા માનવીનાં મન આજ મુંઝાયાં,
સુકાન ઝીલી ધસતા કાયા મોજ જીવનની ગાજે.
ઊછળે પાણી, ઘૂઘવે પાણી, વાદળઘટા જો ! શી ઘેરાણી,
અલ્લા બેલી અલ્લા બેલી રમતો સફરે જાજે.
આભ ને ધરતી પાણી પાણી પાણી વિના ના કંઈ એંધાણી,
તોય પીવા ના પાવળું પાણી વરસે કંઠ રૂંધાશે.
તોય ખલાસી આતમ ધાસી જોબન જીવન કેરું જગાવી,
સાહસ ધેરે મોતને તેડે જીવનગાણું ગાજે.

હરીન્દ્ર દવે

'પારાશર્ય'

# સદ્‌ગત મણિશંકર–

## નું ધર્મ મન્થન

કર્તવ્યમાત્ર અધિકાર માગી લે છે. જેવો જેનો અધિકાર તેવું તેનું કર્તવ્ય. વાણીનો પણ અધિકાર હોય છે. 'કાન્ત'ના જીવન કે કવન વિષે બોલવાનો મારો શો અધિકાર? શ્રી મણિભાઈ વિષે આખરી નિર્ણયરૂપે બોલવાનો બેશક મારો અધિકાર હું ગણતો નથી, પરંતુ એ સાથે એ પણ સમજું છું કે અધિકાર જેમ સમય અને સંયોગોથી એટલે કે દૈવથી પ્રાપ્ત થાય છે તેમ જ ઘણા અધિકાર પ્રયત્નથી એટલે કે પુરુષાર્થથી મેળવાય છે, જન્મસિદ્ધ હોતા નથી. શ્રી મણિભાઈ વિષે કશું મેં બોલવાનો મારો અધિકાર થતો હોય તો તે હું એ કારણે માનું છું કે એમના કવન વિષે અને વિશેષતઃ એમના ધાર્મિક જીવન વિષે શક્ય તેટલું જાણવાની મારી વૃત્તિ છે અને અમુક અંશે પ્રયત્ન પણ છે. બાકી આ પ્રકારના વાગ્-વિસર્ગ માટે વક્તાની કેવી પાત્રતા હોવી જોઈએ એ વિચારું છું ત્યારે શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાંનો નીચેનો શ્લોક યાદ આવે છેઃ

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥

આટલી તૈયારી મારી નથી જ. સ્વાધ્યાય અને અભ્યાસ વગર કોઈના જીવન વિષે કે કવન વિષે બોલવા પ્રવૃત્ત થવું એ યોગ્ય ન જ ગણાય. શ્રોતાઓ ઘણા અધિકારી નથી હોતા એવી ફરિયાદ બાજુ પર મૂકી દઈએ તો પણ શ્રોતાઓને ઘણી વખત કંટાળો આવે છે તેનાં થોડાંક કારણોમાંનું આ પણ ખરું હશે કે ઉપર જણાવેલ ફરજો પૂરતા પ્રમાણમાં વક્તા અદા કરી શકતો નથી. અસ્તુ.

### એમના ચરિત્રની અગત્ય

આજના આ પ્રસંગે સદ્‌ગત મણિભાઈના ધર્મમંથન વિષે બોલવામાં પ્રથમ મારે એ કહેવાનું છે કે એમની કવનસિદ્ધિ વિષે તમે છેવટનો નિર્ણય તેમના કાવ્યો પરથી ભલે બાંધી લો પણ મણિભાઈના ધર્મમંથનને જાણ્યા સમજ્યા વગર તેમની જીવનસિદ્ધિ વિષે કશું જ કહી શકાવાનું નથી. મણિભાઈના જીવનમાંથી ધર્મમંથન બાદ કરો એટલે બાકી શું રહે છે એ તો એમના જીવનનાં સર્વાંગનો અભ્યાસી કહી શકે. એમની

વાત એ છે કે મણિભાઈના મિત્રો, તેમના સંપર્કમાં વસનારાઓ, કુટુંબીજનો, પૈકી કોઈએ એમનું જીવનચરિત્ર હજી સુધી લખ્યું નથી. એ પ્રયત્ન શા માટે સિદ્ધ નથી થયો એ હું સમજી શકતો નથી: 'કાંતમાલા' માટે યત્ન કરી તે પ્રકટ કરવા માટે પ્રો. બલવંતરાય ઠાકોરના બેશક આપણે ઋણી છીએ પરન્તુ જ્યાં સુધી મણિભાઈનું જીવનચરિત્ર લખાઈને પ્રકટ ન થાય ત્યાં સુધી ગુજરાતના સપુત્રોનું આ પ્રમાદકલંક ઓછું થવાનું નથી. કાન્તને સ્વર્ગસ્થ થયે આજે પચીસમું વર્ષ બેસે છે. પેઢી બદલાઈ ગઈ: સાધનો નાશ પામતાં જાય છે. માહિતી ઓસરતી જાય છે; સાથે જીવન આલેખનાર પણ સહજ પ્રાપ્ત નથી. કારણ એ પણ છે કે જીવનચરિત્ર એ જીવનારના જીવનપ્રસંગોની ફક્ત નોંધ નથી, કયા દેશકાળમાં, સામાજિક, રાજકીય, ધાર્મિક વગેરેની કેવી પરિસ્થિતિમાં કેવી જાતના બાહ્ય અનુભવોના સંપર્કે કેવા માનસવિકારો ચરિત્રનાયકે અનુભવ્યા એ સર્વની પણ વિગત છે. આ કારણે જીવનચરિત્ર લખવાનું દુષ્કર છે એ બરાબર, પણ અશક્ય તો નથી જ. જીવી જનાર એક વ્યક્તિને બીજો કોઈ સર્વાંશે સમજી શકે નહિ એ વાત ખોટી નથી, પણ સમાજને ઉપકારક થઈ શકે તેવી ઘણી માહિતી જાણીને વ્યક્તિને અમુક ચોક્કસ કેન્દ્રમાં ગોઠવીને જાણી જ ન શકે એમ માનવું એ તો માણસજાત માટે નિંદા નહી તો અસત્યકથન છે. મનુષ્યજાતિ જાતિ એ એટલા કારણે કહેવાય છે કે અમુક સમાન શારીરિક બંધારણ ઉપરાંત અમુક પ્રકારનું સમાન માનસ બંધારણ પણ તેમનું છે. નહીં તો એ જાતિ કહેવાત નહીં. આશા રાખું છું કે મણિભાઈનું જીવનચરિત્ર વહેલાસર લખાશે અને આ જો મહેણું લાગે તો મહેણું ટળશે, જો કે હું તો આને વિનતિ ગણું છું.

## ધર્માન્તર વિશે

આપ સહુ જાણો છો કે શ્રી. મણિભાઈએ ધર્માંતર કર્યું હતું. ધર્માંતર ઘણાં કારણોને અંગે થાય છે, એ આપ કોઈની જાણ બહાર નથી. આર્થિક સ્થિતિને કારણે ક્રિશ્ચન મિશનરીનો લાભ લઈ ખ્રિસ્તી ધર્મ અંગીકાર કરનારના દાખલાઓ છે. લગ્ન કે એવાં કોઈ સામાજિક કારણોને અંગે સગવડને માટે થયેલા ધર્માંતરના દાખલા ઓછા નથી. રાજકીય કારણોને અંગે ધર્માંતર થાય છે; અને બળજબરીથી નાખુશી હોવા છતાં, ધર્માંતર કરાવાય છે એ જાણીતું છે. ઉપરાંત અમુક એક માર્ગથી ઈશ્વરપ્રાપ્તિ નક્કી થશે એવી શ્રદ્ધા દઢીભૂત થતાં ધર્માંતર થાય છે. આ છેલ્લા પ્રકારના ધર્માંતર સિવાય આગળ

ગણાવ્યાં તે ધર્માંતર જ નથી. ખરી રીતે તો એ ધર્મની, સમાજની અને ઇશ્વરની મશ્કરી છે અને જાતને છેતરવાનો ધંધો છે.

'કથા અને વૈદું' એ બે પ્રશ્નોરા બ્રાહ્મણોનો જીવનવ્યવસાય હતો. શારીરિક અને માનસિક આરોગ્ય પોતા માટે અને અન્ય માટે મેળવવું એ વૃત્તિ હતી. પ્રશ્નોરાની ઓળખ ધાર્મિક માણસ હોવાને અંગે જ થતી. એવા સંસ્કારમાં ઊછરેલા શ્રીમણિભાઈએ ધર્માંતર કર્યું: અને એ ધર્મને માટે, સત્ય પ્રાપ્તિને કારણે. તેમાં પરમ તત્ત્વની ખોજ એ મુખ્ય વાત હતી. છતાં એ જ કારણસર હું એમના ધર્માંતરની પ્રશંસા કે નિન્દા કશું જ કરવા માગતો નથી. ઇતિહાસમાંથી એવા ઘણા દાખલા મળશે કે પોતાના ધર્મથી સંતોષ ન થતાં કંટાળી મનુષ્યે ધર્માંતર કર્યું હોય. એકમાંથી બીજા ધર્મમાં જવું એ જ ધર્માંતરનો પ્રકાર નથી. નવો ધર્મ સ્થાપવો એ પણ એક બીજો પ્રકાર છે. દા. ત. મહાવીર, ગૌતમબુદ્ધ, શંકરાચાર્ય, દયાનંદ સરસ્વતી. પોતપોતાના સમયમાં જે જે ધર્મવિચાર પ્રવર્તતા હતા તે તે વિચારો તેમની ધર્મવૃત્તિને સંતોષી શક્યા નહીં. પરિણામે આત્મયત્નથી તપશ્ચર્યાથી તેઓએ જ્ઞાન પ્રાપ્ત કરી ધર્મોદ્ધરણની દિશા મેળવી.

## 'સરસ્વતી લુપ્ત'નું ખરું કારણ

શ્રીમણિભાઈની 'મદન સરસ્વતી એકાએક કેમ લુપ્ત થઈ ગઈ ? એ માગ્યા વગર સ્તોત્રો ઉપર સ્તોત્રો વરસાવતો મેઘ કેમ અદૃશ્ય થઇ ગયો! શા માટે તેઓ સમસ્ત જીવનમાં પોતે એકલા, હેતુ વિનાના, સ્નેહ વિનાના થઈ ગયા જેવા લાગતા ? આવા પ્રશ્ન ઉપસ્થિત થયા છે. અને કોઇ કોઇએ પોતાની રીતે એમનો ઉત્તર આપવા યત્નો પણ કર્યા છે. 'પૂર્વાલાપ'ની બીજી આવૃત્તિ વખતે ઉપોદ્‌ઘાતમાં શ્રીયુત રામનારાયણભાઈ જણાવે છે કે ઇ. સ. ૧૮૯૧માં "કવિને સર્જનનો થાક લાગ્યો" આ મનનીય અભ્યાસપૂર્ણ ઉપોદ્‌ઘાતના સમગ્ર વાચન પરથી અને શ્રીમણિભાઈના જીવનના અમુક પ્રસંગો જાણ્યા પછી શ્રીરામનારાયણ પાઠકનું આ વિધાન બંધબેસતું થતું નથી. કાવ્યસર્જનના કરતાં ધાર્મિક જીવન એકનિષ્ઠ આચારસિદ્ધ કરવું તે વૃત્તિ પ્રથમ સ્થાને આવી એ એક કારણ; અને બીજું કારણ દૈવને અંગે ઉપસ્થિત થતાં દુઃખો અને લાગણીશીલ સહૃદય મનથી પારકાં દુઃખો પોતાનાં કરી દ્રવતા અનુભવવાની સહજ નિર્મળતા-શક્તિ. આ બે મુખ્ય કારણો મને લાગે છે. સહૃદય મનથી પારકાં દુઃખો પોતાનાં કરવાની દ્રવતામય અન્તઃકરણની શક્તિ જન્મથી જ હતી. તેથી તો

પોતાના શિર પર વિધિએ મહાદુઃખ નહોતાં નાખ્યાં છતાં સુખમય સ્થિતિમાં પણ જગતની વિષમતા જોઈ, દુઃખે દ્રવીને તેમણે 'અતિજ્ઞાન', 'મૃગતૃષ્ણા' 'ચક્રવાકમિથુન' અને 'વસંતવિજય' જેવાં કરુણપ્રધાન કાવ્યો પોતાની બાવીશ વર્ષ સુધીની વયમાં આપણને આપ્યાં. દૈવે દુઃખ નાખવાં શરૂ કર્યાં એ તો આવાં ઉત્કૃષ્ટ કાવ્ય સર્જન પછી. બાવીશ વર્ષ સુધીની વયમાં કેટલું ઉત્કટમંથન એમણે અનુભવ્યું હશે એ તો આપણે કલ્પના જ કરી લેવાની રહે છે. આંગ્લ કવિ કોલરિજ વિષે સર આર્થર કિવલર કૂચનો 'સ્ટડીઝ ઇન લિટરેચર'માંથી અભિપ્રાયનો ઉતારો ટાંકીને શ્રીરામનારાયણભાઈ જાણે એ વાતને સમર્થન આપે છે કે કવિની સર્જનશક્તિને મર્યાદા હોય છે, સર્જકને પોતાના સર્જન માટેનાં હૃદય-મંથન, ઊર્મિ, આવેશ વગેરેનો થાક લાગે છે. મને એમ લાગે છે કે જીવન-માં અમુક એક જ માર્ગ ખરેખર સાચો છે એમ સમજાઈ જાય તો પોતે ચાલતા હોય તે માર્ગ તુરત તજીને સત્ય લાગતો માર્ગ ગ્રહણ કરી લેવો એ સત્યનિષ્ઠ ધાર્મિક મનુષ્યનો સ્વભાવ હોય છે. સિદ્ધાર્થને પોતાના બાળક પુત્ર રાહુલનો કે યશોધરાનો થાક નહોતો લાગ્યો. સિદ્ધાર્થ એમને ઊંઘમાં સૂતાં મૂકીને રાતોરાત નાસી છૂટ્યો. પણ તેમાં, જગતમાં, સત્ય શું? સર્વત્ર દેખાતા આ દુઃખોનો ઉપાય શું? એ સત્ય મેળવવાની, ઉપાય શોધવાની વૃત્તિ જ ઉત્કટ બની હતી. એ ઝંખનાએ જ એમને સ્ત્રી, પુત્ર તથા રાજ્યનો ત્યાગ કરાવ્યો હતો. શ્રીમણિભાઈના જીવન વિષે પણ એમ કહી શકાય કે જગતની વિષમતા જોઈ દાઝેલું અને પત્નીના મૃત્યુ જેવી કરુણ આપત્તિથી વ્યાકુળ થયેલું તેમનું જીવન સાંત્વનાના ઉપાય શોધતું ધર્માભિમુખ એટલે એ પ્રવૃત્તિ-કર્તવ્ય પ્રથમ સ્થાને આવતાં કાવ્યસર્જન ગૌણ બન્યું.

હૃદય—સ્વરૂપ

બીજું કારણ જણાવ્યું તે શ્રીમણિભાઈના માનસિક બંધારણનું છે. "તેમનું હૃદય વેગીલું, આવેશમય, કોમલ, વિશાલ, સમસ્ત જનતા સાથે સમભાવ રાખનારું, ગંભીર, દુનિયાના ઉપર ઉપર દેખાતા ચળકાટથી મોહ ન પામતાં ઊંડા ઊતરી તલસ્પર્શ કરનારું અને તેથી સત્યાન્વેષણમાં મચી રહેલું હતું. જે જે વસ્તુ વિષે તે વિચારતા તેમાં સમગ્ર ચિત્તતંત્રથી તે પરોવાઈ જતા-લીન થઈ જતા. પરંતુ આ ઊર્મિના વેગમાં ઘસડાઈ ગયા પછી તટસ્થ રહી શકવા જેટલી સ્વાસ્થ્યશક્તિ તેમાં ન હતી. આને અંગે

તેમના સાહિત્યસર્જનમાં અને સત્યાન્વેષણમાં અત્યંત ઉપકારક હતી તે જ શક્તિઓ એમના જીવનમાં કરુણનિષ્પન્ન કરનાર થઇ પડી. જીવન જાણે એક નિષ્ફળ નૈરાશ્ય ધ્યેયહીન વહન બની ગયું.

આ વીગતમાં બહુ ન ઉતરું તો યે એક 'સ્નેહ શંકા'નું કાવ્ય લઇએ. કવિ કહે છેઃ

બધે એવો તો યે પ્રિયજન સમીપે શિશુ રહું,
નહીં તેના શબ્દો કઠિન કદિ યે થાય સહન,
જરા તેને શંકા મનમહિં કરે દુઃખ ગહનઃ
વિપત્તિમાં ક્યારે પણ નયન જે હું ન ડરતાં,
કહે થોડું તે ત્યાં તરત જલ એ પૂર્ણ ભરતાં!
જનેતા! ને ભ્રાતા! પ્રિયતમ સખા! ને પ્રિયતમા
જણાવું છું, મારે તમ વગર કોની નથી તમા,
નહીં લેખું કાંઈ સકરુણ રહો સ્વલ્પ પણ જો
તમારી પાસે તો કુસુમ સરખો કાંત ગણજો.૧

આઘાતઃ એની વ્યથા

આજ હૃદયને જ્યારે પોતે baptism લે છે ત્યારે કેવા આઘાત થાય છે! જ્ઞાતિજનોએ, સંબંધીઓએ કુટુંબીઓએ, અને મિત્રોએ પણ મણિભાઇને ન સમજવાને કારણે શું શું ગુજરી છે એ જો તપાસીએ તો આજે આટલે વર્ષે પણ આપણને ખેદ થયા વગર નહીં રહે. ધર્માંતરને જ્ઞાતિજનો એ સમયે કઇ રીતે જોતા એ એક ઉદાહરણથી બસ થશે. જૂનાગઢમાં પ્રશ્નોરા જ્ઞાતિમાં એક લગ્ન હતું તે વખતે શ્રીમુનિકુમાર એટલે મણિભાઇના પુત્ર જૂનાગઢમાં હતા—તેમના કાકા પ્રો. હરિલાલને ત્યાં. લગ્ન નિમિત્તે જૂનાગઢમાં જ્ઞાતિજનોને ઘર ઘર જમવા આવવા માટે નોતરાં આપેલ. કોઇ જમવા ગયું નહીં. તેડાં થયાં, બાનાં દેનારાં, ઉત્કટ એક ભાઈએ કહ્યું "અમારે જમવા આવવું નથી."

"અમારો કંઇ વાંક? શા માટે નહીં આવો?" સામો પ્રશ્ન થયો.

"એ જ કે મુનિકુમાર છે."

"પણ મુનિકુમાર જમવાના નથી, પંગતમાં એ બેસવાના નથી."

"તોય નહીં."

"પણ આ પ્રસંગે એ માંડવે હાજર પણ નથી."

૧. કાંતમાળા પૃ. ૩૦૦

"તો ય નહીં. જ્યાં સુધી મુનિકુમાર જૂનાગઢ ગામમાં છે ત્યાં સુધી અમે કોઇ જમવા નહીં આવીએ."

આ માનસ કોઈ દ્વેષભાવથી નહીં પણ કેવી અજ્ઞાનદશાથી ધર્માંતરને જોતું એ જો યાદ રાખશું તો એવી પરિસ્થિતિમાં દૂરંગમ દૃષ્ટિ વાળા મણિભાઈને શું વ્યથા થતી હશે તેની કંઈક કલ્પના આવશે.

### સત્યાચરણ એ જ સિદ્ધાન્ત

ધર્મની ખોજ કરવા નીકળતો માણુભાઈએ કોઈનું માન્યું નહીં અને ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો. સ્વજનનું, જ્ઞાતિજનનું મિત્ર હિતસ્વીનું એમણે કહ્યું માન્યું જ નહીં. સત્ય આચરવું એ જ સિદ્ધાંત સેવનાર બીજાનું કેમ માને? પ્રો. કાકોર એ વખતે અજમેર હતા પણ હાજર હોત તો પણ એમનું એ માનત નહીં. ધર્માભિમુખ, એકનિષ્ઠ સત્યપરાયણ આર્ય હૃદય પોતાને સત્ય લાગે તે આચરણમાં મૂક્યા વગર રહી ન શકે. અને તેમ કરવામાં દુઃખ ન ગણે, ઊલટું સુખ માને.

અહીં એક દૃષ્ટાંત આપવું યોગ્ય લાગે છે, માનું છું અસ્થાને નહીં ગણાય. શ્રીમદ્ શંકરાચાર્યના દિગ્વિજય વિષે આપ જાણો છો. મંડનમિશ્ર પૂરા કર્મકાંડી હતા. તેની પ્રૌઢ ઉંમર હતી. ઘણા શિષ્યો હતા. એની કીર્તિ હિંદમાં વ્યાપેલી. અત્યંત ધર્મનિષ્ઠ હતા. એની સાથે વિવાદ કરવા શંકરાચાર્ય આવ્યા અને ગામને પાદર પૂછ્યું કે મંડનમિશ્રનું ઘર કયાં? એમના ઉત્તરમાં કહેલું છે કે જ્યાં પિંજરના શુકો પણ જૈમિનીસૂત્રોના પાઠ કરે છે એ ઘર મંડનમિશ્રનું.

આવા મંડનમિશ્ર સાથે ભગવાન શંકરાચાર્યને વેદાંત વિષે ચર્ચા થઈ. મંડનમિશ્રના પત્ની સરસ્વતી ન્યાયાસને બેઠાં અને એમણે ન્યાય આપ્યો. મંડનમિશ્ર હાર્યા. મંડનમિશ્રનું ધાર્મિક હૃદય ન સમજનાર ઇતિહાસકાર એમની હાર ભલે ગણાવે. પણ ખરી રીતે એ હાર ન હતી. જે મિથ્યા હતું તે મિથ્યા તરીકે પ્રતીત થયું તેમાં હાર શાની? મંડનમિશ્રનું મન એને હાર ન ગણે. એટલે જ બીજે દિવસે એ ગામમાંથી શંકરાચાર્ય વિદાય લે છે, તે વખતે એમના શિષ્ય બની મંડનમિશ્ર તેમની પાછળ ચાલી નીકળે છે. કર્મકાંડીની સર્વોચ્ચ પદવીથી ભ્રષ્ટ થવાનું એને દુઃખ નથી. દુઃખ થાય તો એટલું જ કે આયુષ્યનો આટલો બધો વખત વ્યર્થ ગયો, અને તેમાં અનેક શિષ્યોને મિથ્યા જ્ઞાનનો ઉપદેશ દેવાયો. છતાં સુખ સાન્ત્વન એ કે આ પાછલી ઉમરે પણ ઇશ્વરકૃપાથી સત્યજ્ઞાનની પ્રાપ્તિ થઈ. જે

માટે જ લીધેલાં પણ તે મણિભાઈ ઉપર તો જુલમનાં જ ગણાય એવાં. સૌથી વધારે અસહ્ય તો તેમને પોતાનાં પત્નીથી, પોતાના કુટુંબથી અને વહાલાં પુસ્તકોથી પણ વિયોગમાં રહેવું પડ્યું."[૩] એક બાજુથી પોતે સ્વીકૃત કર્યો તે જ ધર્મ ખરો માટે તેને વળગી આગળ વધવા વૃત્તિ તો બીજી બાજુ સ્વજનોને સુખી જોવાની તાલાવેલી, પ્રેમની આકુળતાઃ આ બે વચ્ચે તેમનું હૃદય અત્યંત આર્દ્ર થઈ ગયું. આ એક પ્રકારનું વિરસ દુઃખદૈવયોગ છે. એનાથી એ સહન ન થતું. સ્નેહીનાં દુઃખો એથી. સહ્યાં ન જતાં. એમની આ મનોદશા 'વત્સલનાં નયનો'માં સ્પષ્ટ છેઃ

> તિમિરારાશનાં ગહને પડતાં,
> સપનાં વિધુરાં નજરે ચડતાં.
> સહું તે, પણ કેમ શકાય, સખે ? સહી
> વત્સલનાં નયનો રડતાં ?

અને એ કેવાં નયનો ?

> નહીં તે કંઇ રોષભર્યાં નયનોઃ
> પણ નિર્મલ નેહસરોવર સારસ–
> યુગ્મ સમાં પરિપૂર્ણ દયારસ,
> એ જખમી દિલનાં શયનો

## આશા વિનાની આકુળતા

ધર્મ કારણે ઘણાએ સંસાર છોડ્યો છે પરંતુ તે બહુધા સંસાર તરફ વૈરાગ્યવૃત્તિથી અને ઉદાસીનતાથી. કાંતમાં જુદું જ હૃદયદર્શન છે. એમને પ્રણય ગમે છે, સ્નેહીને સુખ દેવા માટે જીવનસમર્પણ સુધીની વૃત્તિ છે તો બીજી બાજુ પરમ તત્ત્વ પામવા માટેની ઝંખના છે. શૈવ સંપ્રદાયવાળા રાણામાં મન ઠરે નહીં તો મીરાં વૈષ્ણવભક્તિની શોધમાં નીકળે પણ કાંતનું મીરાંહૃદય કૃષ્ણભક્તિ સમજે છે તો બીજી બાજુ એટલી જ અધીરાઈથી દામ્પત્ય સુખ ઝંખે છે. ઉત્તરરામચરિતના રામ પેઠે.

कारन्धकाश्च गृहिणश्च रताः स्वधर्मे सांसारिकेषु च सुखेषु वयं रसज्ञाः

બેમાંથી એકકે ય સુખ એનાથી છોડાતું નથી. બન્ને એકી સાથે પકડી રાખવાં છે. એક બાજુ શાશ્વત તત્ત્વને એ પ્રીછે છે તો સામી બાજુ નશ્વર સૌંદર્ય તે જતું કરવા માગતા નથી. શ્રીમણિભાઈના જીવનની આ વિષમતા જોતાં એક લીટી યાદ આવે છેઃ

---

૩. પૂર્વાલાપ, આવૃત્તિ બીજી, પૃ. ૩૧.

"Only I discern
Infinite passion and the pain
Of finite hearts that yearn."

શ્રીમણિભાઈની આ આકુળતાને કોઈ આરો નથી. એ હૃદય કેવળ વ્યથાઓ જ ભોગવે છે. સૂક્ષ્મમાં સૂક્ષ્મ લાગણીનાં તીવ્રતર સંવેદનો એ અનુભવે છે. એવાં સંવેદનો કે એ આંગ્લ કવિ વર્ડ્‌સ્વર્થના શબ્દો the meanest flower that grows could bring thoughts too deep for tearsની સાથે સહજ મેળ લે તેવાં, પારકાં સંવેદનો પોતાનાં કરી શકે એવા. સર્વવેદી મણિભાઈ સર્વત્ર દુઃખના આઘાતો કેટલા સહન કરી શકે? 'ઉત્તરરામચરિત'માં રામ માટે જે એક લીટી છે તે મણિભાઈ માટે કહી શકાય કે.

દુઃખસંવેદનાયૈવ રામે चैतन्यमर्पितम् ।

(કેવળ દુઃખ અનુભવવા માટે જ રામમાં ચેતન મુકાયું હતું")

## વ્યથાના નિઃશ્વાસ

આ મનોમંથનમાં એમનું મૂક અન્તઃકરણ વલોવાઈ ગયું. એ કંઈ દહીંની દોણી અને રવૈયાની ઉપમાને લાયક નહીં પણ ક્ષીરસાગર જેવા વિશાળ હૃદયમાં મંદરાચલના ફરવાથી થયેલ ક્ષોભ હતો. અને આ મણિભાઈનું મનોમંથન તો રત્નો નીકળ્યા પછીએ અટક્યું નહીં. વલોવાયા જ કર્યું. એટલે સુધી કે છાશ થઈ રહ્યા પછી પણ જો વલોવાયા કરે તો માખણ ઓસરી જાય તેમ શ્રીમણિભાઈનું મંથન ન અટકતાં વધું વલોવાયું. પરિણામે કવિતા ગઈ. સ્વાસ્થ્ય ગયું, સુખ ગયું, શાંતિ ગઈ. એ હૃદયની આકુળતા પરાકાષ્ઠાએ પહોંચી. ૧૯૨૩માં કાશ્મીરમાં લખાએલું એમનું છેલ્લું કાવ્ય આ છેઃ

જ્યાં પાણી મને આ સતાવે પિતા!
પ્રભુ તારક ! સત્વર ઉદ્ધારી લ્યો.!
મારી હોડી ખરાબામાં દટી ગઈ:
મારી એઠી હા ! માયા તે લૂંટી ગઈ:
મારી હિમત છેક જ ખૂટી ગઈ.
મારાં પાપ તણો અરે ! પાર નથી.
મારા અંતરમાં કશો સાર નથી.
ભવસાગરે અન્ય આધાર નથીઃ
પ્રભુ તારક સત્વર ઉદ્ધારી લ્યો.

આટલી દુઃખમંન્થની વ્યથા અનુભવનાર કવિ વધુ કાવ્યો નથી આપી શક્યો એવી ફરિયાદ હવે કોઈએ કરવી ન જોઈએ. કાંતની કવિતા કંઈ ફાગણ-વસંતના ફાગ નથી, એ શ્રાવણ ભાદરવાનાં નીર છે, મૂંગાં આંસુના ધોધ છે, ટહૂકાર નથી. એમનાં કાવ્યો ઘણે મોટે અંશે વ્યથાના નિઃશ્વાસ છે. દુઃખ વધે પછી ડૂમો ભરાય છે, અવાજ નીકળી શકતો નથી. એ વખતે "કેમ બોલી કે ગાઈ શકાતું નથી" એવો પ્રશ્ન પૂછનાર પોતે જ પોતાની મર્યાદા બતાવી આપે છે. ગુલાબના ફૂલ પર અંગારા ચાંપીને કહેવું કે કેમ સુગન્ધ રેલવતું નથી! ફૂલ ઉત્તર નહીં આપે. સુવાસ વેરવી એ સ્વભાવ-સહજ હોવા છતાં તેનાથી એ નહીં બને. પણ પૂછનારની એ મર્યાદા છે "હું અવશ્ય માનું છું કે મારું નામ ગુજરાતી સાક્ષરમંડળના ઈતિહાસમાંથી જલદી ભૂંસાઈ નહીં જાય" એ વાક્ય પૂર્ણ વિશ્વાસથી છતાં નિરભિમાન-પણે ઉચ્ચારનાર મણિભાઈ જો વધુ કાવ્યો આપી નથી શક્યા તો તેનું કારણ એમના માનસબંધારણ કરતાં વધારે તો સમાજે એમને જે આઘાત આપ્યા છે તે છે એમ હું માનું છું. હું ઇચ્છું છું કે આપણે હવે ભવિષ્યમાં કદીએ આવા અન્તઃકરણને અન્યાય નહીં કરીએ. તથાસ્તુ![1]

---

૧. તા– ૧૬–૬–૪૭ના રોજ ભાવનગર સાહિત્યસભાના આશ્રયે યોજાએલ 'કાન્ત'-પુણ્યતિથિ નિમિત્તે વાંચેલું વ્યાખ્યાન.

આ. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી

## 'રૂ પ ક' ને આ શી ર્વા દ

[આ અંકમાં સિનેમા વિશે લખનાર રા. ચિમનલાલ પ. શાહના નાટક-ચલપટ-વિષયક નવા માસિક 'રૂપક'ના પહેલા (જુલાઈ '૪૭) અંકમાંથી આ લેખ લેખક તથા તંત્રીની સંમતિથી ઉતાર્યો છે.–સં. માનસી]

કૉલેજ, સુરત.
તા.૧૬-૬–૧૯૪૬.

પ્રિય ભાઈશ્રી શાહ,

તમારા સાહસને ફતેહ ઇચ્છું છું. એ સાહસ છે અને ફતેહ મળવી અઘરી છે, તેથી શુભેચ્છાની કદાચ વધારે કિંમત અંકાવી જોઈએ; પણ શુભેચ્છાની પવનપાવડી આવા કામમાં બહુ મર્યાદિત શક્તિની છે તે તમે

જાણતાં હશો. આ કાર્યમાં અતિશય ધૈર્ય અને સતત શ્રમ જોઈશે. તમારા આદર્શની કલ્પના ચોક્કસ રાખી ત્યાંથી જરા પણ નહિ ચળો તો આર્થિક સહાયતા તો મળી રહેશે. ધ્યેયની ફાળ બહુ મોટી ન રાખતા, પણ જે રાખો તેને સંકલ્પનું બળ પૂરેપૂરું અર્પશો.

તમારા માસિકમાં તમે 'રૂપક' નામથી અનેક બાબતોનો સંગ્રહ કરી શકશો. ભવાઈ, રામલીલા, નૃત્ત, નૃત્ય, શાળા—મહાશાળાના રૂપકપ્રયોગો, નાટક, સિનેમાનો—સર્વ દૃષ્ટિવિષયક આનંદનાં સાધનોનો—તમે પરિચય આપી શકો અને તેમનું વિવેચન કરી શકો. નાટક એટલે अवस्थानुकृति. પાત્રોની વિવિધ સ્થિતિ અને અવસ્થાઓનું તેમાં અનુકરણ એ પ્રાથમિક વસ્તુ છે. એવાં અનુકરણ કે નિરૂપણ દૃષ્ટિનો વિષય હોય ત્યારે રૂપક ગણી શકાય.

નૃત્ય, નાટક, ચલચિત્ર, આદિ વિવિધ વિષયોનો પરિચય આપવો કઠણ નથી, પણ તેનું વિવેચન બહુ અઘરું કામ છે. અને આપણી જરૂર આ વિવેચનની છે. નાટક—સિનેમાની વાત તો બધાં કરે છે, પણ એનું સાચું વિવેચન-ભાગ્યે જ થાય છે. ઘણાં છાપાં તો સિનેમાનાં ઓશિયાળાં, તે કડવું વેણ કેમ કરી કાઢે. અને મિત્રોની જાહેર ખબરમાં ઉત્કૃષ્ટતાવાચક શબ્દમંડોળ ઠાલવી દેવામાં આવે છે. કાંઈ બાકી હોય તો છબીઓની મોહની પૂરું કરે છે.

આપણા જીવનમાં સૌથી વિશેષ જરૂરનું હોય તો આ છેઃ—લાગણીઓને બુદ્ધિપૂત કરવી, બુદ્ધિને ભાવનાપુત કરવી. એ નથી થતું તેથી લાગણીઓ વિકૃત થાય છે અને બુદ્ધિ અમુક ચરેડમાં જ કામ કરતી થાય છે. આથી આપણી પ્રજા હતવીર્ય બને છે. આર્થિક શોષણ કે પરતંત્રતા કરતાં પણ આ બુદ્ધિભ્રંશ, બુદ્ધિની અશક્તિ કે જડતા પ્રજાને વધારે નિર્વીર્ય બનાવે છે, અથવા આ બુદ્ધિભ્રંશ એ જ એ રાજકીય, સામાજિક કે આર્થિક પરતંત્રતાનું માપ આપે છે. આપણા કેટલાક સંપ્રદાયોએ આપણી સામાજિક અશક્તિને રૂપાળું ઢાંકણ આપીને આપણને નિઃસત્ત્વ કર્યો છે, અને હજી કરે છે.

રાજકીય ભાવનાઓના અસામગ્રહે પણ ધર્મ, નીતિ આદિની શુદ્ધ વિચારણા પરત્વે ઓથારની ગરજ સારી છે. કદાચ આપણા ભયોને આપણે આદર્શોનાં વસ્ત્ર પહેરાવ્યાં છે; અન્યનાં પાપ આપણે ઓઢ્યાં છે. કારણો ગમે તે હોય, એટલું સ્પષ્ટ જણાય છે કે વિચારના અનેકાનેક પ્રદેશમાં

આપણે શુદ્ધ બુદ્ધિથી અને સ્વતંત્રતાથી કામ કરી શકતા નથી. આપણા આનંદનાં સાધનો પરત્વે આપણી રુચિ પ્રાકૃત, દૃષ્ટિ ટૂંકી અને કલાકૃતિઓના પ્રત્યક્ષ ઉચ્ચ નમૂનાની મતા ઓછી છે. પહેલાં આપણા શિક્ષકો કૃષ્ણનાં શૃંગારપ્રધાન ગીતો ગાતી કન્યાઓને વારતા. હજી એ ગીતો છેક ગયાં નથી, ત્યાં તો સિનેમાનાં ગીતોનો વરસાદ શરૂ થયો છે. " અંખિયાં મિલાકે જિયા ભરમા કે ચલે નહિ જાના" એ ગીત ત્રણ-ત્રણ ચાર-ચાર વર્ષનાં બાળકોના કંઠમાંથી કેમ કરી કાઢી નાંખવું એ મૂંઝવતો પ્રશ્ન છે. એ ગીત જાતે ખરાબ નથી, પણ નાની નાની કન્યાઓ કે કિશોરો એ ગીતો ગાય તેમાં સામાજિક અપરુચિ નહિ તો અવ્યવસ્થા તો દેખાય છે.

રૂપકનો કોઈ પણ પ્રકાર, નાટક કે સિનેમા, જાતે અનિષ્ટ નથી. સામાજિક જીવનમાં યોગ્ય અને મર્યાદિત સ્થાને તે રહે એ ઇષ્ટ છે, કારણ કે એના જેવું આનંદનું અમોઘ વ્યાપક અને સોંઘું સાધન બીજું ભાગ્યે જ હશે. એ આનંદનાં સાધનોનું વ્યાકરણ તદ્‌વિદો તપાસે. રૂપક-વિવેચકે ખાસ વિચારવાનું કે અમુક રૂપકપ્રયોગથી સુખદુઃખની કેવી લાગણી પ્રગટ થાય છે? એ લાગણી હિતકર છે કે અહિતકર? ઘણાં ચિત્રો કામવિકારને પોષી લોકપ્રિય અને 'સફળ' થઈ જાય છે એ જાણીતી વાત છે. એ ટીકા અહીંનાં તેમ પરદેશનાં સિનેમા-ચિત્રોને લાગુ પડે છે. શૃંગારરસની સિદ્ધિ કામપોષણમાં નથી, કામશોધનમાં છે. સારાં નાટક અને સિનેમાએ પર્યન્તે તો વૃત્તિઓના સંવાદને તથા સ્વાસ્થ્યને પોષવાનું છે. સારા નાટકનું દર્શન વૃત્તિઓને જાગ્રત કરી, ચંચળ કરી, તેમનો ઉપશમ કરે છે. વૃત્તિઓને વિહ્વળ બનાવે એ દારૂ છે, કળા નથી.

નાટક તથા સિનેમા માટે સંગીત, રંગ, ઠાઠ વગેરે આવશ્યક હશે, પણ તેની આવશ્યકતા, વસ્તુ, વસ્તુસવિધાન અને અભિનયની અપેક્ષાએ અતિશય ગૌણ છે. ઠાઠમાઠથી અને રંગરાગથી પ્રેક્ષક અંજાઈ જાય, મુગ્ધ થાય, એ એની પોતાની શિશુદશા સૂચવે છે. આપણાં નાટકો, અને સિનેમા-ચિત્રો મુખ્યત્વે આવાં જ હોય તો આપણો સમાજ આ વિષયમાં હજી અણઘડ છે એમ સમજવું પડે. વસ્તુપ્રપંચમાં સ્વાભાવિકતા, અભિનયમાં કલાસિદ્ધ સ્વાભાવિકતા અને સમગ્ર નિરૂપણમાં જીવનના કોઈ રહસ્યનું દર્શન, એ ઉત્કૃષ્ટ કલાકૃતિનાં લક્ષણો છે. તમારું 'રૂપક' નાટક-સિનેમાના આયોજન-તંત્રનું વિવેચન નહિ કરે તો ચાલશે, પણ ઉચ્ચ સામાજિક દૃષ્ટિએ જનહિતની ઉચ્ચ ભાવનાને તેમ ઉચ્ચ કલાકૃતિઓને લક્ષમાં રાખી, તટસ્થ અને સ્વતંત્ર ચર્ચા નહિ કરે તો તેની સાર્થકતા રહેશે નહિ.

ચિમનલાલ પી. શાહ

# સ્વ. શ્રી સાયગલ*

શ્રી કુંદનલાલ સાયગલ તા. ૧૬–૧–૪૭ને દિને કાયમી નિદ્રામાં પોઢી ગયા. હવે ન તો એમને દુન્યવી મોજશોખનાં મીઠાં સ્વપ્નાં આવશે, કે ન તો એમણે આપેલું દર્દીલું ફિલ્મી સંગીત એઓ પોતે સાંભળી શકશે.

## સ્વ. શ્રી સાયગલ : એક મનુષ્ય તરીકે

સ્વ. શ્રી સાયગલનો સ્વભાવ ઘણો જ માયાળુ ને મમતાળુ હતો. છેલ્લાં વર્ષોમાં તો તેઓ સ્ટુડીઓમાં પોતાના શુટિંગના કામ સિવાય કોઇ પણ જગ્યાએ જતા પણ નહોતા; બાકીના સમયમાં પોતે નાનું 'પ્રોજેક્ટર' લઇને મહોલ્લાનાં બાળકો ભેગાં કરી તેમને ફિલ્મ બતાવ્યા કરતા. વળી તેમણે માંસ પણ ખાવું છોડી દીધું હતું અને દિવસનો અમુક વખત તો તેઓ ભક્તિમાં ગાળતા હતા. અમુક પત્રોમાં તેમને માટે જે ધૂની ( whimsical ) હોવા અંગેના પ્રસંગો છપાયા છે તે તદ્દન ગલત છે. તેઓ કદી પણ શ્રી પૃથ્વીરાજને ત્યાં વર્તમાનપત્ર આપવા ગયા જ નથી. એ બિના હકીકત જ નથી. શ્રી પૃથ્વીરાજે મારી આગળ પોતે એ કથનનો વિરોધ કર્યો છે.

સ્વ. શ્રી સાયગલ અને શ્રી પૃથ્વીરાજ બંને જ્યારે 'ન્યુ થીએટર્સ'માં કામ કરતા હતા ત્યારે કલકત્તામાં તેઓ જોડેજોડના મકાનમાં રહેતા હતા. તે વખતે સ્વ. શ્રી સાયગલના પિતાશ્રીએ શ્રી પૃથ્વીરાજને કહ્યું હતું: 'પૃથ્વી, મારા સાયગલને જોજે.' અને સ્વ. શ્રી સાયગલના એ બે વર્ષે નાના ભાઈ પોતાનાથી એ બે વર્ષ મોટાભાઈની દેખભાળ રાખતા હતા. સ્વ. શ્રી સાયગલ પણ પોતાનાથી એ બે વર્ષ નાના ભાઈ શ્રી પૃથ્વીરાજને પોતાના વડીલ જ માનતા હતા. એ જ બતાવે છે સ્વ. શ્રી સાયગલની નમ્રતા, ઉદારતા અને એમના મનની વિશાળતા.

એક મનુષ્ય તરીકે સ્વ. શ્રી સાયગલ આદર્શરૂપ હતા. તેમણે પોતાના વર્તનમાં કદી પણ માનવતાને કચડે એમ પગ ભર્યો નથી. નાના મોટા, ઊંચનીચ કે ગરીબતવંગરના દુન્યવી ભેદો તેમણે અનુભવ્યા જ નથી. પોતે પ્રત્યેક સાથે પૂરતી વાત કરતા હતા અને અમુક અંશે શાંત પ્રકૃતિ-

*શ્રી પૃથ્વીરાજ કપુરનાં સંસ્મરણોને આધારે.

ના હતા. સ્ટુડીઓમાં શેઠથી માંડીને મજૂર સુધીનો કોઈ પણ માણસ દેશના એ મહાન કલાકાર સાથે બેધડક વાત કરી શકતો.

## સાયગલ : ગાયક તરીકે

"ગાવાની બાબતમાં, કંઠના માધુર્યમાં તો એના પેંગડામાં પગ ઘાલી શકે તેવો કોઈ પણ હાલ તો દેખાતો નથી અને ભવિષ્યમાં પણ એની એ ખોટ પુરાવી હાલ તો અશક્યવત્ લાગે છે." આ શબ્દો શ્રી પૃથ્વીરાજના છે: "–પણ દેશ એટલો કમનસીબ કે એવા માણસનો–એવા કલાકારનો તેનાથી ફિલ્મ ને એક્સટ્રા રેકોર્ડ્ઝ સિવાય અન્ય કંઈ પણ ઉપયોગ જ થઈ શકયો નહિ: દેશી સંગીત અંગેનું કંઇ પણ સઘન, ગુણધર્મ–વિશિષ્ટ ('કોન્ક્રીટ') કામ જ તેની પાસેથી લીધું નહિ; ફક્ત ફિલ્મમાં કામ કરવામાં એની–એ મહાન કલાકારની–શક્તિ વેડફાવા દીધી." આટલું કહેતા શ્રી પૃથ્વીરાજે આકાશ તરફ ભાવભરી મીટ માંડી; એમની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં, એમના બોલ કંઈક ભારે થઈ ગયા. એમના દિલની દશા હું સમજી ગયો. મેં એ વાત પલટાવવા તેમને પ્રશ્ન કર્યો: 'આપ સ્વ. શ્રી સાયગલને એક અભિનેતા તરીકે કેવા લેખો છો ?'

## સાયગલ : અભિનેતા તરીકે

" ખરેખર એ મધુર ગાયક સાથે એક કુશળ અભિનેતા પણ હતો જ. 'ડાકુ મન્સુર'માં અમે બંનેએ સાથે કામ કર્યું હતું. જેમાં તેણે ઉમાના પિતા તરીકે જે ભૂમિકા ભજવી હતી તે તાદશ ને હૂબહૂ હતી. વળી સીતે–આલમ 'પુરણભક્ત'ના એ સાધુને અને 'કરોડપતિ'ના એ 'કોમેડિઅન'ને ભૂલી શકશે નહિ જ."

આ ઉપરાંત 'પ્રેસીડેન્ટ'નો પ્રકાશ; 'સ્ટ્રીટ સીંગર'નો ભૂલવો; 'લગન'-નો કવિ હરીશ; 'દેવદાસ'નો દેવદાસ; 'જિંદગી'નો ફિલસૂફ રતનલાલ; 'ભક્ત સુરદાસ'નાં સુરદાસ અને 'તાનસેન'નો તાનસેન હજી આપણી સ્મૃતિમાં જીવન્ત છે અને હંમેશ રહેશે. 'મેરી બહેન' એમનું 'ન્યુ-થીએટર્સ'-માંનું છેલ્લું ચિત્ર હતું જેમાં પણ એમણે 'ન્યુ થીએટર્સ' અને પોતાની કારકિર્દીને છાજે એ રીતે અભિનય કર્યો હતો જ. 'ઉમ્મર ખય્યામ', 'શાહજહાન', અને 'ભંવરા' ચિત્રોમાંના સ્વ. શ્રી સાયગલને તો હજી મારે જોવાના બાકી જ છે.

એમની કલાને હું પૂજતો હતો. એમના સંગીત અને અભિનયને હું

આવકારતો અને સન્માનતો હતો. મને ખુદ એમનાં ચિત્રો જોવાં બહુ જ ગમતાં તેનાં મુખ્ય કારણ તો એમનું દર્દીલું સંગીત અને એમનો સહજ અભિનય જ હતાં. અને મારા જેવા ઘણાને એનાં મૃત્યુ સમાચાર સાંભળી મેં એમ કહેતાં સાંભળ્યાં છે કે: 'હવે સારાં ચિત્રો જોવાનાં ઓછાં થયાં, સહજ અભિનય નિહાળવો ઓછો થયો; અને દર્દીલું, સૂરીલું અને મધુર સંગીત સાંભળવાનું હાલ તો હંમેશ માટે બંધ જ થયું.'

## સ્વ. શ્રી સાયગલની કલાની કદર ?

શ્રી પૃથ્વીરાજે શ્રી સાયગલના મૃત્યુસમાચાર સાંભળી, સ્વર્ગસ્થના આત્મસંતોષ ખાતર, પોતાનાં બધાં ય માણસોને બે મિનિટ શાંત ઊભા રાખી મૂંગી પ્રાર્થના કરાવી હતી છતાં આપણાં કેટલાક પત્રોએ તો આવા મહાન કલાકારના મૃત્યુની નોંધ સુદ્ધાં લીધી નથી. રાજકીય નેતાઓનાં બહુમાન કરતાં આપણને પાશ્ચાત્ય સંસ્કૃતિએ શીખવ્યું. ઋષિમુનિઓનાં બહુમાન કરવાં એ તો આપણા ધર્મની જ એક ફરજ છે. પરંતુ કલાકારોનાં-પછી તે કોઈ સાહિત્યકાર હોય યા વૈજ્ઞાનિક, શિલ્પી હોય યા નૃત્યકાર કે પછી સંગીતકાર ને તેમાં પણ ગાયક કે વાદક, તેમનાં બહુમાન તો શું ભાન કરવામાંથી પણ આપણે ચૂકયાં છીએ.

. . પૂર્વે, સમગ્ર રીતે સાંસ્કૃતિક ઉત્થાન એ જ આપણા દેશનો પ્રાણ હતો; પરંતુ આજ આપણું ઉત્થાન અમુક કક્ષાએ એકાંગી બની રહ્યું છે: કોઈક જગાએ ધાર્મિક તો કોઈક જગાએ રાજકીય જ ફક્ત. ખરી રીતે તો સમગ્ર-સાંસ્કૃતિક ઉત્થાનને જ આપણે તો વધાવવું જોઈએ. સંસ્કાર-વિકાસના કાર્યકરોનાં બહુમાન કરવાની આપણે ટેવ પાડવી જોઈએ; એટલી વિશાળ દૃષ્ટિ આપણા જ હિત ખાતર આપણે કેળવવી જોઈએ.

" જો દેશને પોતાના કલાકારની કદર હોય, પોતાના કલાકાર માટે માન હોય. તો દેશનાં પ્રજાજનોએ ખાસ કરીને સિનેમા ઉદ્યોગના સંચાલકોએ કે જે ઉદ્યોગમાં એ મહાન કલાકારે પોતાનું જીવન હોમ્યું તેમણે કોઈ યોગ્ય જાહેર સ્થળે એ કલાકારનું બાવલું (Statue) ઊભું કરવું જોઈએ કેમકે હોલીવુડની માફક આપણે ત્યાં એવા અલાયદા બ્લોકો નથી કે જ્યાં કલાકારોનાં બાવલાં રાખી શકાય. "

દેશ પોતાના એ મહાન કલાકાર માટેની પોતાની ફરજ અદા કરે અને પ્રભુ એ સ્વર્ગસ્થના આત્માને પરમ શાંતિ આપે એ જ આશા.

વિ. ક. વૈ.

# પોંડિચેરીની

## ડાયરીમાંથી : ૨

[આ ડાયરીનો પહેલો વિભાગ (નોંધ નં. ૧ તથા ૨) ત્રૈમાસિક 'દક્ષિણા'ના પહેલા અંકમાં છપાયો છે. આ બીજો વિભાગ સ્વતંત્ર રૂપે પણ વંચાય તેવો છે.]

### ૩. આટલું મૂર્ખોના માનમાં

**તા. પહેલી એપ્રિલ ૧૯૪૭**

April-fool! go to school.
Tell your teacher you are a fool.

બહારની લગભગ આખી દુનિયા તો એમ માનતી જણાય છે કે તમે આ આશ્રમમાં કાયમ માટે અથવા થોડા વખત માટે પણ એક વાર આવ્યા એટલે, તે દહાડે તારીખ ગમે તે હોય પણ તમે પહેલી એપ્રિલવાળા જ ઠરી ચૂક્યા; અમે જ વતાઓછા ઠોઠ નિશાળિયા તેમને તો ઠીક, પણ સ્વયં શ્રીઅરવિન્દ સરખા ગુરુને પણ, દુનિયાદારોમાંના ઘણાખરા, તે પહોંચ્યા હતા અહીં ૧૯૧૦ના એપ્રિલની ચોથીએ, પણ પહેલીવાળાના ઉપલા ઇલકાબને લાયક હજી પણ ગણે છે તો પછી બીજાત્રીજાની તો વાત જ શી?

એ માનવેન્દ્રની સંસિદ્ધ એ 'સુપરમેન'ની (આ શબ્દ જેમને એમના સંબંધી વધુપડતો મોટો લાગતો હોય તેમણે શંકા-નિવારણ માટે એમનું દિવ્ય શક્તિના નિજ દેહે થયેલ અવતરણ વિશેનું કાવ્ય The Descent તેમજ A Gods Labour વગેરે સહૃદયતાપૂર્વક વાંચવું)—એમની વાત હાલ તુરત બાજુએ રાખીએ; એમના વિશિષ્ટ યોગ-માર્ગની વાત પણ હમણાં ભલે મુલતવાય. પરન્તુ અધ્યાત્મવિષયને, એના હરકોઇ સાચા રૂપમાં પણ, મૂર્ખવિષય કહેવા—માનવામાં જ રાચતી આજની પ્રજાઓએ એના પ્રથમ પંક્તિના બે સંસ્કારનેતાઓની પ્રેરક ઉપદેશવાણી કાને ધરવામાં તો બહુ હરકત નહિ હોય ને?

### ૪. "છ માત્ર આત્મન્"

નીકળ્યો જ્યારે અહીં આવવા મદ્રાસ એક્સપ્રેસમાં, ત્યારે બોરીબંદર પર ખરીદેલા એક વર્તમાનપત્રના બે જુદા જુદા ભાગોમાં, એમાં બીજું ઘણું વ્યર્થ, નિરર્થક જેવું વાંચ્યું તેની સાથે, ઘણું કામનું એવું આ પરમાર્થજ્ઞાન પણ હતું.

૧. "માનવી કેવળ માલ વાપરનારો કે માત્ર ખેડૂમજૂર નથી. તે પ્રથમતઃ અન્ય પ્રાણીઓથી ભિન્ન એવું, પોતીકું જ એક આન્તર જીવન ધરાવનાર મનુષ્ય પ્રાણી છે. રાજકીય સત્તાની તરસનો માર્યો તે જો એ જીવનને ખાંડુંબાંડું કરી નાખે છે તો તે સંસ્કૃતિના સૌથી આવશ્યક તત્ત્વનો ભોગ આપી દે છે...આપણી શિક્ષણપ્રણાલી નિયોજવામાં એના યોગલક્ષી વા સાધનાત્મક, રહસ્યદર્શી પાસાને ('મિસ્ટિકલ સાઇડ' ને) ઉવેખશું નહિ એવી આશા રાખું છું."–આચાર્ય રાધાકૃષ્ણનઃ નવી દિલ્હીની લેડી અર્વિન કૉલેજના પદવીદાન-સમારંભમાં, ૨૨મી માર્ચે.

૨. જગતના એક મહાપુરુષ હતા તે, મારા પિતા મરણોન્મુખ થયા ત્યારે તેમના છેલ્લા શબ્દો આ... "જન્મ નથી અને મરણ નથી; જે છે તે માત્ર આત્મન્, જીવનના ઉચ્ચતર અને ઉચ્ચતર ભૂમિકાઓમાં સમુત્ક્રાન્તિ શોધતો આત્મા."–**શ્રી સરોજિની નાયડુ**: એ પાટનગરમાં જ, આન્તર એશિયાઇ પરિષદના સ્વાગત-પ્રમુખપદેથી.

આ સૂત્રોના વિવરણરૂપે તેમણે શાશ્વત વસન્તવૈભવનો સન્દેશ સમસ્ત એશિયા વતી જગતને ભારતવર્ષના અનાદિકાલીન, અનન્તકાલીન જીવનદર્શન તરીકે આપ્યો હતો. એ તત્ત્વ જેટલો અધિક પ્રેરક છે તેટલો જ વ્યવહારમાં જીવવો કઠણ છે; અને છતાં એ અનુસાર જીવવાના નિત્યજાગ્રત ઊર્ધ્વગામી પ્રયાસ વિના, જીવ્યું નિરર્થક જ સમજવું. સૌએ એ જ સીડીએ ચઢાય ન ચઢાય તો યે બે-પાંચ કે પચીસ–પચાસ વાર પડ્યા પછી પણ ચઢ્યા તો કરવાનું જ છે. એ ચઢાવ આગે કેટલાક જે 'પાકાં પાન' તેમને માટે તો બહુ દુષ્કર છે; સુકર એને આગામી પ્રજાજનો માટે બનાવવો હોય તો શિક્ષણની પ્રણાલીમાં, સિદ્ધદશાના યોગી કે યોગિનીના પ્રત્યક્ષ સંપર્ક જેવું કોઇ અંગ અથવા સુનિયમિત ધ્યાનયોગ જેવાં કોઇ ને કોઇ અંગ–બીજાં અંગોના આરંભે, એના મૂળમાં જ—અધિકારી ગુરુઓના માર્ગદર્શન હેઠળ, દાખલ કર્યે જ છૂટકો થવાનો છે. હિંદના પ્રાચીન શિક્ષણમાં એ હતું; મિ. પોલ બ્રન્ટને 'ધ સીક્રેટ પાથ' માં નોંધ્યા મુજબ, પ્રાચીન ગ્રીસમાં ય તે હતું; એ જ મધ્યકાલીન યુરપના ઉત્તમ અંશોમાંનો જ, અમુક કાળે તો, એક અંશ; આજના જગતની શાળા–કૉલેજો તથા યુનિવર્સિટીઓ એ પરમસત્યમૂલક પાયા પર રચાયાં નથી તેથી જ આલિશાં ખંડિયેરો જેવાં છે અને એવાં જ રહેવાનાં, જ્યાં સુધી "અસંખ્ય સમર્થ રાધાકૃષ્ણનો એમનો જીર્ણોદ્ધાર કરનારા નહિ પાકે ત્યાં સુધી.

## ધ્વનિ : અધૂરો અંક

૧. 'માનસી' નો આની પહેલાનો અંક હતો ડિસેંબર ૧૯૪૫નો (દશમા વર્ષનો છેલ્લો) પણ પ્રકટ થઇ શકેલો ડિસેંબર ૧૯૪૬માં.

૨. આ કારણે, ૧૯૪૬નું આખું વર્ષ જ ત્રૈમાસિકના ક્રમાંકોમાંથી છોડી દેવું પડ્યું અને ૧૯૪૭ને વર્ષ ૧૧મું ગણી, એના માર્ચનો આ અંક છપાવવા માંડ્યો; એ ઠીકઠીક મોડો થવાથી, જુન ૧૯૪૭નાં પાનાં પણ તેમાં ઉમેર્યાં.

૩. એ જ વર્ષના ઑક્ટોબરના બીજાં અઠવાડિયામાં આ લખાય છે ત્યારે, 'માનસી' ની આર્થિક સ્થિતિ સુધારવા બલ્કે એને હમેશ માટે નહિ તો અમુક સમય સુધી એ બાબતમાં સ્થિર કરવાના આ લખનારના તથા સૂરતના થોડા ખરા સહાનુભાવી વિદ્યાર્થીબન્ધુઓના પ્રયાસો શરૂ તો થયા છે, એ કેટલાક વાચકોએ જાણ્યું હશે.

૪. એનું પરિણામ શું આવશે તેની આ ઘડીએ તો ખબર નથી, પણ એટલું કહી શકાય કે આ અંકની પૂર્તિરૂપ નાની પત્રિકા જે ડિસેંબર ૧૯૪૭ની આખરમાં વાચકોને પહોંચશે, જેમાં આમાં ન સમાયલાં પુસ્તકોની તથા પૈસાની પહોંચ વગેરે વગેરે આવશ્યક લખાણ લેવાશે, તેમાં આ પત્રનું ભવિષ્ય જાહેર થશે.–વિ. ક. વૈ. (સં. માનસી)

## રૈલ અને પથ્થર

[ આ મથાળું 'માનસી'ના ચર્ચાપત્રવિભાગ આદિનું છે. એને પુનર્જીવિત કરવાનું પૂરતું કારણ એમાંનો ત્રીજો શબ્દ તો આ પ્રસંગે આપે છે એમ વાંચનાર જોઈ શકશે. પ્રસ્તુત ચર્ચા સંબન્ધી હાલ આટલું જ: (૧) રા. કાન્તિલાલનો લેખ આશરે બે વર્ષ મોડો આ બેવડા અંકમાં જ છપાય છે એ માટે તેઓ નહિ પણ અમારી સંજોગવશાત જવાબદાર છે. (૨) તેમને રા. સંજાના 'અબૂઝ' કહે છે એ ખરું છે કે કેમ એ તો આ આખી ચર્ચાને ધ્યાનથી અનુસરનાર પ્રત્યેક વાચક જોઇ શકશે; (૩) તેમણે કરેલાં અભ્યાસયુક્ત, તટસ્થ અમમૂલ્ય ખંડનનો રા. સંજાના એમને તક અપાઈ છતાં વીગતવાર જવાબ આપતા નથી, તેથી એ સર્વ માટે રા. સંજાના પાસે કશો વસ્તુલવાળો, વાજબી જવાબ નહિ હોય એમ માનવામાં હરકત નથી. (૪) રા. સંજાનાની જેમ અમે પણ ખરેખર ઇચ્છીએ છીએ કે રા. ઉમાશંકર સમગ્ર વિષય અંગે 'ચંદ અલ્ફાઝ'ની કહાણી આપણને કરે— તંત્રી )

મુંબઈ તા. ૩-૬-૧૯૩૭

"જવાબે જાહિલાં બાશદ ખમોશી"

પ્રિય ભાઈ વિજયરાય,

આજે જ મળેલા તમારા તા. ૩૧ મેના ફરમાન મુજબ વળતી ટપાલે જવાબ આપું છું તે આશા છે કે વેળાસર મળશે.

"ક્લાન્તકવિ...મંજાનાના જવાબમાં: ઉમાશંકરના બચાવમાં" એ લેખની હાથપ્રત જ્યારે તમે અહીં મોકલી મારા વળતા જવાબની માગણી કરી હતી, ત્યારે લેખ ઉપર ઉપરથી જોઈ પાછો વાળતાં મેં લખ્યું હતું કે જવાબ આપવા જેવું મારે માટે તો લેખમાં કાંઈ જ જણાતું નથી; હોય તો જવાબ ભાઈ ઉમાશંકરે આપવો જોઈએ, કેમ કે એમના "બચાવમાં" લખવાનો દેખાવ કરી લેખક સામી એમની જ બિચારાની બીજી પચીપચીસ ગંભીર ભૂલો કાઢી બતાવી છે, મારી ભૂલ કાઢી છે ત્યાં પણ ઉમાશંકર ખરા છે એમ લેખક કહેતા જ નથી. હમણાંજ તમે ફરી મોકલેલા "પેજ પ્રૂફ" જોઈ જતાં ફરીથી કહેવું પડે છે કે એમાં જવાબ આપવા જેવું મારે માટે તો કશું જ નથી.

છતાં તમે (તેમ જ અહીં કેટલાક મિત્રોએ) આગ્રહ કર્યો છે કે 'સૂફીવાદ' બાબે લેખકે જે વિધાન કર્યાં છે, તેનો તો યે પરામર્શ લેવો; એટલે વિનાકારણ વ્યર્થ વિસ્તાર કરી તમારાં એક બે પાનાં બગાડવાં પડે છે. "વિનાકારણ" અને "વ્યર્થ" એટલા માટે કે લેખક પોતે કબૂલ કરે છે કે "હું સૂફીવાદનો અભ્યાસી નથી;" એમનો બધો મદાર કોઈ બુટાની નામના વિદ્વાનના એક તદ્દન અપ્રસ્તુત વિધાન ઉપર અને "એન્સાઇક્લોપીડિયા બ્રિટેનિકા"માં Platonic Love ના આપેલા સામાન્ય (Commonly Applied) અર્થ ઉપર છે. આવી ઉટંગ દલીલો પેશ કરી લેખક સિદ્ધ કરી આપે છે કે "સૂફીવાદમાં 'અમ્રદપરસ્તી' અથવા પિયારપ્રેમનું સત્ય (!) [આ ચિહ્ન પણ એમની એક બારેખમ દલીલ હોય એમ લાગે છે] આપણા આ વિદ્વાન્ [એટલે કુભોગી સંજાના]ના મગજમાં એવું ભરાયું છે કે ખસતું જ નથી;" એનો આશય આ કે સૂફીવાદમાં કે તેના મૂળરૂપી 'નિઓપ્લેટોનિઝમ'માં કે તેના યે મૂળ એવા પ્લેટોના લેખોમાં, આવી કોઈ 'અમ્રદપરસ્તી' એટલે Boy Love ની વાતો છે જ નહીં. હવે લેખક સાવ અજ્ઞ હોત તો સુખારાધ્ય હોત, અને વિશેષજ્ઞ હોત તો સુખતરમારાધ્ય હોત; પણ મારા અભાગિયાના નસીબમાં તો આખો જનમ અધકચરા પંડિતો સાથે જ માથાકૂટ કરવાનું સર્જાયલું

લાગે છે. લેખકે જો ગુટાની અને વિશ્વકોશથી વધારે કાંઇ જોયું હોત તો Platonic Love નો ખાસ અંગ્રેજી સાહિત્યમાં જે સંકુચિત અને ખોટો અર્થ થાય છે તે વિચાર કે વિવેક કર્યા વગર ઉપાડી મારા કમનસીબ માથામાં માર્યો ન હોત. Platonic Love ના આ Common અર્થ સાથે આપણને કે સૂફીવાદને કશો સંબંધ નથી. પ્લેટોના ગ્રંથોમાં, તેની ફિલસૂફીમાં, તેના સમયના શિષ્ટાચારમાં, પ્લેટોનિઝમ પરથી પ્લોટાઇનસે ઉપજાવી કાઢેલા નિઓપ્લેટોનિઝમમાં, અને વળી તેમાંથી નિષ્પન્ન થયેલા સૂફીવાદમાં, 'અમ્રદપરસ્તી' –Boy Love જ મળે છે, એમ જ્યારે ગ્રોટ આદિ ઇતિહાસકારો, ગ્રીક સાહિત્યના જર્મન, ફ્રેંચ, અંગ્રેજ નિષ્ણાતો, નિકલ્સન-બ્રાઉન-ગીબ આદિ ફારસી અરબી સાહિત્ય તથા સૂફીવાદના નિષ્ણાતો, કંઠશોષ કરીને કહે છે ત્યારે અંગ્રેજીમાં રૂઢ થયેલા ચોખલિયા ( અને તેથી જ ખોટા ) અર્થ ઉપર બધો આધાર રાખનારા અને porphyrius ને 'છાપભૂલ' સમજનારા મહાવિદ્વાન સાથે હું વાદ તે શું અને કેમ કરું ! એમને પોતાને ખબર નહીં હોય તો ઉર્દૂ-ફારસી કવિતાનું સામાન્ય જ્ઞાન ધરાવનારા કોઇ મિત્રને તો એઓ પૂછે, કે ઉર્દૂ-ફારસી કવિતામાં-સૂફીવાદની ગઝલોમાં 'માશૂક' શબ્દ સ્ત્રીલિંગી છે કે પુલ્લિંગી! અને માશૂકને મૂછ દાઢી ફૂટતાં કે તેનો કંઠ ફાટતાં શેખ સાદી જેવા સૂફી આશક અફસોસ અને મૂંઝવણમાં કેમ પડી જાય છે, અને તે વળી 'ગુલિસ્તાન' જેવા શિક્ષાગ્રંથમાં. હાય, હાય !... આથી વધારે જવાબ આપવાની અગત્ય જણાતી નથી. ખરું પૂછો તો દાનાઓની શીખ માની મારે જવાબમાં મૌન જ સેવવું હતું; કારણ એ દાનાઓ કહે છે તેમ "જવાબે જાહિલાં બાશદ ખમોશી,"–મતલબ કે અબૂઝને જવાબ મૌનથી જ આપવો.

લિ. જ. એ. સંજાના

## મંજૂષા : સ્વાધીન ભારત અને 'માનસી'

[ 'વન્દે માતરમ્' તથા 'જન્મભૂમિ' (ઓગસ્ટ ૧૯૪૭) ]

મનમાં કેટલાક અવઢવ પછી આ પત્ર આપને લખું તો છું; અને એ છાપવાથી હાનિ નથી એવું આપને જણાશે તો છાપશો એવી શ્રદ્ધા પણ છે.

મને પ્રશ્ન થાય છે કે આ અઠવાડિયે અમલમાં આવતા સ્વાધીન ભારતમાં, 'માનસી' દ્વારા થાય છે તેવી સાહિત્યપ્રવૃત્તિ કરનારને એના

સ્વાભાવિક રૂપમાં, એની પર નચિંતપણે એકાગ્ર થવાય તેવી રીતનું સ્થાન રહેશે કે નહિ? જો ના, તો વધુ વિચાર વિના એને સમેટી લેવી જોઇએ; જો હા, તો એના ભાવિ યોગક્ષેમ માટે આટલું તદ્દન આવશ્યક છેઃ

આ સ્વાતંત્ર્યમાસમાં એને માટે રૂ. પંદરસો મળે જે એને ચાલુ વર્ષ આખર લગી નિર્વિઘ્ને ટકાવશે; અને દિવાળી લગીમાં તે પ્રવૃત્તિ રૂ. પંદર હજાર પામે, જે એને ઉત્તમ સ્વરૂપે બીજાં કેટલાંક વર્ષ નિભાવશે. આ સંબંધી જેમને કાંઇ કહેવું-પૂછવું હોય અથવા રકમ મોકલવી હોય તેમની જાણ માટે ઉપરે ઉમેરું કે આ અઠવાડિયે તા. ૧૪ થી ૧૮થી તેઓ મને મુંબઇમાં આ સ્થળે ખબર આપી શકશેઃ એક ૮.-સિક્કાનગર. ત્યાર પછી માટેનું સરનામુંઃ દરજી મહોલ્લો, નાનપરા; સુરત. તા. ૧૨-૮-૪૭.

વિજયરાય કલ્યાણરાય વૈદ્યઃ તંત્રી 'માનસી'

## મંજૂષા : શ્રીકાશીક્ષેત્રમાં જ્ઞાનસત્ર

### બીજી ભારતીય લેખકપરિષદ

પી. ઈ. એન. કલબના ભારતીય કેન્દ્રના આશ્રમે આ પરિષદ ઑક્ટો. ૧૯૪૭ના છેલ્લા દિવસથી શરૂ થઈ, પાંચ દિવસ ચાલશે. એ સંબન્ધી અમને મળેલા નિવેદનપત્રો પરથી જણાય છે કે પી. ઇ. એન. સંસ્થાનાં સર્વ કાર્યોની જેમ આ પણ આપણાં સાહિત્યોના સંવર્ધન તથા સાહિત્યસેવકોના સંમેલન તરીકે યશસ્વી રીતે પાર પડશે. જૂનાં-નવાં સાહિત્ય, સાંસ્કારિક એકતા, ભાષાન્તરો, સાહિત્ય તથા ભૌતિક વિજ્ઞાન, લેખનવ્યવસાય, સાહિત્યવિવેચન, પત્રકારત્વ ઇત્યાદિ દસ અગત્યપૂર્ણ વિષયો પર ચર્ચા ગોઠવાઈ છે. જેમનાથી બને તેઓ પ્રત્યક્ષ રીતે, બીજાં સૌ સાહિત્યપ્રેમી પરોક્ષ રીતે, આ અભિનવ પરિષદપ્રવૃત્તિમાં જરૂર ભાગ લે. આ બીજી રીત એટલે ૧૯૪૫ની આવી જયપુર-પરિષદ વિશેનાં પી. ઈ. એન. સંસ્થાનાં પ્રકાશનોઃ The Indian Literatures of To-day; Indian Writers in Council (રૂ. ૫ તથા રૂ. ૭ા, અનુક્રમે).

### રા. બ. કમળાશંકર પ્રા. ત્રિવેદી સ્મારકનાં વ્યાખ્યાનો તથા જયન્તી-ઉત્સવો

[ થોડા સમય પરના પ્રસ્તુત વ્યાખ્યાનમાળાના વ્યાખ્યાનપ્રસંગ નિમિત્તે, અમારી વિનંતિ માન્ય રાખી, પ્રા. મોહનલાલ પા. દવેએ કરી આપેલી નામાવલિ—તંત્રી ]

| વ્યાખ્યાનકાર | વિષય | વર્ષ |
|---|---|---|
| ૧. પ્રિ. હીરાલાલ ત્ર. શ્રોફ | ધર્મ ને તેનું પ્રમાણ | ૧૯૨૬ |
| ૨. દી. બ. નર્મદાશંકર દે. મહેતા | અખો | ૧૯૨૭ |
| ૩. રા. ફૂલચંદ ઝ. શાહ | શુકદેવ–ચરિત્ર | ,, |
| ૪. પ્રા. ગજેન્દ્રશંકર લા. પંડ્યા | નરસિંહ મહેતા | ૧૯૨૮ |
| ૫. રા. માણેકલાલ ચુ. સુતરિયા | મીરાંબાઈ | ,, |
| ૬. પ્રા. ગોવિંદલાલ હ. ભટ્ટ: | સાહિત્ય, ધર્મ ને હાલની પ્રગતિ | ૧૯૨૯ |
| ૭. માસ્તર વસન્ત | સંગીત | ૧૯૩૦ |
| ૮. રા. ગિરજાશંકર દે. ભટ્ટ | હરિકીર્તન | ૧૯૩૧ |
| ૯. ડૉ. ત્ર્યંબકલાલ એન. દવે. | ગુજ. ભાષામાં વર્ણવ્યવસ્થા | ૧૯૩૨ |
| ૧૦. ,, મંજુલાલ ર. મજમુદાર | ગરબાનો વિકાસ | ,, |
| ૧૧. રા. ઉમાશંકર જોષી: 'સુન્દરમ્' | કાવ્યવાચન | ૧૯૩૩ |
| ૧૨. પ્રા. રામનારાયણ વિ. પાઠક | નર્મદાશંકર કવિ | ૧૯૩૪ |
| ૧૩. ,, જ્યોતીન્દ્ર હ. દવે: | સૂરતની સાહિત્યસેવા | ૧૯૩૭ |
| ૧૪. ડૉ. રમણલાલ ક. યાજ્ઞિક | ગુજરાતી રંગભૂમિ | ૧૯૩૯ |
| ૧૫. શ્રીમતી ઇન્દુમતી મહેતા | આપણું રાસસાહિત્ય | ૧૯૪૨ |
| ૧૬. સ્વ. ઝવેરચંદ મેઘાણી | પગદંડીનો પન્થ | ,, |
| ૧૭. પ્રા. રવિશંકર મ. જોષી | જીવનમાં સાધનાનું મહત્ત્વ | ૧૯૪૫ |
| ૧૮. 'કોલક' ( મ. લા. દેસાઈ ) | નવી કવિતા | ૧૯૪૬ |
| ૧૯. પ્રા. ગોવિન્દલાલ હ. ભટ્ટ | શ્રીવલ્લભાચાર્યનો ઉપદેશ | ૧૯૪૭ |

નોંધ: આમાંના નં. ૨, ૪, ૫, ૯, ૧૨ તથા ૧૬ છપાયાં છે અને એમ. સી. કોઠારી (વડોદરા) તથા ગાંડીવ પ્રેસમાંથી (સુરત) મળી શકે છે. છેલ્લાનો ( નં. ૧૯ ) સાર જુન '૪૭ માં સૂરતના 'પ્રભાકર' માં છપાયો હતો.

અર્ઘ્ય

[આ અંકના પૃ. ૧૪૯ પરના અવતરણનાં ટિપ્પણ]

૭૪. ઋતગામી: જગતનું નિયમન કરતા સત્ય તરફ ઊંચે જતી.

૭૭. ભવિતવ્યતા: અનિવાર્ય ભાવિ.

૭૯. પરમનુજ: માનવથી પર.

૮૦. સૌર આકર્ષણ; ગરમીથી થતા બાષ્પીભવનરૂપ ('ઇવેપોરેશન')

૮૨. ભૈરવ રાગ સંમિલિત આરોહઅવરોહમાં સાત સ્વરોને ગૂંથી

લઇને પ્રકૃતિ પર છવાઇ રહેલી રાત્રિમાં પ્રભાતને સમયે ઉષાનું ગૌરવ પ્રગટાવે છે, કેમ કે ભૈરવ એ પ્રાત:કાલનો રાગ છે. આ અર્થ આનુષંગ, પણ કલ્પનાત્મક મુખ્ય અર્થ આ પ્રમાણેઃ ભૈરવ અર્થાત્ શિવસ્વરૂપ પરમ તત્ત્વ માનવના આરોહણ અને ઇશ્વરી શક્તિના અવરોહણના સુમેળમાં ચેતનાની સાત ભૂમિકાઓને ગૂંથી લઇને અપરા પ્રકૃતિમાં રહેલા રાત્રિના અજ્ઞાન-અન્ધકારરૂપ મોહમાં આન્તર સાક્ષાત્કાર રૂપની ઉષાનું ગૌરવ પ્રગટાવે છે. કાવ્યમાં, આ અંકના બીજા પાના પર પંક્તિઓ ત્રીજી તથા છેલ્લીમાં અવતરણચિન્હો છપાયાં છે, એ સરતચૂકથી; એને રદ કરવાં.

## શુદ્ધિપત્રક ( સૌથી મહત્વની ભૂલોનું )

| પૃ. | પં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬ | ૧૫ | મૂલી | મૂલી |
| ૮ | ૧ | દિવડો | દીવડો |
| ૩૪ | ૨ | દા. ત. 'વ્યાધ'નું | દા. ત. પ્રેમાનન્દે 'વ્યાધ'નું |
| ,, | ,, | એમ | અને ભીમ |
| ૩૬ | છેલ્લેથી ૫ મી | શકતી | જઇ શકતી |
| ,, | છેલ્લેથી બીજી | ( 'કે' કાઢી નાંખવો. ) | |
| ૪૦ | ૧૯ | ('બાજુ' કાઢી નાંખવો. ) | |
| ૪૪ | ૧૨ | (ઃ કાઢી નાંખવો. ) | |
| ,, | ,, | કુક્કુર: | કુક્કુટ: |
| ૪૯ | છેલ્લેથી ૩ જી | જને | જન |
| ,, | ,, બીજી | વિષય | વિષમ |
| ૫૪ | ૮ | એગ્રેંદ્રસિંહ હતા. | એગ્રેંદ્રસિંહ પણ હતા. |
| ૫૮ | ૨ | ( 'એટલે જ' કાઢી નાંખવા. ) | |
| ,, | ૧૦ | જજને | સરંટ |
| ,, | ૧૮ | પ્રતિષ્ઠિત હતા. | પ્રતિષ્ઠિત વકીલ હતા. |
| ૬૧ | ૪ | ( જો ન જોઇએ ) | |
| ,, | ,, | દા | દા |
| ,, | ૫ | નવિ બુદ્ધિ | મવિ બુદ્ધિ |
| ,, | ૧૭ | કોઈ | કેટલાંક |
| ,, | ૧૮ | બની | ટકી |
| ૬૩ | ૧૨ | વિભક્તે | વિભક્ત |
| ,, | ૧૪ | તો | જ |
| ,, | ૧૭ | અમારી | આપણી |
| ,, | ૧૯ | આ છે | આ જ |

મુદ્રક શેઠ ગુલાબચંદ દેવચંદ, આનંદ પ્રિન્ટિંગ પ્રેસ—ભાવનગર

# માનસી


વર્ષ ૧૧ : ગ્રંથાંક : ૩-૪

સપ્ટેમ્બર-ડિસેમ્બર : ૧૯૪૭







પૂર્ણસંખ્યા ૪૩-૪૪



સંચાલક :

પ્રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

આઠવા લાઈન્સ સૂરત



પ્રકાશનસ્થાન

આનંદ પ્રેસ : સ્ટેશન રોડ : ભાવનગર

## માનસી ૧૯૪૮

તથા

## મન્દિરવૃત્ત :

બંને માટે આ અંકનાં
છેલ્લાં પાનાં જોશો

# વિષયદર્શન

વર્ષ ૧૧; અંક ૩, ૪: પૂર્ણ સંખ્યા ૪૩, ૪૪
સપ્ટેમ્બર તથા ડિસેંબર ૧૯૪૭ (પ્રકટ, ફેબ્રુ. '૪૮)

## આ. આનંદશંકર-સંસ્મરણ-અંક



માનસી ગ્રંથશ્રેણી: સં. વિજયરાય ક. વૈદ્ય, ડૉ. દીક્ષિતનો બંગલો; આઠવા લાઈન્સ: સુરત. શાખાઓ: એન. એમ. ત્રિપાઠી લિ. મુંબાઈ; ગાંડીવ મુદ્રણાલય, સુરત. સાધના પ્રેસ, વડોદરા. દામોદર કે. ભટ્ટ, પોરબંદર, આનન્દ પ્રેસ, ભાવનગર.

# ' સત્યમય જીવન

"હરિશ્ચન્દ્રનાં સ્વપ્નાં આવે. 'હરિશ્ચન્દ્રના જેવા સત્યવાદી બધા કાં ન થાય?' એ ધૂન ચાલી. હરિશ્ચન્દ્રની ઉપર પડેલી તેવી વિપત્તિઓ ભોગવવી ને સત્યનું પાલન કરવું એ જ ખરું સત્ય."

"ભલે મારા જેવા અનેકોનો ક્ષય થાઓ, પણ સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવા સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો."

"પરમેશ્વરની વ્યાખ્યાઓ અગણિત છે, કેમ કે તેની વિભૂતિઓ પણ અગણિત છે. એ વિભૂતિઓ મને આશ્ચર્યચકિત કરે છે. એ મને ક્ષણવાર મુગ્ધ પણ કરે છે. પણ હું પૂજારી તો સત્યરૂપી પરમેશ્વરનો જ છું. એ એક જ સત્ય છે અને બીજું બધું મિથ્યા છે. એ સત્ય મને જડ્યું નથી, પણ એનો હું શોધક છું. એ શોધને અર્થે જે વસ્તુ મને પ્રિયમાં પ્રિય હોય તેનો ત્યાગ કરવા હું તૈયાર છું. અને એ શોધરૂપી યજ્ઞમાં આ શરીરને પણ હોમવાની મારી તૈયારી છે અને શક્તિ છે એવો મને વિશ્વાસ છે."

× × ×

"An India prostrate at the feet of Europe can give no hope to humanity. An India awakened and free has a message of peace and goodwill to a groaning world. ... ... ... I want the cultures of all the lands to be blown about my house as freely as possible. But I refuse to be blown off my feet by any. I refuse to live in other people's houses as an interloper, a beggar or a slave."

[ 'સત્યના પ્રયોગો' તથા ૧૯૨૧ ના Young India માંથી ]



મહાત્મા ગાંધીજી

જન્મ: ભાદરવા વદ ૧૨ સં. ૧૯૨૫   ૨જી ઑક્ટોબર ૧૮૬૯

અવસાન: પોષ વદ ૫ સં. ૨૦૦૪   ૩૦મી જાન્યુઆરી ૧૯૪૮



આચાર્ય આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ

એમ.એ., એલએલ.બી., ડી. લિટ્.

જન્મ: માહ સુદ ૪ સં. ૧૯૨૫ ૨૫મી ફેબ્રુઆરી ૧૮૬૯

અવસાન: ચૈત્ર વદ ૭ સં. ૧૯૯૮ ૭મી એપ્રિલ ૧૯૪૨

# તીર્થસલિલ

મહાપુરુષના પ્રત્યક્ષ સમાગમની વાત ન્યારી છે. દીવે દીવો ખરો તો જ પ્રગટે. સંચિતનાં ઊંઘી રહેલાં દલોને રવિકિરણો પેઠે ચેતના આપનાર, વ્યક્તિના અન્તરાત્મામાં ગૂઢ રહેનાર પુરુષને બહાર લાવનાર સાચું બળ તો મહાપુરુષનો સમાગમ છે. પણ એ વસ્તુ બધાંને લભ્ય નથી, એટલે તેની અવેજીમાં સંસ્મરણો બહુ ઉપકારક થઈ પડે. મહાપુરુષને મળી આવનારની વાતમાં આપણને સહજ રસ હોય છે; યાત્રાની ઉત્સાહભર વાતથી યાત્રા કર્યાનો આનંદ પડે છે. કાંઈક એવો આનંદ આ સંસ્મરણો વાંચનારને પડશે એવી મારી શ્રદ્ધા છે.

હમણાં પૂનામાં આચાર્ય ગાડગીળે ગુજરાતની યુનિવર્સિટી વિશે વાત નીકળતાં મને કહ્યું કે ગુજરાતને આનંદશંકરની ભારે ખોટ છે. કેળવણીની એટલી બધી સમસ્યાઓ આજે ઊભી થઈ છે કે **धीरस्तत्र न मुह्यति** એ વચનને યથાર્થ કરનાર ધીર પુરુષ શોધ્યો જડે તેમ નથી. આવા ધીર પુરુષ આનંદશંકર હતા. તેમની વિદ્વત્તા ને વિદ્યાભક્તિ, તેમની દૃષ્ટિ ને તેમના ચારિત્ર્યગૌરવની ગુજરાતને અને ખાસ કરીને જે સ્થળ વિશ્વવિદ્યાલયનું કેન્દ્ર થવાનું છે તેને ખાસ જરૂર હતી. રાજકારણ, આધુનિક ઇંદ્રિયસુખવાદ અને વૈશ્યવૃત્તિનાં આજનાં વમળોમાં, ખરે જ, કોઈ ધ્રુવતારક નથી.

જીવન એટલું વિષમ અને સંસાર એટલો વૈચિત્ર્યમય છે કે પરિપૂર્ણ માનવવિશેષની અપેક્ષા રાખવી વ્યર્થ છે, પરંતુ સંપૂર્ણતા તરફ પ્રયાણ કરતા પુરુષવરોના જીવનનું મનન આધ્યાત્મિક ટેકારૂપ થાય છે. એવા મનુષ્યોના જીવનમાં વ્યવસ્થા, સુઘડતા અને સમગ્રતા લાવનાર આત્મસાંત કેટલી કોઈ ભાત્ના હોય છે. આચાર્ય આનંદશંકર તાતને વરેલા જૂના. સમગ્ર જીવનના જ્ઞાનને વરેલા હતા. તત્ત્વ-જ્ઞાન એમનો જીવનધર્મ હતો. સાચું જ્ઞાન સાચું ત્યારે જ ગણાય જ્યારે તેનો પ્રભાવ સર્વત્ર, વૃત્તિમાત્ર અને કાર્યમાત્ર ઉપર પડે. પ્રકાશ અનુભવવા પણ પગથાર જોઈએ:

વૃત્તિઓ અને કાર્યો પર જ્ઞાનને ઘર્યો વિના જ્ઞાનનું સાચું સ્વરૂપ જ પમાતું નથી. અને એ જ્ઞાન તે સમગ્ર જીવનનાં અનેકાનેક પાસાંનાં પ્રાણભૂત તત્ત્વનું જ્ઞાન હોવું જોઈએ. બીજી રીતે કહીએ તો આનંદશંકરને એકદેશી જ્ઞાન અને એકદેશી જીવનનો વિરોધ હતો, અને જે જ્ઞાન તત્ત્વ સુધી નથી પહોંચતું તેનો પણ વિરોધ હતો. સામાજિક સંસ્થાઓ અને ભાવનાઓનાં પ્રગટ સ્વરૂપોને સમજવા તથા સુધારવા માટે સાચો માર્ગ તેમને તત્ત્વવિદ્યા લાગતો. તેમનું જીવન ક્રિયાપરાયણ નહોતું, તથાપિ તેમાં જે સુભગતા અને એકરૂપતા દેખાય છે તે આ તત્ત્વનિષ્ઠા, આ વિજ્ઞાન, અન્તરાત્માનું ધાતુભૂત જ્ઞાન છે.

તત્ત્વચિન્તનનો સારો અભ્યાસ શી રીતે કરવો, એવા પ્રશ્નના ઉત્તરમાં આનન્દશંકર કહે છેઃ—

તત્ત્વચિન્તનના ગ્રંથો વાંચવા અને વિચારવા. એ વિચારોનું સમાજમાં મૂર્તિમન્ત સ્વરૂપ સમજવાને Sociology—સમાજશાસ્ત્રના અભ્યાસની પણ જરૂર ખરી. વળી ઇતિહાસમાં એ તત્ત્વવિચારો ક્યાં ક્યાં પ્રત્યક્ષ થાય છે તે જાણવા માટે ઇતિહાસનો અભ્યાસ કરવો. આ ઉપરાંત કવિની વાણીમાં એ વિચારો શી રીતે પ્રકટ થાય છે તેની સમજણ માટે કવિતાનો અભ્યાસ કરવો. આ રીતે તત્ત્વજ્ઞાનનો સાચો અભ્યાસ થઈ શકે. (પૃ. ૨૧૩)

આનંદશંકર લોકનેતા નહિ, પણ તટસ્થ—ઉત્—આસીન—દ્રષ્ટા હતા; ઊંડે, ઊંચે સ્થાને બેસી, જીવનનદીનાં વિવિધ વહેણોને રસપૂર્વક અવલોકનાર હતા. આ રસ કેવળ આનંદનો જ નહિ, ચિન્તાનો પણ હતો. ૧૯૪૦ના એક પત્રમાં તેઓ લખે છેઃ

શ્રેયુત જયકરના આપણા મનની વાતોથી વાતાવરણ ભરેલું હશે તે સાથે એક પ્રધાન સૂર વર્તમાન યુદ્ધનો તો ચાલતો જ હશે કે એ સૂર સાંભળવા જેટલી આપણી શ્રવણેન્દ્રિય કેળવાઈ નથી!

મ્હારી તબિયતની ચિન્તા કરશો નહિ. ઈશ્વરની ઇચ્છાનુસાર બધું બનતાં વખત થયે જાય છે. મ્હને હાલ હિન્દુસ્તાનની ચિન્તા રહે છે. (પૃ. ૨૩૩)

૧૯૨૫માં એમણે ગાંધીજીને કહ્યું હતું કે વીસ વર્ષ સુધી હિન્દુ-મુસલમાન પ્રશ્નનો નિકાલ આવે તેમ નથી. છતાં નવી નવી પરિસ્થિતિને

અનુકૂળ થવાની હિન્દની શક્તિમાં તેમને શ્રદ્ધા હતી. છેલ્લા યુદ્ધ દરમિયાન તેમને ઇંગ્લંડની ન્યાયવૃત્તિમાંથી શ્રદ્ધા ડગી ગઈ હતી અને આખા જગતે સુરા પી યાદવાસ્થળી જગાવી હોય એમ તેમને ભાસતું. હિન્દહિતચિન્તક તો તેઓ આજીવન રહ્યા હતા; પણ ખરું જોતાં ઇતિહાસ અને રાજકારણમાં તેમને અધ્યાત્મદૃષ્ટિએ રસ હતો. એમાં એમને ઈશ્વરી લીલા દેખાતી. આકાશને જોઈ પરમાત્માનો કાંઈક અનુભવ થાય એમ ઇતિહાસવિલોકનથી પણ થાય એમ તેમને લાગતું.

આનંદશંકરની દૃષ્ટિ સર્વસંગ્રાહક હતી. જગતમાં, સંસારમાં, જ્યાં જ્યાં આત્માનો વિકાસ દેખાય, ત્યાં તેમની દૃષ્ટિ અચૂક પહોંચી જતી. પણ તેમનો મુખ્ય જીવનમન્ત્ર તો જાણે **स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्** જ જણાતો. એમની બધી જ પ્રવૃત્તિ જાણે જ્ઞાની આત્માને સભર કરવામાં, તથા સિન્ધુ ઉભરાય અને લોકને વરિલાભ થાય એમ જ્ઞાન, અથવા દૃષ્ટિદાન આપવામાં પુરાએલી રહેતી. સત્યનું મુખ તેમને સર્વત્ર ઢાંકેલું દેખાતું—સાચા જિજ્ઞાસુ હોઈએ તો આપણને સૌને જ એમ લાગવું જોઈએ—અને તે ઢાંકણને અનવાસે કૌતુકપ્રિયતાથી, લાલિત્યથી, કોમળતાથી એ ખોલતા, અને મિત્રમંડળને, કે કૉલેજના વર્ગોની વિદ્યાર્થીપેઢીને, અને **वसन्त**ના અંકોના વાક્યસમૂહને પ્રસન્ન ગંભીર વાણીમાં ગૂઢ રહેલું રહસ્ય દર્શાવતા. રહસ્યદર્શન અને અર્થદર્શનમાં તેમને અપૂર્વ રસ હતો. અરે, પંડિતયુગના આપણા પંડિતો કોઈ ને કોઈ ક્ષેત્રમાં અસાધારણ કૌતુકપ્રિયતા દાખવતા. ગોવર્ધનરામનું કલ્પનાદીર્ઘ સમાજદર્શન જુઓ; નરસિંહરાવનું વિવેચન, કેશવલાલના અનુવાદ, મણિલાલની કવિતા જુઓ; આનંદશંકરનું અર્થસ્ફોટન ને તેનનો રહસ્યરસ જુઓ: એ સર્વ પંડિતો સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્યનું નવરસ હંસોની જેમ પાન કરી કાંઈક ધન્યતા અનુભવતા અને તેમની રંગીલી આંખેથી જગતના કોઈ ને કોઈ અંગને અવલોકતા.

કોઈ પણ શબ્દનો, વાક્યનો કે વિષયનો રહસ્યાર્થ કે એનું સ્પષ્ટીકરણ ધ્રુવસાહેબ પ્રકટ કરતા હોય તે વારે એમની તેજસ્વી મુખાકૃતિ, એમનાં તત્ત્વવેધી નેત્રોની ચમક, એમનો આત્મવિશ્વાસથી ઊભરાતો અભિનય, અંગ્રેજી ભાષા ઉપર એમની સંપૂર્ણ પ્રભુતા, એમની વિશુદ્ધ વાગ્ધારા, એમનું અભિનવ અર્થદર્શન

ઇત્યાદિ એમના વ્યક્તિત્વના ખાસ અંશો શ્રોતાઓને બુદ્ધિનો નિશ્ચય કરાવવામાં બહુ ઉપકારક થતા. (પૃ. ૬૬૫)

શ્રી. ત્રિવેદી નોંધે છે કેઃ

"વિક્રમોર્વશીય"નું વાક્ય उरूद्‌भवा नरसख- स्य मुनेः सुरस्त्री સમજાવતાં ધ્રુવસાહેબ કહેતા કે સુન્દરતાની ભાવના પરમાત્મામાંથી પ્રગટ થઈ છે, એ પરમાત્માની લીલા છે અને આ જગતમાં સ્ત્રીરૂપે વિલસે છે. એમની રસિકતામાં વિવેક અને સુરુચિ હંમેશ જળવાતાં. તેનું દર્શન, બુદ્ધચરિતની પંક્તિઓના વિવરણ વખતે થતું. मुखानि रेजुः प्रमदोत्तमानाम् વખતે કવિ બુદ્ધ કરતાં પ્રાસાદોના ઝરૂખામાંની પ્રમદાઓ ઉપર વધુ લુબ્ધ થયો હશે એવી ટકોર કરતા. મેઘદૂત શિખવતાં કથાનાયક અબલાવિપ્રયુક્ત कामी–પ્રેમી છે તે કાવ્યના રસદર્શનમાં ધ્યાનમાં રાખવાનું સૂચવતા. તત્ત્વજ્ઞાનના પ્રશ્નોમાં તેમનું વિપુલ ને સમન્વિત જ્ઞાન અને સૂક્ષ્મ સૂઝ ખૂબ જણાઈ આવતાં. એમના અધ્યાપનકાર્યમાં જણાતાં તેમ તેમના લેખો ને પુસ્તકોમાં સર્વત્ર જણાય છે. અજ્ઞાન એ ભાવાત્મક છે એ સત્ય ધ્રુવસાહેબ સરસ રીતે સ્ફુટ કરી બતાવતા. "હું અજ્ઞાન છું" એ અનુભવ કેવળ જ્ઞાનનો અભાવ નથી. એવો જ્ઞાનાભાવ તો પથ્થર કે લાકડામાં હોય છે. મનુષ્યને તો એક વસ્તુને સ્થાને બીજી વસ્તુ દેખાય છે, યથાર્થ વસ્તુને બદલે અયથાર્થ વસ્તુ જણાય છે, છીપને બદલે રજત દેખાય છે. આનું નામ જ માયા. અને આથી જ માયા અસ્તિત્વપદની અધિકારિણી થાય છે. ભાવાત્મક અજ્ઞાનનું જેને ભાન થાય, અર્થાત્ આ સંસાર અજ્ઞાનરૂપ અંધારી રાત્રિ જેને લાગે, તે સમય પાકતાં, મોક્ષનો અધિકારી થાય છે; તે જ પરમાત્માનું દર્શન કરી શકે છે.

તત્ત્વજ્ઞાનના પ્રશ્નોની ચર્ચા આનન્દશંકરના વ્યક્તિત્વની ઝાંખી કરાવે છે, અને કર્મયોગીથી તેમનો ભેદ સ્પષ્ટ કરે છે. નડિયાદની એક ખાનગી બેઠકમાં સાહિત્યરસિકોને તેમણે કહેલુંઃ "I live for myself." આ મોહની વાણી નહોતી, પણ પોતાના જીવનની કૃતાર્થતા શેમાં રહેલી છે તેનું નિખાલસ પ્રકટીકરણ હતું. સંસ્મરણોમાંની તેમની સૂક્તિ પ્રમાણે "The great ethical question is not what a man does but what a man is." માણસ શું કરે છે એ નહિ પરંતુ શું છે, તેના આત્મામાં કેટલું ઐશ્વર્ય સધાયું છે, એ જ નીતિની દૃષ્ટિએ મહાન પ્રશ્ન છે. આચાર્યની મહત્તા તેમ જ મર્યાદા સમજવા માટે આ સૂક્તિ પર લક્ષ રાખવું જોઈએ. જ્ઞાન, બુદ્ધિ કે કલ્પનાના અમીરો ટાગોર, આનંદશંકર કે

રાધાકૃષ્ણન્ જેવા અને જનતાના ઠેઠ નીચેના થરમાં જીવનપરિવર્તન લાવનાર યુગવિધાયક વચ્ચેનો મહાન ભેદ એમાંથી નિષ્પન્ન થતો સમજાશે.

\+ + + +

"આનંદસ્મરણો"માં સાહિત્યની દૃષ્ટિએ સૌથી વધુ સુશ્લિષ્ટ અને રસમય ભાગ 'અભ્યાસકાળનાં સંસ્મરણો' છે, પછીનાં સંસ્મરણોમાં પરિચયની સતતતાને અભાવે પ્રવાહ પણ ખંડિત લાગે છે, અને કેટલાંક અંશોને અનુચિત સ્થાન મળ્યું છે. સંસ્મરણોની સાહિત્યરચના રસળતી થઈ જવાનો હંમેશ સંભવ હોય છે, એ સ્વીકારતાં પણ એમ લાગે છે કે સંસ્મરણોના બીજાને ત્રીજા વિભાગમાં કોઈ કોઈ પ્રસંગ છોડી દેવા હોત તો રચનાને એકંદરે લાભ જ થાત.

સંસ્મરણોના બીજા અને ત્રીજા વિભાગમાં આપણે મહાવિદ્યાલયની દિવાલો છોડી દઈએ છીએ, અને આનન્દશંકરના એક બાજુ પંડિત તરીકે કાશીના વિસ્તૃત જીવનનો અને બીજી બાજુ તેમના અંગત જીવનનો થોડોક પરિચય કરીએ છીએ. અંગત જીવનના થોડાક પ્રસંગો—જેમાંના કેટલાક બહુ દીપ્તિમય નથી વા સ્પષ્ટતાથી નથી વર્ણવાયા—તેમાં આચાર્યની ઉદારતા, સ્વસ્થતા, કાર્યદક્ષતા, કુનેહ (tact) અને ઊંડી ધાર્મિકતા પ્રગટ થાય છે. કાશીમાં એક વાર બે ખ્રિસ્તી કારકુનો તકરાર કરતા ધ્રુવસાહેબ પાસે આવ્યા ત્યારે ધ્રુવસાહેબે એક કારકુનને ક્ષમા આપવાની આજ્ઞા કરી. છેડાયલા કારકુને કહ્યું, સાહેબ, મેં તો તેને સાત વખત માફી આપી છે. આચાર્યે કહ્યું, "But I say unto you, seven times seven," અને તકરાર શમી ગઈ.

એમના જીવન અને ચારિત્ર્ય ઉપર બરાબર પ્રકાશ પાડનાર ઉદ્ગારો શ્રી. ત્રિવેદી નોંધે છેઃ "ત્રિવેદી, મને પ્રભુએ સર્વ વાતે સુખી રાખ્યો છે —માત્ર એક અપવાદ (પત્નીની હયાતી) સિવાય—પરંતુ એ પ્રસંગથી મારી ધાર્મિક વૃત્તિને આગળ પાડી શક્યો." ધર્મગ્રંથોનું વાચન એ એમનું નિત્યકર્મનું-રોજગારનું નહિ—અંગ હતું, પણ એ વાચન કદાપિ વિલાસરૂપ હતું નહિ, બલ્કે બ્રહ્મભૂયાય, બ્રહ્મનિષ્ઠ થવામાં, આત્મતૃપ્ત થવામાં, સ્થિતપ્રજ્ઞ થવામાં સાધનરૂપ ને કારણરૂપ હતું.

ગ્રંથો એટલે મહાપુરુષોની અક્ષરવાણીનો પરિચય એ તેમના જીવનનો વ્યવસાય હતો. સ્વાધ્યાય અને વિવેકપૂર્વક તેનું મનન એ એમનો સ્વભાવ થઈ ગયો હતો. પાંડિત્યની પૂરી સમૃદ્ધિ છતાં તેમની જિજ્ઞાસા અતૃપ્ત રહેતી. વાનપ્રસ્થ થયા પછી અમદાવાદમાં ફરવા જતા ત્યારે પણ કોઈ પુસ્તક જોડે રાખતા. એમાંના એકાદ વાક્યનું મનન કરતાં જાણે કોઈ સાથી જ પાસે હોય એવો ઉત્સાહ અનુભવતા. પરંતુ આવો ગ્રંથસહચાર વૈભવી ને આત્મતૃપ્ત એકાન્તનું બીજું જ સ્વરૂપ હતો. અરતિઃ જનસંસદિ એ એમના જમાનાના આપણા કેળવાયેલાઓના ગુરુઓનો, સાક્ષરોનો કાંઈક સર્વસાધારણ ગુણ હતો. એ ગુણ આચાર્યે વિશિષ્ટપણે ખીલવ્યો હતો. એમની લોકસમૂહમાં અનાસક્તિ જગતથી સંસર્ગ ત્યજતી નહોતી. પણ યોગ્ય સંસર્ગથી જરૂર મળતાં આન્તર જીવનનું જ અનુસંધાન ઇચ્છતી. તેઓ લોકપ્રમુખોમાંના એક કદાપિ થઈ શક્યા નહિ એ ખરું; પણ સાથે વાહવાહની સ્થૂલ તો શું પણ કીર્તિની સૂક્ષ્મ વાસના પણ તેમણે અંતરમાંથી ગાળી કાઢી હતી. પોતાનું આધ્યાત્મિક ધ્યેય જીવનની શરૂઆતમાં જ તેમણે નક્કી કરી લીધું અને તે પ્રાપ્ત કરવા તેઓ નિશ્ચલપણે પ્રયત્નશીલ રહ્યા. બ્રાહ્મણની અને ગુજરાતી જીવનની કેટલીક મર્યાદાઓ તેમણે જાણ્યેઅજાણ્યે સ્વીકારી હતી. તથાપિ એઓ આજીવન પવિત્ર, પ્રાજ્ઞ અને બ્રહ્મનિષ્ઠ રહ્યા હતા. શિક્ષક કે ઉપદેશક નહોતા, પણ અધિકારી માટે તેમની જ્ઞાનગંગા સતત વહેતી હતી. જ્ઞાનતીર્થ બની, સત્યાસત્યની નિત્યાનિત્યની ગુણદર્શી દૃષ્ટિ આપી, ગુજરાતની એક આખી પેઢીના શિક્ષિતોના એ ચિરસ્મરણીય ગુરુ થયા. એમનાં સંસ્મરણોનું તીર્થસલિલ એમના એક અન્તેવાસી જેવા પરમ શિષ્ય પાસેથી મળે છે તે, એમના શિષ્યો જ નહિ, સમસ્ત ગુજરાત કૃતજ્ઞતાથી સત્કારશે.

૪-૨-૧૯૪૮                                        વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી.

# શુદ્ધિપત્રક

| પાનું | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬૧ | ૩ | *Comprehentive* | *Comprehensive* |
| ૧૬૭ | ૨૨ | विन्दुमि | विन्दुभि |
| ,, | ,, | ज्ञिपतदृभिरंकितेम् | निपतद्भिरंकितम् |
| ૧૬૯ | ૨૪ | मायसः | प्रायशः |
| ૧૭૦ | ૭ | संतद्धो | संनद्धो |
| ,, | ,, | धर | धरः |
| ,, | ૨૪–૨૫ | (શ્લોકમાં ‘ज्ञः જોડો; | ह પર માત્રા) |
| ૧૭૨ | ૨૫ | Thou | Tho' |
| ૧૭૩ | ૧૦ | Yon | You |
| ૧૭૪ | ૧ | Scisences | Sciences |
| ૧૭૫ | ૧૧ | અન | સનત્ |
| ૧૭૫ | ૨૫ | lones | loves |
| ૧૭૫ | ૨૬ | Horrors the | Horrors of the |
| ૧૭૭ | ૯ | विगच्छति. | धिगच्छति |
| ,, | ૧૯ | Can render | Can not render |
| ૧૭૮ | ૯ | this life | This life, in the life |
| ૧૮૬ | ૨૪ | चिघेम | विधेम |
| ૨૦૧ | ૧૦ | સાંભળીએ | સંભારીએ |
| ૨૦૨ | ૨૨ | समित्पांणि | समित्पाणि |
| ૨૦૫ | ૮ | मेकतुस्थ | मेकसंस्थ |
| ,, | ૯ | स्त्वभीया | तयास्तृतीया |
| ૨૦૫ | ૨૬ | પુણ્યપ્રકાશ | પુણ્યપ્રભાવ |
| ૨૦૬ | ૪ | ऐतेव | एतै हि |
| ,, | ૧૧ | *Orientalists* | *Orientals* |
| ૨૧૯ | ૧૦ | दरा | दश |
| ૨૩૦ | ૪ | ખરી શાન્તિ | શાન્તિ ખરી |
| ૨૩૪ | છેલ્લી | આધીન | અધાન |
| ૨૭૪ | ૨૨ | Wisom | Wisdom |

# માનસી

વર્ષ : ૧૧ : અં. ૩-૪ સપ્ટે.-ડિસે. ૧૯૪૭



રતિલાલ મોહનલાલ ત્રિવેદી


# આચાર્યશ્રી આનંદશંકરભાઈનાં સંસ્મરણો

But I doubt if there is any great teacher as comprehentive and as profound as he......PLATO.

એમના જેટલી વિશાળતા અને ઊંડાણુવાળા કોઈપણ મહાન ગુરુ છે કે કેમ એ વિષે મને શંકા છે....પ્લેટો.

## મારા અભ્યાસકાળનાં સંસ્મરણો

આચાર્યશ્રી આનન્દશંકરભાઈનું મારું સહુથી પહેલું સ્મરણ આજથી પાંત્રીસ-છત્રીસ વર્ષ ઉપરનું છે. ધ્રાંગધ્રામાં હું અંગ્રેજી પાંચમા ધોરણમાં ભણતો હતો તે વારે મારા બાળસ્નેહી ભાઈશ્રી શ્રીપતરાવ બળવંતરાવ જુન્નરકરે એમના મોટા ભાઈ શ્રીયુત પરશુરામભાઈ પાસેથી સાંભળેલી ધ્રુવસાહેબની સ્તુતિ અમને સહાધ્યાયી મિત્રોને એક વાર કહી સંભળાવી. શ્રીયુત પરશુરામ જુન્નરકર ધ્રુવસાહેબના તે સમયના એક

બુદ્ધિમાન વિદ્યાર્થી હતા અને ગૂજરાત કૉલેજમાંથી બીજા વર્ગમાં બી. એ. થઈ એલએલ. બી.ની પરીક્ષા પસાર કરી ધ્રાંગધ્રામાં સરન્યાયાધીશના પદ ઉપર નિમાયા હતા. મારા મિત્ર ભાઈ શ્રીપતરાવે કહેલી પ્રશંસામાં ધ્રુવસાહેબની વિદ્વત્તા, સંસ્કારિતા, ઉત્તમ અધ્યાપન અને દામ્પત્યસ્નેહ ઉભરાતાં હતાં. સ્તુતિકાર ભાઈ શ્રીપતરાવની વાત કહેવાની શૈલી (હાલ ૧૯૪૬માં એઓ કરાંચીમાં એન્જીનિયરિંગ કૉલેજના પ્રિન્સિપાલ છે) એટલી સુકુમાર વયે પણ એવી હૃદયંગમ હતી અને શબ્દો એટલા શ્રુતિમનોહર હતા કે આજ આટલાં વર્ષે પણ ધ્રુવસાહેબ પ્રત્યે મારી ભક્તિનું બીજ બની રહેલો એ પ્રસંગ મને તે જ કાલ અને તે જ સ્થાન સાથે એવો ને એવો તાજો યાદ આવે છે. પરશુરામભાઈનાં સાંભળેલાં વચનો મારા અન્તરના ઊંડાણમાં કોતરાઇ ગયાં અને એ મહાન્ શિક્ષાગુરુ પાસે શીખવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત કરવાની ભાવના કાંઈક અસ્પષ્ટ રૂપે તે વયે મારામાં જાગ્રત થઈ.

એક બીજો પ્રસંગ અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં હું હતો ત્યારે બન્યો. ધ્રાંગધ્રાની સર અજિતસિંહજી હાઈસ્કૂલના છઠ્ઠા ધોરણના અમે કેટલાક વિદ્યાર્થીઓએ કાંઈક દેશપ્રેમને આધીન થઈને અને કાંઈક સુવાચન વધારવાના હેતુથી ૧૯૧૦–૧૧ની સાલમાં 'ભારતપુત્રોદય' નામનું એક નાનું પુસ્તકાલય સ્થાપ્યું અને છ માસનું ત્રણ આના પોસ્ટેજ ભરી 'વસન્ત' પત્રના ગ્રાહક બન્યા! ધ્રુવસાહેબ પ્રત્યે સ્થાપિત થયેલાં માન અને પ્રેમને લીધે અંગ્રેજી પાંચમા ધોરણમાંથી જ મેં 'વસન્ત' પત્રનું નિયમિત વાચન રાજ્યના પુસ્તકાલયમાં કરવા માંડયું હતું અને એમાંનાં કેટલાંક કાવ્યો અને લેખો થોડાક સહૃદય મિત્રો પાસે વાંચવાનો પણ પ્રારંભ કર્યો હતો. ધ્રુવસાહેબના લેખો સમજાય કે ન સમજાય પણ વંચાતા અને 'વસન્ત'માંનાં કાવ્યો જાણે કંઠે કરવાનું પણ લીધું હોય તેમ પ્રત્યેક અંકમાં પ્રસિદ્ધ થતાં કાવ્યોની પંક્તિઓ મુખે ચઢી જતી. કવિ ખબરદારની 'ગંભીર સાગર ઊછળતો ઘૂઘવે ઘરા ગર્જન કરી, ને ઘોષ તેનો ગગનમાં ઘુમાવતો ખૂબ ધૂન ભરી' વગેરે પંક્તિઓથી શરૂ થતું કાવ્ય કોણ જાણે અર્થથી પણ અધિક વિનાશ્રમે મને યાદ રહ્યું હતું અને ધ્રાંગધ્રાના નવા તળાવમાં ચોમાસામાં ભરતી આવે ત્યારે સમુદ્રની કલ્પના કરી મિત્રો

સમક્ષ કોઈ કોઈ વાર ગવાતું પણ ખરું.

અમારા વિદ્યાર્થીઓના લઘુ પુસ્તકાલયને માન આપીને, ધ્રુવસાહેબે 'વસન્ત' લવાજમ વિના મોકલ્યું, એટલું જ નહિ પરંતુ અમે છ માસનું પોસ્ટેજ ભર્યું હતું તોપણ નવ માસ પર્યંત 'વસન્ત' મોકલવાનું એમણે ચાલુ રાખ્યું. આ પ્રસંગથી ધ્રુવસાહેબ પ્રતિ મારાં માન અને પ્રેમ દ્વિગુણિત બન્યાં.

મેટ્રિક્યુલેશનની પરીક્ષા પાસ કરી કૉલેજમાં અભ્યાસ કરવા જતાં માર્ગમાં વઢવાણ કૅમ્પના સ્ટેશન ઉપર મારા પિતાશ્રી દ્વારા મને સ્વર્ગસ્થ શિવલાલ પાનાચંદ શાહ આઇ. સી. એસ.ની ઓળખાણ થઈ. શ્રીયુત શિવલાલ શાહ અને શ્રીયુત વાલજી દેસાઇ અમારા અભ્યાસકાળમાં વિદ્યાર્થીઓના પરમ આદર્શ હતા. એ તેજસ્વી તારાઓને નેત્ર સમક્ષ ઝગઝગતા રાખી અમે વિદ્યાર્થીઓ આગળ વધતા હતા. શ્રીયુત શિવલાલે મને કહ્યું, "ગૂજરાત કૉલેજમાં જાઓ છો તે બંહુ સારું કરો છો. ત્યાં ધ્રુવસાહેબ છે. એમનો પૂરેપૂરો લાભ લેજો. એમના જેવા ગુરુ મળવા દુર્લભ છે. એઓ અઘરામાં અઘરા વિચારોને સુન્દર અને સમતલ વાણીમાં ઉતારી શકે છે. ધ્રુવસાહેબ કોઇક વાર જ્યારે બોલતાં અટકે ત્યારે એમ ન માનવું કે એમને શબ્દ જડતો નથી, પરંતુ સંપૂર્ણ રીતે યોગ્ય શબ્દ યોજવા માટે જ પોતે જાણી જોઇને અટકે છે, અને તમને અવશ્ય જણાશે કે એમ સહેજ અટકીને શોધી કાઢેલા શબ્દ કરતાં ભાગ્યે જ વધારે સારો શબ્દ કોઇને જડી શકે."

શિવલાલના આ સંકીર્તનને અન્તરના ઊંડાણમાં રાખી હું ગૂજરાત કૉલેજમાં દાખલ થયો.

\+ \+ \+

કૉલેજના પ્રવેશદ્વાર પાસે નિસરણી પાછળના મધ્યખંડમાં 'પ્રીવિયસ' ક્લાસ તે વખતે બેસતો. પહેલો સમય સંસ્કૃતનો હતો. પહેલે દિવસે આશરે અઢીસો વિદ્યાર્થીઓ બેઠા હતા. સવા અગિયારનો ઘંટ વાગતાં જ ધ્રુવસાહેબે ધીરગમ્ભીર ગતિએ વર્ગમાં પ્રવેશ કર્યો અને વિદ્યાર્થીગણું

વિદ્યુતની પેઠે એ ગુરુવર્યને આદર આપવા ઊભો થયો. પુસ્તક ધારણ કરેલો હાથ વારંવાર ઊંચો કરી પ્રણામ સ્વીકારતા ધ્રુવસાહેબ પ્લૅટફૉર્મ ઉપર ચઢ્યા, ટેબલ આગળ પડેલી ખુરશીમાં પરમ સ્વસ્થતાથી બેઠા અને વિદ્યાર્થીવૃન્દ ઉપર મન્દ મન્દ સ્મિત ફેલાવતાં એક સર્વસંગ્રાહક દૃષ્ટિ એમણે નાંખી. એ મંગલ વ્યાપક દૃષ્ટિ નાંખતાં સાથે જ 'Gentlemen, I congratulate you on your passing the Matriculation Examination' એમ સર્વને અભિનન્દન આપી વર્ગનું કાર્ય શરૂ કર્યું. કાલિદાસનું 'વિક્રમોર્વશીયમ્' અને અશ્વઘોષનું 'બુદ્ધચરિતમ્' એ વર્ષે સંસ્કૃતમાં અમારે શીખવાનાં હતાં. કાલિદાસનો પરિચય આપતાં પહેલાં ધ્રુવસાહેબે અમને નવા આવનાર વિદ્યાર્થીઓને કહ્યું: "સદ્‌ગૃહસ્થો! તમે 'પંચતન્ત્ર'માંની પ્રાણીઓની વાર્તાઓ શીખીને અહિંયાં આવો છો. પરંતુ હવે તમારે આપણા દેશના મહાકવિ કાલિદાસનું મનોહર નાટક શીખવાનું છે. પ્રાણિજીવન કરતાં મનુષ્યજીવનની સુન્દરતા અને મધુરતા કેવી રમણીય છે એ જ્ઞાન કાલિદાસનાં નાટકોમાંથી—તમારા 'विक्रमोर्वशीयम्' નાટકમાંથી—તમને મળશે." આમ કહી કાલિદાસનો પરિચય આપવો એમણે શરૂ કર્યો અને સાથે સાથે અમારી નવા આગન્તુકોની કસોટી પણ આરંભી. 'अस्ति कश्चिद् वागूविशेषः' એ સામાન્ય ઉક્તિ ટાંકી અમારામાંથી કોને કોને अस्ति, कश्चित् અને वाग्‌થી શરૂ થતા કાલિદાસના શ્લોકો યાદ છે એમ પોતે પ્રશ્નો પૂછવા માંડ્યા. અમારામાંથી કોઈ કોઈ વિદ્યાર્થીઓએ 'કુમારસંભવ', 'મેઘદૂત' અને 'રઘુવંશ'ના પ્રથમ શ્લોકો અણીશુદ્ધ લલકાર્યા અને ધ્રુવસાહેબના ભવ્ય વદન ઉપર સુન્દર સ્મિત દેખાયું!

'विक्रमोर्वशीयम्' નાટકના પહેલા શ્લોકનો આરંભ કરતાં 'वेदान्तेषु यमाहुरेकपुरुषं व्याप्य स्थितं रोदसी' ઇત્યાદિ પંક્તિઓ શાન્ત સ્વસ્થ અને સમતોલ વાણીમાં ધ્રુવસાહેબે ઉચ્ચારી અને કાલિદાસ—કાલિનો દાસ—નામધારી કવિ, 'निःश्रेयस' માટે—પરમ કલ્યાણ—માટે એક અને અદ્વિતીય એવા મંગલકારી શિવની સ્તુતિ કેમ કરે છે એ પ્રશ્ન ઉપસ્થિત કરી અમારામાં કુતૂહલ જગાડી; અમને પોતે સૂચક વાણીમાં સમજૂતી આપી. આ ઉપરાંત 'नाटक' શું 'त्रोटक' શું, ઇત્યાદિની સમજણ પણ 'સાહિત્યદર્પણ'નું સ્મરણ કરી અમને પચી શકે તેટલા પ્રમાણમાં એ જ સમયમાં આપી.

અધ્યાપક તરીકે ધ્રુવસાહેબની ઉત્તમતામાં એમના અનેક વિષયોના ઊંડા અને વિશાળ અભ્યાસ ઉપરાંત એમનું વિશિષ્ટ વ્યક્તિત્વ પણ એક પ્રધાન કારણ હતું. આ વ્યક્તિત્વ પુષ્પની ચોપાસ સુવાસ ફેલાય તેમ સ્વાભાવિક રીતે વિસ્તરતું હતું અને જિજ્ઞાસુઓને મધુર સૌરભથી ચિત્તની પ્રસન્નતા અને સૌમ્યત્વ આપતું હતું. કોઇ પણ શબ્દનો, વાક્યનો કે વિષયનો રહસ્યાર્થ કે એનું સ્પષ્ટીકરણ ધ્રુવસાહેબ પ્રકટ કરતા હોય તે વારે એમની તેજસ્વી મુખાકૃતિ, એમનાં તત્ત્વભેદી નેત્રોની ચમક, એમનો આત્મવિશ્વાસથી ઉભરાતો અભિનય, અંગ્રેજી ભાષા ઉપર એમની સંપૂર્ણ પ્રભુતા, એમની વિશુદ્ધ વાગ્ધારા, એમનું અભિનવ અર્થદર્શન ઇત્યાદિ એમના વ્યક્તિત્વના ખાસ અંશો શ્રોતાઓને બુદ્ધિનો નિશ્ચય કરાવવામાં બહુ ઉપકારક થતા. ધ્રુવસાહેબના વ્યક્તિત્વમાં પ્રદીપ્ત સૂર્યનો જાજ્વલ્યમાન પ્રકાશ અને શીતલ ચન્દ્રનું મધુર તેજ–ઉભયનો વિરલ સમન્વય થયો હતો. સત્ય અને પ્રેમ–Truth and Love–ને જીવનમાં સમન્વિત કરનાર ધ્રુવસાહેબ અપ્રતિમ હતા.

ધ્રુવસાહેબનું અર્થદર્શન કેટલું મૌલિક અને ઊંડું હતું, એનાં અનેક સ્મરણો ઉતારી શકાય તેમ છે. 'વિક્રમોર્વશીયમ્' નાટકમાં **'ऊरूद्भवा नरसखस्य मुनेः सुरस्त्री'** એ ઉક્તિ પોતે સમજાવતા હોય કે 'મેઘદૂત'માંના **'गोपवेषस्य विष्णोः'** એ વચન ઉપર પ્રકાશ નાંખતા હોય, પરંતુ એમનો વસ્તુમાત્રમાં અન્તઃપ્રવેશ કેટલો મર્મગામી હતો એ સંભારતાં એ સદ્ગુરુના ચરણ સમીપ વારંવાર મસ્તક નમે છે. ઉર્વશી એ સૌન્દર્યની ભાવના હતી અને એ સાક્ષાત્ નારાયણના ઊરુસ્થલમાંથી જન્મી હતી એમ કહીને ધ્રુવસાહેબે 'નર' અને 'નરસખા' નારાયણ એ બંને શબ્દોના અર્થોના અમને પ્રીવિયસનો વર્ગના વિદ્યાર્થીઓને સમજાવ્યા. જે ગન્તવ્યસ્થાને લઈ જાય તે નર અને નરોનો સમૂહ તે નાર, *અને એ સમૂહનું અયન એટલે ગન્તવ્યસ્થાન તે નારાયણ–પરમાત્મા* આમ બંને શબ્દોનું અર્થસ્ફોટન કરી સુન્દરતાની ભાવના પરમાત્મામાંથી પ્રકટ થઈ છે, એ પરમાત્માની લીલા છે અને આ જગતમાં સ્ત્રીરૂપે વિલસે છે, ઇત્યાદિ સચક વચનો કહ્યાં. પરંતુ ધ્રુવસાહેબમાં આદર્શરૂપ અધ્યાપકનાં અસંખ્ય ગુણો હતા. કોલેજના

પ્રથમ વર્ગના વિદ્યાર્થીઓને એઓ પરમ સંયમપૂર્વક અમુક હકીકત જ કહેતા, પરંતુ ઉપલા વર્ગના વિદ્યાર્થીઓને ઉત્તરોત્તર અધિક કહેતા.

બી એ.ના વિદ્યાર્થીઓને 'गोपवेषस्य विष्णोः' એ મેઘદૂતના શ્લોકનું ચરણ સમજાવતાં પ્રીવિયસના વર્ગમાં નર અને નારાયણના-અર્જુન અને કૃષ્ણના—સંબંધનો ઇતિહાસ જે અનુક્ત—'અનુકહેલ' રાખ્યો હતો, તે છેક ઋગ્વેદસંહિતાથી માંડી મહાભારત સુધી પોતે વિસ્તારથી કહી સંભળાવ્યો. 'ગોપવિષ્ણુ'નું ઋગ્વેદના વિષ્ણુસૂક્તમાં જે વર્ણન કર્યું છે તે સર્વવ્યાપક પરમાત્મા વિષ્ણુનું વર્ણન છે. એ વર્ણન કરતાં ઋષિ કહે છેઃ

'त्रीणी पदा विचक्रमे विष्णुर्गोपा अदाभ्यः ।
अतो धर्माणि धारयन् इन्द्रस्य युज्यः सखा ॥'

વિષ્ણુ 'અદાભ્ય ગોપ' અર્થાત્ કોઈથી દબાય નહિ તેવો ગોપ છે, ધર્મનો ધારક છે અને ઇન્દ્રનો સખા છે. વળી આ 'ગોપવિષ્ણુ' સાથે મોટાં શીંગડાંવાળી ગાયો—ઇન્દ્રિયો—પણ જોડવામાં આવી છે.—

'यत्र गावो भूरिशृंगा अयासः'

'ગોપવિષ્ણુ'નું આ વર્ણન પુરાણના 'ગોપકૃષ્ણ'ના વર્ણન સાથે મળે છે. વળી, વિષ્ણુને એના આધિભૌતિક સ્વરૂપમાં આકાશના સૂર્યરૂપે વેદના ઋષિઓએ જણાવ્યો છે. આકાશ નીલ છે, એટલે કૃષ્ણ પણ શરીરે શ્યામસુન્દર (नीलवपुः) છે. સૂર્યનાં કિરણો ચારે દિશાઓમાં ફેલાય છે અને પીત છે, એટલે કૃષ્ણ પણ 'चतुर्भुज' અને 'पीताम्बर' અર્થાત્ ચાર ભુજાઓવાળા પીતામ્બર ધારણ કરનાર છે.

નારાયણ એ નરનો સખા છે—કૃષ્ણ એ અર્જુનનો સખા છે—એ પ્રતિપાદન કરવા માટે ઋગ્વેદનાં સૂક્તોમાં વિષ્ણુ અને ઇન્દ્રનો સખાભાવ (इन्द्रस्यायुज्यः सखा) અર્થાત્ વિષ્ણુરૂપી પરમાત્મા અને જીવરૂપી ઇન્દ્રનું સખ્ય, ઉપનિષદમાં 'द्वा सुपर्णा सयुजा सखाया' આદિ વેદાન્તની વાણીમાં જીવાત્મા અને પરમાત્માનો સુપ્રસિદ્ધ થયેલો 'સખાભાવ', અને આગળ ચાલતાં મહાભારતમાં 'नारायणं नमस्कृत्य नरं चैव

नरोत्तमम्' એ મંગલાચરણમાં નિર્દિષ્ટ થયેલો 'નર' અને 'નારાયણ'નો એ જ સખાભાવ ઊતરેલો છે. મહાભારતમાંની શ્રીકૃષ્ણ અને અર્જુનની કથામાં પણ પરમાત્મા અને જીવાત્માના અનુસંધાનની ઋગ્વેદમાંથી ઊતરી આવેલી એ જ સખાભાવની કથા છે, એમ બી. એ.ના વિદ્યાર્થીઓને તાત્પર્ય સમજાવ્યું.

ધ્રુવસાહેબની રસિકતા સર્વથા સંયમની મર્યાદામાં મૂર્તિમન્ત થતી. કાલિદાસ જેમ ધ્વનિ અને સંક્ષેપ—suggestion and brevity—નો મહાન સ્વામી છે, તેમ ધ્રુવસાહેબનું પણ આ બંને ગુણો ઉપર સંપૂર્ણ સ્વામિત્વ હતું. રાજા પુરૂરવાનું ચિત્રલેખાના સંગાથમાં મન્દ–સુમન્દ ડગલે પાસે આવતી શરમાળ ઉર્વશીનું મનોહર કલ્પનાદર્શન ધ્રુવસાહેબના 'आनीयेत पदात्पदं चतुरया सख्या ममोपान्तिकम्'ના કુશલ ઉચ્ચારણ માત્રથી અમારાં નેત્ર સમક્ષ ખડું થઇ શકતું અને એ સમર્થ વિદ્યાગુરુનાં એકએ વાક્યો દ્વારા જ એ રમ્ય દર્શન અંતરમાં કોતરાઇ જતું.

ધ્રુવસાહેબની રસવૃત્તિ ઉન્નત અને વિશુદ્ધ પ્રકારની હતી એનાં અનેક ઉદાહરણો આપી શકાય તેમ છે. કાલિદાસ જેવામાં અપુષ્ટાર્થ-વિશેષણનો દોષ હોય કે પુનરુક્તિદોષ હોય અથવા ક્યાંક વિસ્મરણદોષ હોય તે ધ્રુવસાહેબની નજર બહાર રહી શકતા નહિ. દોષદર્શન કરે ત્યારે પણ ધ્રુવસાહેબનો નિસર્ગરમણીય વિનય આગળ તરી આવ્યા વિના રહે નહિ. 'વિક્રમોર્વશીયમ્' નાટકના ચોથા અંકમાં બેત્રણ સ્થળે ધ્રુવસાહેબે અમને કાલિદાસના દોષો દેખાડ્યા. નીચે ઉતારેલો શ્લોક પોતે પ્રથમ વાંચ્યોઃ—

हृतोष्ठरागैर्नयनोदबिन्दुभिर्निमग्ननाभेर्निपतद्भिरंकितम् ।

આ પંક્તિમાં 'निमग्ननाभेः'–જેની નાભિ ઊંડી છે તેની–એમાં 'निमग्न' વિશેષણ અનાવશ્યક છે એમ દોષ દર્શાવતા ધ્રુવસાહેબે નીચે પ્રમાણે કહેલા શબ્દો યાદ આવે છેઃ—

'Gentlemen, it ts ungenerous on the part of a critic to find fault in such a beautiful verse of Kalidas, But a critic is after all a critic. Tha adjective 'निमग्न'

is suprfluous it does not at all add to the meaning' આગળ ચાલતાં 'रथाङ्गनामन् रथाङ्गश्रोणि,' ઇત્યાદિમાં ધ્રુવસાહેબે ટીકા કરી કે, The repetition is made generally for the sake of alliteration.' અર્થાત્ પ્રાસને માટે કવિએ પુનરુક્તિ કરી છે. વળી गुरुशापसंमूढहृदया'—ગુરુના શાપથી સંમૂઢ બનેલા હૃદયવાળી ઉર્વશી એ વિશેષણ પાછળથી કાલિદાસ સરતચૂકથી ભૂલી જાય છે,' ઇત્યાદિ વચનો સંયમપૂર્વક કહેતા.

ડૉ. રામકૃષ્ણ ભાંડારકર વિશે ધ્રુવસાહેબને સંપૂર્ણ માન હતુ. હિન્દુસ્તાનના સર્વ વિદ્વાનોને એક પલ્લામાં મૂકીએ અને ડૉ. ભાંડારકરને બીજા પલ્લામાં મૂકીએ, તો ડૉ. ભાંડારકરવાળું પલ્લું નમે એમ પોતે અમને કહેતા. તથાપિ જ્યાં જ્યાં એમની સાથે પણ પોતાનો મતભેદ સ્પષ્ટ હોય, ત્યાં ત્યાં પોતે પરમ વિનય અને સંયમપૂર્વક પરંતુ પૂર્ણ સામર્થ્યથી પોતાનું મંતવ્ય પ્રકટ કરતા. એવો એક પ્રસંગ અત્રે નોંધું છું. ભાગવતની સમીક્ષા કરતાં 'ભક્તિધર્મનો આરંભ ગૌતમ બુદ્ધના સમયની લગભગમાં થયો છે' એ ડૉ. ભાંડારકરની માન્યતા મને યોગ્ય જણાતી નથી' એમ પોતે સ્પષ્ટતાથી કહ્યું હતું. ધ્રુવસાહેબના અભિપ્રાય પ્રમાણે "ભક્તિ એ હૃદયની ઊર્મિ છે, અને ધર્મ એ મનુષ્યના સમગ્ર આત્માનો અર્થાત્ બુદ્ધિ, હૃદય અને કૃતિ ત્રણેનો વ્યાપાર છે. એટલે કોઈ પણ ધર્મ કોઈ પણ કાળે ભક્તિરહિત હોય એ સંભવતું નથી. ઋગ્વેદ-સંહિતામાં દેવોની સ્તુતિ એ ભક્તિ જ છે. અલબત્ત, ભક્તિ જે ઋગ્વેદ-સંહિતાથી ચાલતી આવતી હતી તેની વ્યવસ્થા નારદ, શાંડિલ્ય આદિ મુનિઓએ કરી."

પરંતુ જ્યાં જ્યાં નીતિ અને સંયમની શિથિલતા જણાય ત્યાં ત્યાં નિઃસંકોચપણે અને પરમ દૃઢતાથી ધ્રુવસાહેબ ટીકા કરતા. અશ્વઘોષના 'બુદ્ધચરિત'માં સિદ્ધાર્થનું દર્શન કરવા બારીઓમાં ખીચોખીચ ઊભેલી નગરનારીઓનું વર્ણન ઓગણીસ શ્લોકમાં કરે છે અને એ વર્ણનમાં સ્ત્રીઓનાં વદન ઉપર કવિ વધારે પડતી દૃષ્ટિ ઠરાવે છે એટલે જ્યારે છેલ્લો શ્લોક

'मुखानि रेजुः प्रमदोत्तमानां वद्धाः कलापा इव पङ्कजानाम् ।'

આવે છે, ત્યારે સમય (Period) પૂરો થાય છે અને ધ્રુવસાહેબ એ વર્ણનથી કાંઈક કંટાળીને યુવાન વિદ્યાર્થીઓને સંભળાવે છેઃ—

"Perhaps the Poet's eyes are fixed upon those windows" કવિની આંખ પેલી બારીઓ ઉપર ચોંટેલી છે. આટલા ટૂંકા વચનની શ્રોતાઓ ઉપર જાદુઈ અસર થતી.

ભવભૂતિનાં 'માલતીમાધવ'ના પાંચમા અંકનો કેટલોક ભાગ અશ્લીલ વર્ણનથી ભરેલો છે. એ વર્ણન વિશે વિદ્યાર્થીને સૂગ ચઢે એટલા માટે ધ્રુવસાહેબે સખ્ત શબ્દો વાપર્યાઃ—

"Gentlemen, tell me when we approach those downright slang and obscene things wherefrom we have to stop."

'મેઘદૂત' શીખવતા અને એનાં સૌન્દર્યસ્થાનો ઉપર વિદ્યાર્થીઓની નજર ખેંચવા છતાં એના કથાપુરુષ (hero)ની મર્યાદા વિશે કે કવિની સામાન્ય ઉક્તિઓમાં રહેલા અપવાદ વિશે પોતે પૂરી સ્પષ્ટતા કરતા. 'મેઘદૂત'ના બીજા શ્લોકની પહેલી લીટી—'तस्मिन्नद्रौ कतिचिदबला-विप्रयुक्त स कामी' વાંચતાં જ ધ્રુવસાહેબે વિદ્યાર્થીઓને સાવચેતી આપી, Notice that the यक्ष is a कामी–a lover and this line sums up the character of the यक्ष. યક્ષનું સ્વરૂપ સમજવામાં અબળાથી વિખૂટો પડેલો કામી છે એ ધ્યાનમાં રાખો. વળી,

'आशाबन्धः कुसुमसदृशं प्रायशो ह्यङ्गनानाम्
सद्यः पाति प्रणयिहृदयं विप्रयोगे रुणद्धि ।'

ઈત્યાદિ પંક્તિઓમાં આપણા યુવાનોનો સંસાર ધ્યાનમાં રાખીને ધ્રુવસાહેબે અમને સહેજ સંભળાવ્યું:

'Gentlemen, notice the word प्रायशः which means 'generally' and not 'always'" અર્થાત્ સ્ત્રીઓનું કુસુમ જેવું કોમળ હૃદય આશારૂપી બંધથી ઘણી વાર વિયોગમાં ટકી રહે છે.

ધ્રુવસાહેબ કંઈક વિશેષ વિવેચન કરશે એ અમારામાંથી કેટલાકની આશા અસિદ્ધ જ રહી.

ધ્રુવસાહેબની રસવૃત્તિ મનુષ્યઆત્માની સુન્દરતા પારખવામાં જેમ વારંવાર દેખાતી તેમ પ્રકૃતિસૌન્દર્ય અનુભવવામાં પણ ઘણી વાર પ્રકટ થતી.

'વિક્રમોર્વશીયમ્' નાટકનો ચોથો અંક ધ્રુવસાહેબે અમને બારે રસપૂર્વક શીખવ્યો હતો. વર્ષાનું મંડાણ પ્રકૃતિમાં થઈ ચૂક્યું હતું એટલે વર્ગમાં પોતે ધીરગંભીર નવજલથી ભરેલા મેઘ જેવી વાણીમાં "**नवजलधरसंनद्धोऽयं न दृप्तनिशाचरः**" શબ્દો ઉચ્ચાર્યા ત્યાં તો કોણ જાણે ક્યાંથી વાદળાં ઘેરાયાં અને વરસાદ તૂટી પડયો. સહુએ જીવનની એક ધન્ય ઘડીનો આનંદ અનુભવ્યો. ધ્રુવસાહેબે તત્કાલ શીખવવાનું બંધ રાખ્યું અને પોતે પૂર્વે આવી જ ધન્ય ક્ષણ એ જ હોલમાં એ જ શ્લોક વાંચતાં વિદ્યાર્થીઓ સાથે અનુભવી હતી એ પ્રસંગ પ્રકૃતિ સાથે પરમ સમભાવથી વર્ણવી બતાવ્યો. સાથે સાથે ઉમેર્યું કે તે સમયે તો પાસેના વૃક્ષ ઉપરથી કોકિલસ્વર પણ સંભળાયો હતો. એક બીજી ધન્ય પળ પ્રિન્સિપાલ ડેવીસનાં પત્નીએ પીઆના સાથે સુન્દર સંગીત ઉપરના એક હોલમાંથી (તે વખતે ગૂજરાત કોલેજના પ્રિન્સિપાલ કોલેજના ઉપલા ભાગમાં રહેતા.) સંભળાવ્યું હતુ તે પ્રસંગે પણ સર્વેએ અનુભવી હતી એમ પોતે કહ્યું.

કાલિદાસે ઉન્મત્ત પુરૂરવાનો પ્રસંગ સીતાના વિયોગથી ઝૂરતા રામચન્દ્રજીની ઉન્માદ અવસ્થા ઉપરથી યોજ્યો છે. એમ સૂચન કરી વાલ્મીકિની સૃષ્ટિનો સંક્ષિપ્ત વાણીમાં અમને પરિચય કરાવ્યો અને ભવભૂતિએ 'માલતીમાધવ'ના નવમા અંકમાં ઉન્મત્ત માધવમાં ઉન્મત્ત પુરૂરવાનો પડઘો પાડયો છે તે પણ કેટલીક પંક્તિઓ ઉચ્ચારીને જણાવ્યું. પરંતુ જ્યારે ચતુર્થ અંકનો શ્લોક

**सर्वक्षितिभृतां नाथ दृष्टासर्वाङ्गसुन्दरी**
**रामारम्ये वनोद्देशे मयाविरहिता त्वया**

નું ઉચ્ચારણ અને સ્પષ્ટીકરણ કર્યું ત્યારે તો રસસૃષ્ટિના કોઈ અદ્ભુત પ્રદેશમાં અમને લઈ ગયા અને કાલિદાસે કલ્પેલી મુદ્રામાં કેવી રીતે પડઘો પડયો હતો તે સૂક્ષ્મતાથી સમજાવ્યું. પુરૂરવાએ શ્લોકનાં ચાર ચરણો ઉચ્ચાર્યાં

પરંતુ તે દરમિયાન ગન્ધમાદનના ગિરિરાજની ઊંડી ગુહામાં માત્ર એક જ ચરણનો પડઘો પડયો હતો એટલે જ્યારે રાજા આખો શ્લોક બોલીને વિરામ પામ્યો ત્યારે **दृष्टासर्वाङ्गसुन्दरी'** ઇત્યાદિ ત્રણ ચરણોનો પડઘો પડતો એણે સાંભળ્યો અને પર્વતરાજે પ્રિયતમાને જરૂર જોઇ છે એમ એણે માની લીધું!

વર્ષના છેલ્લે દિવસે 'વિક્રમોર્વશીયમ્'નાં બાકી રહેલાં આઠેક પાનાં વાંચી સમયના અભાવે કાંઇક જલદી પતાવવું પડયું પરંતુ અમને પોતે ખાતરી આપી કે "I shall give you an opportunity during this month to survey the whole drama through 'Vasant' પ્રીવિયસની યુનિવર્સિટીની પરીક્ષા પહેલાં જ સ્વ૰ કેશવલાલભાઇની "પરાક્રમની પ્રસાદી"નું 'વસન્ત'માં પોતે કરેલું વિસ્તૃત અને સમર્થ અવલોકન લખ્યું અને અમને ખરેખર વાંચવાની તક સમયસર એમણે આપી.

ધ્રુવસાહેબના ઊંડા અને વિશાળ દિલની અસર અમે વર્ગમાં વારંવાર અનુભવતા. સંસ્કૃત શ્લોકોનો અંગ્રેજીમાં અનુવાદ પોતે કરતા હોય ત્યારે વાણીની પરિપૂર્ણતાનું અમને ભાન થતું. અંગ્રેજ પ્રિન્સિપાલ પાસે અંગ્રેજી ભણવા છતાં સાચું અંગ્રેજી અમે ધ્રુવસાહેબ પાસેથી જ શીખ્યા. એમના સંસ્કૃતના વર્ગમાં વાણીનો અસ્ખલિત પ્રવાહ વહેતો હોય ત્યાં વચ્ચે વચ્ચે અંગ્રેજી સાહિત્યનાં મનોહર અવતરણો સંભ્રમણાથી દેખા દેતાં અને કોઇ રમ્ય ઉજ્જવળ રસપ્રદેશનું ભાન કરાવતાં હોય તેમ ચમકીને ચાલ્યાં જતાં. કોઇ વાર ધ્વનિનું સ્વરૂપ સમજાવતાં 'Where more is meant than meets the ear.' એ ડ્રાઇડનની પંક્તિ આપોઆપ મુખમાંથી નીકળતી તો કોઇવાર સ્થિતપ્રજ્ઞનું અને કર્મયોગીનું સ્વરૂપનિરૂપણ કરતાં નીચેની શૈલીની પંક્તિઓ

That content surpassing wealth the sage in meditation found. And walk'd with inward glory crown'd અને હર્બર્ટ સ્પેન્સરના સુપ્રસિદ્ધ શબ્દો "Philanthropic activity with philosophic calm." પ્રકાશ ફેલાવતા. કોઇ વાર

તત્ત્વજ્ઞાનના શિખરે વિરાજીને પૃથ્વી ઉપર નજર કરતાં જાણે જીવનનું રંગબેરંગી સ્વરૂપ શેલીના શબ્દોમાં ઉતારતાઃ

Life like a dome of many-coloured glass,
Stains the white radiance of Eternity.

તો કોઈ વાર

'At once far off and near.'

એમ 'અક્ષરનાદ' દૂર અને પાસે એક સાથે સંભળાય છે એ વર્ડ્ઝવર્થની પંક્તિ અનુભવમાં ગોઠવવાનું કહેતા.

એક વાર જગતનું મિથ્યાત્વ સમજાવતાં મેકબેથે ઉચ્ચારેલી લીટીઓ બહુ અસરકારક રીતે પોતે અમારી સમક્ષ ઉતારીઃ

It is a tale told by an idiot full of sound and fury, signifying nothing."

વળી જગતનાં સર્વ તત્ત્વદર્શનો પરમાત્માનો પાર પામતાં નથી એમ કહેતાં એમના પ્રિય કવિ ટેનિસનની નીચેની પંક્તિઓ અન્તરની ઊંડી ગુફામાંથી જાણે કોઇ પરમ નાદ રૂપે બહાર પ્રકટતી :

"Our little systems have their day;
They have their day and cease to be;
They are but broken lights of thee,
And thou oh lord! art more than they."

સાથે સાથે પોતે ઉમેરતા કે મનુષ્યની બુદ્ધિ પ્રભુના સત્ય સ્વરૂપનો પાર પામી શકતી નથી એ એની મર્યાદા છે, પરંતુ જે બુદ્ધિ કરી શકતી નથી તે પ્રભુમાં પરોવાએલું ભક્તજનનું હૃદય કરે છે. એટલે એ જ કવિની નીચેની પંક્તિઓ તેથી પ્રસંગોપાત્ત સંભળાવતા.

"And Love creation's final *Law*
Thou Nature red in tooth and claw."

આમ અંગ્રેજી સાહિત્યનો ખરો નાદ પણ એમણે જ અમારામાં જગાડ્યો. અને ઊંચા સાહિત્ય તરફ અમને અભિમુખ કર્યા.

હું બી. એ.ના વર્ગમાં હતો ત્યારે એક વાર પ્રિન્સિપાલ રોબર્ટસન જેઓ અમને 'Burke's Reflections on the French Revolution' શીખવતા હતા તે કાંઈ કામસર થોડા દિવસ બહારગામ ગયા અને પોતાની ગેરહાજરીમાં બર્કનો સમય ધ્રુવસાહેબને સોંપતા ગયા. ધ્રુવસાહેબને સાંભળવા માટે વિદ્યાર્થીઓ અત્યંત ઉત્સુક બન્યા હતા તેવામાં પોતે એમની લાક્ષણિક રીતે વર્ગમાં પ્રવેશ કર્યો. વિદ્યાર્થીઓએ તાળીઓના ગડગડાટથી એમને સત્કાર્યા. પોતે પ્લેટફોર્મ ઉપર પગ મૂકી વિદ્યાર્થીઓ સમક્ષ ફર્યા અને વર્ગમાં અપૂર્વ શાન્તિ છવાઈ ગઈ. ધ્રુવસાહેબે ગંભીર રીતે કાંઈક આમ ઉચ્ચાર્યું: Perhaps you are cheering me because a professor of sanskrit comes to teach yon English. At the outset I thought I should summarily lecture to you on political philosophy but Principal Robertson has commissioned me to read ten pages of the book each turn and thus I am tied down to a particular position. However I shall try my best to intersperse Burk's political philosophy as much as possible in the course of my reading."

અમારા સદ્‌ભાગ્યે બર્કના રાજકીય તત્ત્વજ્ઞાનથી ભરેલો એક પૅરેગ્રાફ ધ્રુવસાહેબના ભાગે શીખવવાનો આવ્યો. એ વખતે વિપ્લવ અને ક્રાન્તિ વચ્ચે ધ્રુવસાહેબે અમને ભેદ દોરી બતાવ્યો. વિપ્લવ એટલે ફાળ અથવા કૂદકો અને ક્રાન્તિ એટલે ક્રમે ક્રમે ફેરફાર. સાથે સાથે Revolution અને Evolution વચ્ચેનો તફાવત જણાવી બંનેનું સ્વરૂપ અમને સમજાવ્યું તે ખરેખર અમારી દૃષ્ટિ ઉઘાડનાર એક અપૂર્વ પ્રસંગ હતો એમ આજ પણ મને જણાય છે.

ઘણું કરીને ૧૯૧૪ના વર્ષમાં સ્વ૦ કમળાશંકરભાઈ ટ્રેનિંગ કૉલેજમાંથી નિવૃત્ત થયા તે વખતે ધ્રુવસાહેબે એક સુંદર ભાષણ આપ્યું હતું તેનો મહત્ત્વનો ભાગ સ્મૃતિમાં કોતરાઈ ગયો છે. પ્રથમ કમળાશંકરભાઈના પોતે શિષ્ય થાય એ હકીકતનો નિર્દેશ કરી, એમની વિદ્વત્તાનાં વખાણ કર્યાં. ત્યારબાદ શિક્ષકની જવાબદારી કેટલી મહાન છે એ વસ્તુનું સૂચન

that not this world of fleeting shadows but God is man's true Home. Our world is a vale of tears and God alone is its abiding place." આગળ ચાલતાં પોતે કહ્યું કે મહાભારતનો આ પ્રધાન ઉપદેશ જે સમગ્ર કાવ્યને એકતા અર્પે છે તે 'અનુક્રમણી'માં એક ટૂંકી પંક્તિમાં નીચે પ્રમાણે મૂકવામાં આવે છે. 'भगवान्वासुदेवश्च कीर्त्यं तेऽत्र सनातनः' અર્થાત્ સનાતન ભગવાન વાસુદેવનું આમાં સંકીર્તન છે. ઇન્દ્રિયોની ચીજોમાં વાચકોને રસ ઉપજાવવા કરતાં ઘણો અધિક ઉચ્ચ હેતુ મહાભારતકારનો હતો. તેથી જ મહાભારતને અંતે 'હરિવંશ'નો ઉમેરો થયો છે અને તેમાં કૃષ્ણનું સર્વાંશે કીર્તન કરવામાં આવ્યું છે. અસાધારણ લંબાણવાળા મહાભારત કાવ્યનો મુખ્ય ઉદ્દેશ મનુષ્યમાત્રનું ગન્તવ્યસ્થાન પરમાત્મા છે તે માટે જ ભગવાનના મહિમાથી ભરપૂર ભરેલું હરિવંશ લખાયું છે. આનન્દવર્ધનના મત પ્રમાણે મહાભારતનો સમસ્ત ઉપદેશ ભગવદ્ગીતા નામના એક જ ખંડમાં અત્યંત સુન્દર અને અસરકારક રીતે કેન્દ્રિત થયો છે.

આટલો ઉપોદ્ઘાત કર્યા પછી શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય, મધુસૂદન સરસ્વતી, શ્રીધરસ્વામી વગેરે ભગવદ્ગીતાના ટીકાકારોની પ્રસ્તાવનામાંથી એમના ગીતાના અર્થદર્શનનું સ્વરૂપ અમને ધ્રુવસાહેબે સમજાવ્યું.

ભગવદ્ગીતાની શંકરાચાર્યની પ્રસ્તાવનામાં "द्विविधो हि वेदोक्तो धर्मः; प्रवृत्तिलक्षणो निवृत्तिलक्षणश्च" એમ પ્રવૃત્તિ અને નિવૃત્તિ અથવા કર્મ અને સંન્યાસ (Work and leisure) બંને અતિપ્રાચીન છે અને સૃષ્ટિના આરંભકાળથી બંને પ્રવર્તે છે. ઉપનિષદ્કાળ કરતાં પણ નિવૃત્તમાર્ગ જૂનો છે. એમ કહી ધ્રુવસાહેબે અમને જણાવ્યું કે શંકરાચાર્યના મત પ્રમાણે અર્જુન એ શ્રેષ્ઠ અધિકારી નથી; પરંતુ મધ્યમ અધિકારી છે. અને તેથી જ ગીતામાં જ્ઞાન કરતાં કર્મ ઉપર અને સંન્યાસ કરતાં સ્વધર્મ ઉપર અધિક ભાર મૂકવામાં આવ્યો છે. અધિકારભેદ પરત્વે ગીતાની નીચેની પંક્તિઓમાં બહુ સ્પષ્ટતાથી રજુ થાય છે.

आरुरुक्षोर्मुनेर्योगं कर्मकारणमुच्यते।
योगारूढस्य तस्यैव शमःकारणमुच्यते ॥

યાદ રાખો કે અર્જુન "આરુરુક્ષુ" છે; યોગારૂઢ નથી. વળી, શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં જ્ઞાનનું મહત્ત્વ ઘણું આપ્યું છે તે પણ લક્ષમાં રાખવાનું છે. અર્જુનને જ પોતે કેટલું બધું જ્ઞાન આપ્યું? શ્રીકૃષ્ણ જ્ઞાનનાં કેવાં સૂત્રો ઉચ્ચારે છે તે પણ જુઓઃ

'न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते'
'ज्ञानी त्वात्मैव मे मतम्'
'ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति' ; ઇત્યાદિ.

આમ અધિકારનો ભેદ લક્ષમાં રાખવાનું અમને કહેતા છતાં જ્ઞાનનું મહત્ત્વ નહિ ભૂલવાની પણ ચેતવણી આપી.

ભગવદ્‌ગીતાની "અમૃતતરંગિણી" ટીકાની પ્રસ્તાવના ઉપર ધ્રુવસાહેબે કરેલી ટીકા પણ સ્મરણમાં આવે છેઃ—

સુમતિ અને કુમતિ અર્થાત્ સારાખોટાનું ખાસ ધોરણ એ ટીકામાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે. તે ખરાબર નથી. ટીકાકાર કહે છેઃ **भगवद् प्रियस्य भगवद् विक्रीडितस्य कार्योन्मुखीमतिः सुमतिः- तद्विरुद्धामतिः कुमतिः।** આ ઉપર ધ્રુવસાહેબે કહ્યું કે "Unless he is prepared to recognise the essential oneness of **जीवात्मा** and **परमात्मा**, then **जीवात्मा** can render willing obedience to **परमात्मा**. The **जीवात्मा** can do so only if he find within him his true self. Otherwise it would be but obedience externally compelled i. e. slavery. The famous utterance 'Thy will be done' can be justified to reason only if the two wills are really one. Now when man ceases to will separately, he has also ceased to live separately. The Divine will is to him God's life. This is the realization of the great truth of **तत्त्वमसि.**





ગીતાનો અર્થ સમજાવતાં પોતે એક પ્રશ્ન ઉપસ્થિત કર્યો:

'ગીતા' એટલે 'ગાયેલી' એમ સ્ત્રીલિંગ કેમ? દરેક અધ્યાયને અંતે 'भगवद्गीतासूपनिषत्सु' એમ આવે છે એ એમ બતાવે છે કે 'ગીતા' એ 'उपनिषद्' શબ્દ જે સંસ્કૃતમાં નારીજાતિમાં વપરાય છે તેનું વિશેષણ છે, તેથી 'ગીતા' એમ સ્ત્રીલિંગનો પ્રયોગ થયો છે. ગીતા એ ઉપનિષદના તત્ત્વવિચારોનું દોહન છે અર્થાત્ સર્વ ઉપનિષદોનો એકત્ર કરેલો સાર છે.

આ સત્ય અમારાં ચિત્તમાં ઠસાવ્યા પછી એક બીજો પ્રશ્ન પૂછયો કે 'ગીતા'ને 'યોગશાસ્ત્ર' કેમ કહેલ છે? 'યોગ' એટલે જીવાત્માનું પરમાત્મા સાથે જોડાણ (યુજ્=જોડવું). જે જ્ઞાન જીવાત્માને પરમાત્મા સાથે જોડે તે જ્ઞાનયોગ જે કર્મ જીવાત્માને પરમાત્મા સાથે જોડે તે કર્મયોગ. જે ભક્તિ જીવાત્માને પરમાત્મા સાથે જોડે તે ભક્તિયોગ. આ અર્થમાં 'ગીતા' 'યોગશાસ્ત્ર' છે એમ ગીતાનો પરમ ઉપદેશ અમને ચિત્તમાં સ્થિર કરવા જણાવ્યું.

ધ્રુવસાહેબના ગીતાના અધ્યાપનમાંથી અમે રસના અનેક ઘૂંટડા પીધા છે. બીજા અધ્યાયમાં 'આત્માના અમૃતત્વ'નો સિદ્ધાન્ત અમારામાં બુદ્ધિનો નિશ્ચય થાય તે માટે પરમ વિશદતાથી અમને સમજાવ્યો.

પ્રથમ તો The Doctrine of Immortality is the foundation of Ethics' અર્થાત્ અમૃતત્વનો સિદ્ધાન્ત એ નીતિશાસ્ત્રનો પાયો છે એમ સૂત્ર ઉપસ્થિત કર્યું.

આ પ્રશ્નના ઉત્તરમાં કઠોપનિષદ, Sidgwick's Methods of Ethics, અને પ્લેટો તથા કૅન્ટના વિચારોનો ધ્રુવસાહેબે અમારી સમક્ષ છૂટથી ઉપયોગ કર્યો. પ્રથમ 'શ્રેય' અને 'પ્રેય'નો અર્થાત્ 'કર્તવ્ય' અને 'સુખ'નો ભેદ અમારે સમજવો જોઇએ. અલબત્ત, ઇન્દ્રિયોનું સુખ —creature comforts—તે સુખ નહિ. મિલ કહે છે તેમ સૉક્રેટિસ અને ડુક્કરના સુખના ખ્યાલ વચ્ચે વિવાદનો પણ પ્રશ્ન રહેતો નથી. નચિકેતા હાથી, ઘોડા, નૃત્ય, ગીત, રાજ્ય, સ્ત્રી, આદિ પદાર્થોથી લોભાતો નથી, કારણ કે તે આત્માની નિત્યતાના સાક્ષાત્કારમાં બાધક છે, પરન્તુ અહીં એક સૂક્ષ્મ વિવેક કરવાનો રહે છે. કર્તવ્ય અને સુખ બહુ વિરુદ્ધ છે એ

સામાન્ય સમજણું છે. સુખ નિર્દિષ્ટ વસ્તુ નહિ પરંતુ આનુષંગિક હોય તો તે ભોગવો. જગતના કલ્યાણની સાથે આપણું કલ્યાણ થાય તો ને થવા દેવું અને પરિણામે સુખ મળે તો તે ભોગવવું. હમેશાં સુખ અને કર્તવ્ય સાથે ન જોડાય એવું આ જગતનું સ્વરૂપ નથી. કર્તવ્યના પરિણામરૂપે મનુષ્ય સુખ ભોગવતો હોય માટે એ દુષ્ટ છે એમ માનવું એ ખોટો સંન્યાસ છે. પ્રભુની સૃષ્ટિમાં જો અંધેરી નગરી ન હોય તો સુખ અને કર્તવ્ય મળવાં જોઈએ—કદાચ આ જન્મે નહિ તો જન્માન્તરે પણ. કૅન્ટ કહે છે તેમ "Virtue and happiness are sure to be reconciled if not in this life hereafter" આ નૈતિક શ્રદ્ધા (moral faith) જ આત્માની નિત્યતાનો ખુલાસો કરે છે. કૅન્ટ Moral Argument યાને નૈતિક દલીલથી પ્રતિપાદન કરે છે કે જો આત્મા નિત્ય ન હોય તો સમસ્ત નીતિશાસ્ત્ર નિરર્થક છે. આત્માની નિત્યતાને લઈને જ નીતિ શકય બને છે. વળી સોક્રેટિસે ઉચ્ચારેલું સિજ્વિકનું અવતરણ પણ અમને કહી સંભળાવ્યું: "If the Rulers of the universe do not prefer a just man to the unjust, it is better to die than to live."

આટલાથી આત્માની નિત્યતા અમારા ચિત્તમાં ન ઠરે તો ધ્રુવસાહેબે સહેજ રૂપાન્તર કરીને અમને સમજણ પાડી. જેમ વિજ્ઞાન જે પ્રત્યક્ષનો વિષય છે તેમાં પણ કાર્યકારણનો સિદ્ધાન્ત અગાઉથી સ્વીકારીને આગળ ચાલવું પડે છે, તેમ ધર્મ જે પરોક્ષનો વિષય છે તેમાં અમુક સિદ્ધાન્ત આગળથી સ્વીકારીને ચાલવું પડે તો આશ્ચર્ય નથી. ગણિતમાં તમે 'ક્ષ' નામનો કોઈ અજ્ઞાત પદાર્થ સ્વીકારો છો જ. પ્લેગ અને કૅન્સરનાં સર્વ કારણો વૈજ્ઞાનિકો શોધી શકયા નથી, તથાપિ પ્રત્યેક કાર્યને કારણ હોય છે અને સમાન કારણ સમાન કાર્યને ઉત્પન્ન કરે છે એ પોતાના નિયમમાં વિજ્ઞાનશાસ્ત્રીની શ્રદ્ધા અચલ છે. આ જ રીતે આ જીવનમાં સુખ અને કર્તવ્ય કદાપિ સાથે ન જોડાય તો જન્માન્તરે પણ સાથે જોડાવાનાં જ એ પ્રકારની આત્માની નિત્યતાની ધાર્મિક આત્માની શ્રદ્ધા અચલ છે.

જીવન, મૃત્યુ અને અમૃતત્વના આ રસિક પ્રશ્નના નિરૂપણમાં ધ્રુવસાહેબની વાણીમાં મેં ઋષિની વાણીનો ઉદ્દઘોષ સાંભળ્યો હતો. જે

વિષયનું સત્ત્વ એમના આત્માના અંશ-પ્રત્યંશમાં વ્યાપી રહ્યું હતું, તેનું સ્વરૂપદર્શન પરમ સામર્થ્યથી એમણે અમને કરાવ્યું. સમસ્ત પ્રશ્નનું સમાપન કરતા શ્રદ્ધા અને વક્તૃત્વનો કોઇ વિરલ સમન્વય કરીને ધ્રુવસાહેબે સંકેલ્યું:—

"Philosophy is the meditation on Death according to Plato and this exactly corresponds with the story of Nachiketas who learnt from यम the secret of Immortality. Gentlemen, remember that death is not annihilation. It is merely a change. There is no absolute destruction. The Bhagavad Gira preaches a two-fold immortality, viz, the immortality of Transmigration and the metaphysical immortality. According to the former the आत्मा is immortal as persisting through an endless cycle of births and deaths, and according to the latter the आत्मा is beyond the infinite cycle of births and deaths. He is the metaphysical background of all change and is Himself changeless."

ભગવદ્‌ગીતાનો બીજો અધ્યાય એ સૂત્રાધ્યાય છે અને પાછળના બધા અધ્યાયો એ સૂત્રો ઉપર વિવરણ-રૂપે છે એમ ધ્રુવસાહેબે અમને ધ્યાનમાં રાખવાનું કહ્યું. બીજા અધ્યાયમાં જે 'न जायते म्रियते वा कदाचित्' ઇત્યાદિ પંક્તિઓમાં પ્રતિપાદન કરેલું ઊંચા પ્રકારનું અમૃતત્વ—Metaphysical Immortality—જે ધ્રુવસાહેબના સમસ્ત જીવનમાં ઊતર્યું હતું અને જે ભ. ગી.નું ઉપદેશરહસ્ય છે તે વિષે પોતે નીચે પ્રમાણે કહ્યું:

"The philosophy of the भ. गी. is not pantheistic in the ordinary sense of the word. Universe, the sum total of sense, perceptions, categories of understanding etc. in brief, all individual consciosness is relative

to the mind whose universe of consciousness it is. This is माया and the teaching of the भ: गी. consists in the precept of rising above this माया i. e. above individualism or particularism. The Universal in us and in Nature is the all-embracing reality which we call God. the निर्वाण of the भ. गी., the state of the highest bliss and highest realisation is not a state of passivity as is sometimes supposed–especially in connection with Buddhism, but a state of highest activity. It is called निर्वाण or peace simply because in this state of the highest beatitude there is no restlessness. (A free flow of energy is not the same as restlessness)."

મનુષ્યની આ સ્વરૂપસિદ્ધિ (the realization of man's highest nature or self-realization) માટે ભગવદ્‌ગીતાએ જ્ઞાનયોગ, કર્મયોગ અને ભક્તિયોગ એમ ત્રણ માર્ગો પ્રતિપાદન કર્યાં છે. એક વાર નીચે પ્રમાણે આકૃતિ કાઢીને અમારા ચિત્તમાં એ ઉતાર્યું હતું.

પરમાત્મા—God



ભગવદ્‌ગીતાના દશમા અધ્યાયના એક શ્લોકનું વિવરણ કરતાં રામાનુજભાષ્યને લક્ષમાં રાખીને પોતે કહ્યું:

જ્ઞાન એની ઉત્પત્તિ માટે શ્રવણ, મનન અને નિદિધ્યાસનની અપેક્ષા રાખે છે. જેમ દીવો, તેલ, દિવેટ અને અગ્નિની અપેક્ષા રાખે છે તેમ. પરંતુ એક વાર જ્ઞાનની ઉત્પત્તિ થાય અને અજ્ઞાનનો નાશ થાય એટલે દીવાની પેઠે એના ઉપર સતત ધ્યાન રાખવું પડતું નથી; કારણ કે જ્ઞાન એ સત્યનો આવિર્ભાવ, એનું પ્રાગટ્ય છે. એ મનની કૃત્રિમ રીતે ઉત્પન્ન કરેલી સ્થિતિ નથી. જો એમ હોય તો મોક્ષ અનિત્ય થાય.

ભગવદ્‌ગીતાનો તેરમો અધ્યાય સમજાવતાં પ્રકૃતિ અને પુરુષના સંબન્ધ પરત્વે નીચેનો ચતુર્વિધ પ્રકાર કહ્યો:—

१. पुरुष denied (चार्वाक)
   = ચાર્વાકો પુરુષનો નિષેધ કરે છે.

२. पुरुष subordinated ( तार्किक )
   = તાર્કિકો પુરુષને ગૌણ ગણે છે.

३. पुरुष coordinated ( सांख्य )
   = સાંખ્યો પુરુષ અને પ્રકૃતિ બંનના દ્વન્દ્વને સમાન ગણે છે.

४. प्रकृति subordinated ( वेदान्त )
   = વેદાન્ત પ્રકૃતિને ગૌણ ગણે છે.

ધ્રુવસાહેબ પાસે 'મનુસ્મૃતિ' દ્વારા સમાજશાસ્ત્ર શીખવું એ પણ અમારા જીવનનો પરમ લહાવો હતો. મનુસ્મૃતિનું પહેલું પ્રકરણ ઈશ્વર સમ્બન્ધી ચિન્તન હોવાથી ક્ષેપક છે, એ પાશ્ચાત્ય વિદ્વાનોની સમજણ એક ભ્રાન્તિ છે, એમ અમને શરૂઆતમાં જ પોતે જણાવ્યું. "પહેલું પ્રકરણ એ ક્ષેપક નથી એટલું જ નહિ પરંતુ એ તો આખા ગ્રંથનું ભૂષણ છે કારણ કે–"Our ancients based their sociological considerations on metaphysical basis." પરમાત્મા એ જ સર્વનું–સમાજનું આદિકારણ છે–એ જ સાચી સમજણ છે.

વળી બ્રહ્મ અને ક્ષત્ર–The Relation between the church and the state–પ્રતિપાદન કરતાં કહ્યું કે બ્રાહ્મણો શાસ્ત્રકારો હતા અને ક્ષત્રિયો લોકોમાં એ શાસ્ત્રોના નિયમોનું પરિપાલન કરનાર-કરાવનાર હતા. આ પ્રશ્નની છણાવટ કરતાં હર્બર્ટ સ્પેન્સરના Stateનો પોતે ઉલ્લેખ કર્યો હતો.

બીજું, મનુસ્મૃતિકાર અપરાધી વિપ્રનો વધ કરવાની ના પાડે છે તે સંબન્ધી પોતે જણાવ્યું કે આમાં બ્રાહ્મણો પ્રત્યે ખાસ પક્ષપાત હતો એમ સમજવાનું નથી. આ પ્રશ્નને જરા ઊંચી દૃષ્ટિએ સમજવાનો છે: In those days the Brahmanas were the sole custodians of learning. Why should the society suffer for the fault of an individual Brahmana? Consequently the Brahmana was not killed but was rightly exiled in a place where he could not obtain the waters of "सरस्वती."

મનુસ્મૃતિના સમયમાં એક વાર સ્ત્રીની પદવી વિષે પ્રકરણ ચાલતું હતું. પુરુષે સ્ત્રી પ્રત્યે કેવી રીતે વર્તવું જોઇએ એ સંબન્ધી ધ્રુવસાહેબે પોતાનું રસિક સંસ્મરણ અમને કહ્યું:

"મહેસાણાનું સ્ટેશન હતું. ઉનાળાની ઋતુ હતી. એપ્રિલ મહિનો ચાલતો હતો. બપોરના બે વાગ્યા હતા. તાપ અસહ્ય હતો! મુસાફરોને પુલ ઓળંગીને બીજી તરફ જઈ શકાય તેમ હતું. એક પુરુષ પોતાની પત્ની સાથે દાદરો ચઢતો હતો. એની પત્નીના માથા ઉપર ટ્રંક હતી અને હાથમાં બચકો હતો. વળી આ ભાર જાણે ઓછો હોય તેમ, તેનું શરીર માથાથી તે પગ સુધી ભારે અલંકારોથી લાદ્યું હતું. અલબત્ત, એનો પતિ એ પ્રેમાળ પતિ હશે! (of course he must be a loving husband!) પરંતુ એ છેલબટાઉની પેઠે તદ્દન બેદરકારીથી એક માત્ર સોટી હાથમાં રાખીને એની નજીક ચાલતો અને પેલી બિચારી પરસેવાથી રેબઝેબ થઇને દાદર ચઢતી ઊતરતી હતી."

આમ કહીને, "તમારા જેવા ઉછરતા સમાજસેવકોએ આ સ્થિતિ

ધ્યાનમાં રાખવાની છે અને એમાં સુધારો કરવાનો છે." એમ અમને સલાહ આપી.

"ऋतौ भार्यामुपेयात्" એ મનુસ્મૃતિકારનું વચન સમજાવતાં, ટીકાકારોએ 'एव' શબ્દ મૂક્યો નથી એમાં સ્મૃતિકારની જે સ્તુતિ કરી છે તે સર્વથા યોગ્ય છે એમ પોતે કહ્યું અને ઉમેર્યું છે કે, "Our ancients were wise enough not to qualify this statement. It was left to individual nature and culture."

વળી, માંસભક્ષણ મદ્ય અને મૈથુનમાં દોષ નથી–न मांसभक्षणे दोष न मद्ये न च मैथुने। प्रवृत्तिरेषा भूतानां–निवृत्तिस्तु महाफला ॥—એ મનુની પંક્તિમાં અનુવાદ અને વિધિના સ્વરૂપોની સમજણ ધ્રુવસાહેબે અમને પાડી. વસ્તુસ્થિતિ Is અને શું હોવું જોઈએ –Ought–વિષે પોતે ભેદ દોર્યો. પ્રકૃતિ અને નીતિની સ્થિતિ વચ્ચે ટૉમસ હક્સલીએ એના 'Evolution and Ethics' નામના ગ્રન્થમાં દોરેલો ભેદ પોતે સચોટ રીતે અમને કહી સંભળાવ્યો. પ્રાણી તરીકે જીવવું હોય તો એ ભૂતમાત્રની પ્રવૃત્તિ છે. પરંતુ સાચા મનુષ્ય તરીકે જીવવું હોય તો એમાંથી નિવૃત્ત થવાનું છે એ મનુનો આશય અમને કહ્યો

'નિયોગ' (Levirate)ના રિવાજ વિષે પણ ઐતિહાસિક હકીકત પૂર્વ અને પશ્ચિમના સામાજિક ઇતિહાસ દ્વારા પોતે વિસ્તારથી કહી અને છેક આપણા ભરવાડોમાં ચાલતા દેરવટાની વાત પણ કરી. આ નિયોગના રિવાજમાં મનુસ્મૃતિમાં સંયમ ઉપર અને તેટલો ભાર મૂકવામાં આવ્યો છે. મનુ કહે છે તેમ:

'एकमुत्पादयेत् पुत्र न द्वितीयं कथचन'

અને પછી,

'गुरुवच्च स्नुषावच्च वर्तेयातां परस्परम्'

એ વચનો ધ્યાનમાં રાખવા અમને ભારપૂર્વક કહ્યું. વળી એમ પણ કહ્યું કે 'વેન રાજાના રાજ્યમાં આ રિવાજ દાખલ થયો એ એમ સૂચવે છે કે એ સામાજિક અવ્યવસ્થામાંથી જન્મેલો છે.' છેવટે આખો પ્રસંગ સંકેલતાં

કહે કે સ્મૃતિકારને પ્રચલિત રિવાજો ધ્યાનમાં લેવા પડે છે, એનાથી એ વિષે આંખ આડા કાન કરી શકાય નહિ; વસ્તુસ્થિતિ જેવી છે તેવી જ એણે નોંધવી પડે છે. પરંતુ આવા પ્રકારના સંયમરહિત રિવાજોનું કાળક્રમે સ્વાભાવિક મૃત્યુ કેમ થાય એ રીતે એ પોતાનું દૃષ્ટિબિન્દુ મૂકે છે એ ખાસ લક્ષમાં રાખવું. અર્થાત્ અનુવાદ સાથે સ્મૃતિકાર જે વિધિ–અભિનવ આદેશ–રજૂ કરે છે તે સમાજની ઉન્નતિનો ખરો સાધક છે એમ સમજવું.

'**न स्त्री स्वातन्त्र्यमर्हति**' એ સૂત્ર પણ બહુ સુન્દર રીતે અમને સમજાવ્યું. મૂળ શ્લોક નીચે પ્રમાણે છેઃ

**पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।**
**पुत्रस्तु स्थविरे भावे न स्त्री स्वातन्त्र्यमर्हति ॥**

આ શ્લોક સ્ત્રીઓની અશક્તિઓ ગણાવવા માટે નથી, પરંતુ એના અધિકારોનું વર્ણન કરે છે. અર્થાત્ પિતા કૌમાર અવસ્થામાં સ્ત્રીનું રક્ષણ કરે છે જ; પતિ યૌવનમાં રક્ષણ કરે છે જ; પુત્રનું કર્તવ્ય વાર્ધક્યમાં રક્ષણ કરવાનું છે. આમ સ્ત્રીને પોતાનું તન્ત્ર પોતે રચે એવી સ્થિતિમાં મૂકવી ન જોઈએ અર્થાત્ એનું તન્ત્ર રચવામાં પુરુષે સહાયક થવું જોઈએ.

મનુસ્મૃતિમાં 'ક્ષેત્ર અને બીજ'ના પ્રશ્નની ચર્ચામાં પોતે અમને "મેન્ડેલિયન ડૉક્ટ્રિન" સમજાવ્યો અને કહ્યું કેઃ "પાછલી પેઢીના અધ્યાપકો અને વિદ્યાર્થીઓ વચ્ચે આવા પ્રશ્નોના વિવેચનમાં પડદો રહેતો પરંતુ આજ એવો સમય આવ્યો છે કે લોકોમાં શાસ્ત્રીય જ્ઞાનની બહુ જરૂર છે. એટલે હું એ પડદો ખસેડીને જ તમારી પાસે વસ્તુ રજૂ કરું છું." અને ત્યાર પછી 'Sperm' અને 'Ovum'ની પરિભાષામાં આખો પ્રશ્ન ચર્ચ્યો. એટલું જ નહિ પણ "I shall ask my friend Prof. Thanawala to show you the human spermatozoa etc."

અલબત્ત, એ વાત એટલેથી જ અટકી.

મનુસ્મૃતિના અભ્યાસમાં ધ્રુવસાહેબે અમને કુલ્લુક ભટ્ટ અને મેધાતિથિની સંસ્કૃત ટીકાઓ અને હૉપ્કીન્સ અને બ્હુલરની અંગ્રેજી પ્રતો વાંચવાની ખાસ ભલામણ કરી હતી. ડૉ. બ્હુલરની પ્રસ્તાવના

ધ્યાનમાં રાખવાની છે અને એમાં સુધારો કરવાનો છે." એમ અમને સલાહ આપી.

"ऋतौ भार्यामुपेयात्" એ મનુસ્મૃતિકારનું વચન સમજાવતાં, ટીકાકારોએ 'एव' શબ્દ મૂક્યો નથી એમાં સ્મૃતિકારની જે સ્તુતિ કરી છે તે સર્વથા યોગ્ય છે એમ પોતે કહ્યું અને ઉમેર્યું છે કે, "Our ancients were wise enough not to qualify this statement. It was left to individual nature and culture."

વળી, માંસભક્ષણ મદ્ય અને મૈથુનમાં દોષ નથી–न मांसभक्षणे दोष न मद्ये न च मैथुने। प्रवृत्तिरेषा भूतानां–निवृत्तिस्तु महाफला॥—એ મનુની પંક્તિમાં અનુવાદ અને વિધિના સ્વરૂપોની સમજણ ધ્રુવસાહેબે અમને પાડી. વસ્તુસ્થિતિ Is અને શું હોવું જોઈએ –Ought–વિષે પોતે ભેદ દોર્યો. પ્રકૃતિ અને નીતિની સ્થિતિ વચ્ચે ટોમસ હક્સ્લીએ એના 'Evolution and Ethics' નામના ગ્રન્થમાં દોરેલો ભેદ પોતે સચોટ રીતે અમને કહી સંભળાવ્યો. પ્રાણી તરીકે જીવવું હોય તો એ ભૂતમાત્રની પ્રવૃત્તિ છે. પરંતુ સાચા મનુષ્ય તરીકે જીવવું હોય તો એમાંથી નિવૃત્ત થવાનું છે એ મનુનો આશય અમને કહ્યો

'નિયોગ' (Levirate)ના રિવાજ વિષે, પણ ઐતિહાસિક હકીકત પૂર્વ અને પશ્ચિમના સામાજિક ઇતિહાસ દ્વારા પોતે વિસ્તારથી કહી અને છેક આપણા ભરવાડોમાં ચાલતા દેરવટાની વાત પણ કરી. આ નિયોગના રિવાજમાં મનુસ્મૃતિમાં સંયમ ઉપર બને તેટલો ભાર મૂકવામાં આવ્યો છે. મનુ કહે છે તેમઃ

'एकमुत्पादयेत् पुत्रं न द्वितीयं कथचन'

અને પછી,

'गुरुवच्च स्नुषावच्च वर्तेयातां परस्परम्'

એ વચનો ધ્યાનમાં રાખવા અમને ભારપૂર્વક કહ્યું. વળી એમ પણ કહ્યું કે 'વેન રાજાના રાજ્યમાં આ રિવાજ દાખલ થયો એ એમ સૂચવે છે કે એ સામાજિક અવ્યવસ્થામાંથી જન્મેલો છે.' છેવટે આખો પ્રસંગ સંકેલતાં

કહે કે સ્મૃતિકારને પ્રચલિત રિવાજો 'ધ્યાનમાં લેવા પડે' છે, એનાથી એ વિષે આંખ આડા કાન કરી શકાય નહિ; વસ્તુસ્થિતિ જેવી છે તેવી જ એણે નોંધવી પડે છે; પરંતુ આવા પ્રકારના સંયમરહિત રિવાજોનું કાળક્રમે સ્વાભાવિક મૃત્યુ કેમ થાય એ રીતે એ પોતાનું દષ્ટિબિન્દુ મૂકે છે એ ખાસ લક્ષમાં રાખવું. અર્થાત્ અનુવાદ સાથે સ્મૃતિકાર જે વિધિ–અભિનવ આદેશ–રજૂ કરે છે તે સમાજની ઉન્નતિનો ખરો સાધક છે એમ સમજવું.

'न स्त्री स्वातन्त्र्यमर्हति' એ સૂત્ર પણ બહુ સુન્દર રીતે અમને સમજાવ્યું. મૂળ શ્લોક નીચે પ્રમાણે છે:

पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।
पुत्रस्तु स्थविरे भावे न स्त्री स्वातन्त्र्यमर्हति ॥

આ શ્લોક સ્ત્રીઓની અશક્તિઓ ગણાવવા માટે નથી, પરંતુ એના અધિકારોનું વર્ણન કરે છે. અર્થાત્ પિતા કૌમાર અવસ્થામાં સ્ત્રીનું રક્ષણ કરે છે જ; પતિ યૌવનમાં રક્ષણ કરે છે જ; પુત્રનું કર્તવ્ય વાર્ધક્યમાં રક્ષણ કરવાનું છે. આમ સ્ત્રીને પોતાનું તન્ત્ર પોતે રચે એવી સ્થિતિમાં મૂકવી ન જોઇએ અર્થાત્ એનું તન્ત્ર રચવામાં પુરુષે સહાયક થવું જોઇએ.

મનુસ્મૃતિમાં 'ક્ષેત્ર અને બીજ'ના પ્રશ્નની ચર્ચામાં પોતે અમને "મૅન્ડેલિયન ડૉક્ટ્રિન" સમજાવ્યો અને કહ્યું કે: "પાછલી પેઢીના અધ્યાપકો અને વિદ્યાર્થીઓ વચ્ચે આવા પ્રશ્નોના વિવેચનમાં પડદો રહેતો પરંતુ આજ એવો સમય આવ્યો છે કે લોકોમાં શાસ્ત્રીય જ્ઞાનની બહુ જરૂર છે. એટલે હું એ પડદો ખસેડીને જ તમારી પાસે વસ્તુ રજૂ કરું છું." અને ત્યાર પછી 'Sperm' અને 'Ovum'ની પરિભાષામાં આખો પ્રશ્ન ચર્ચ્યો. એટલું જ નહિ પણ "I shall ask my friend Prof. Thanawala to show you the human spermatozoa etc."

અલબત્ત, એ વાત એટલેથી જ અટકી.

મનુસ્મૃતિના અભ્યાસમાં ધ્રુવસાહેબે અમને કુલ્લુક ભટ્ટ અને મેધાતિથિની સંસ્કૃત ટીકાઓ અને હોપકીન્સ અને બ્હુલરની અંગ્રેજી પ્રતો વાંચવાની ખાસ ભલામણ કરી હતી. ડૉ. બ્હુલરની પ્રસ્તાવના

સામાન્ય રીતે વિદ્યાર્થીઓને સમજવી કઠિન લાગવાથી એનો સંક્ષિપ્ત સાર (synopsis) તૈયાર કરીને પોતે અમને આપ્યો હતો. ડૉ. બ્હુલરની વિદ્વત્તાનાં પોતે વખાણ કરતા પરંતુ એ જર્મન હોવાથી એની પ્રસ્તાવનાનું અંગ્રેજી કિલષ્ટ હતું એમ કહેતા. ધ્રુવસાહેબનું એક વચન ખાસ યાદ આવે છે: Dr. Peterson was not half so good a Scholar as Dr. Buhler was...ડૉ. પીટરસનની કાદમ્બરીની આવૃત્તિ અને ડૉ. બ્હુલરની મનુસ્મૃતિની આવૃત્તિના મૂલ્યાંકનના સંબન્ધમાં પૂર્વોક્ત ટીકા પોતે કરી હતી.

+ + × +

બી. એ.ના વર્ગમાં ઋગ્વેદનાં થોડાંક સૂક્તો, તર્કભાષા અને કાવ્યપ્રકાશ પણ અમે ધ્રુવસાહેબ પાસેથી જ શીખ્યા.

ઋગ્વેદસંહિતામાં એકેશ્વરવાદ પ્રવર્તે છે અને એમાં પ્રકૃતિપૂજા, કે અનેકદેવવાદ નથી એ હકીકત અમને વિસ્તારથી કહી હતી. પ્રત્યેક દેવ એ પરમાત્માનું વિશેષણ છે અને એક જ સતરૂપ પરમાત્માને, વિશ્વરૂપ, વિશ્વના અન્તરાત્મારૂપ અને વિશ્વની પાર રહેલા પર આત્મારૂપે વર્ણવેલો છે. આમ પરમાત્માનું Transcendental અર્થાત્ વિશ્વની પાર રહેલું 'પર' સ્વરૂપ અને વિશ્વના અને મનુષ્યના અન્તરાત્મારૂપે રહેલું 'આન્તર' Immanent સ્વરૂપ એમ સમગ્ર સ્વરૂપ એક સાથે સ્વીકારવામાં આવ્યું છે. હિરણ્યગર્ભ–પ્રજાપતિનું સૂક્ત સમજાવતાં પ્રજાપતિ, એ હકસલી કહે છે તેમ, પ્રકૃતિ અને નીતિ અથવા દેવો અને અસુરો એ બંનેનો અન્તરમાં સમાવેશ કરતી અને બંનેથી અધિકતર વિશ્વવ્યાપક શક્તિ (Cosmic Reality) છે એમ ધ્રુવસાહેબે પ્રસ્તાવ કર્યો હતો. સૂક્તમાં આગળ આવતી બે પંક્તિઓ

यस्य छाया अमृतं यस्य मृत्युः
कस्मै देवाय हविषा विधेम ।

આવતાં, મૃત્યુ અને અમૃતને પ્રજાપતિરૂપ પરમાત્માની છાયા કેમ કહેલ છે એ પ્રશ્ન પૂછ્યો. અને ભગવદ્ગીતાના બે પ્રકારના અમૃતત્વનું સ્મરણ કરાવ્યું. 'જેની અમૃત અને મૃત્યુ છાયા, છે' એમાં ઊતરતા પ્રકારનું

અમૃતત્વ અર્થાત્ Immortality of Transmigration નિર્દિષ્ટ છે એમ અમને કહ્યું.

ઇન્દ્રનું એક સૂક્ત અમારે શીખવાનું હતું. એમાં ઇન્દ્ર સોમરસનું પાન કરીને ઉન્મત્તની પેઠે 'હું દેશકાળથી પર છું' ઇત્યાદિ બોલે છે. એ ઉપરથી અમેરિકન પ્રો. બ્લુમફીલ્ડ એને 'Drunkard's hymn' કહીને નિન્દે છે. પરંતુ ધ્રુવસાહેબે કહ્યું કે આ તે Spirituous liquor છે કે Spiritual liquor છે ? અર્થાત્ ઉન્માદપ્રેરક સોમરસ ઇન્દ્રે પીધો હતો કે અધ્યાત્મરસનું પાન કર્યું હતું ? પહેલી થોડીક પંક્તિઓમાં ભલે સોમરસની ભ્રાન્તિ થાય પરંતુ સૂક્ત આગળ ચાલે છે ત્યાં તો દેશકાળ અને વસ્તુસ્થિતિથી પર આધ્યાત્મિક જીવનનું જ એમાં સ્પષ્ટ વર્ણન છે એમ પોતે દૃઢતાથી પ્રતિપાદન કર્યું.

\+ \+ \+ \+

એક વાર 'તર્કભાષા'ના સમયમાં ઘેરથી નોકર પુસ્તકોની 'બૅગ' ગાડીમાં મૂકવી ભૂલી ગયો એટલે પુસ્તક વગર (એક જ વખત આમ બન્યું હતું) પોતે વર્ગમાં આવ્યા. કોઇ વિદ્યાર્થી પાસેથી પણ પુસ્તક માગ્યું નહિ પરંતુ કાંઇક નીચે પ્રમાણે કહ્યું:

"આપણા પ્રાચીન સંન્યાસીઓ સંન્યાસ ધારણ કરતા ત્યારે કોઇ પણ વસ્તુ—ઉપનિષદનો ગુટકો પણ—સાથે રાખતા નહિ. જેણે જ્ઞાનની સેવામાં સમસ્ત જીવન સમર્પણ કર્યું હોય તેને સંન્યાસની અવસ્થામાં પુસ્તકનો શો ખપ હોય ? એવા સંન્યાસીએ તો આત્મામાં જ સર્વ સંઘર્યું હોય. આપણે પણ આજ એ મહાપુરુષોના એક અંશ માત્ર બની પુસ્તક વગર આપણું કામ ચલાવીએ."

આમ કહી તત્કાલ તર્કભાષાનાં સૂત્રો સ્મૃતિમાંથી એક પછી એક કાઢી જ્યાંથી અધૂરું રહ્યું હતું ત્યાંથી-ક્રમબદ્ધ રીતે પોતે આગળ ચલાવી આખા વર્ગને આશ્ચર્યચકિત કર્યો !

તર્કભાષાના અધ્યાપનમાં અનેક કઠિન પ્રશ્નોને ધ્રુવસાહેબે સહેલા કરીને અમારી સમક્ષ મૂકયા હતા. પરંતુ એ સર્વમાં અજ્ઞાન નિષેધાત્મક (negative) નહિ પરંતુ ભાવાત્મક (Positive) છે એ પ્રશ્ન કોઇ

philosophy) માં કાંઇક સત્ય હોય છે. પરમ સત્ય–Truth Absolute –એ 'અદ્વૈતવાદ'માં છે. દ્વૈતીઓ 'उभयथा द्वैतम्' માને છે; અદ્વૈતીઓ પરમાર્થતઃ अद्वैतम् અને વ્યવહારતઃ द्वैतम् માને છે.

શંકરાચાર્યનો 'અદ્વૈતવાદ' ધ્રુવસાહેબને તત્ત્વજ્ઞાનનું પરમ શિખર જણાતો અને શંકરને પોતે હિન્દુ (વેદ) ધર્મના આન્તર સુધારક (Internal Reformer) અથવા ઘરના સુધારક (Home Reformer) ગણાતા. એઓશ્રી કહેતા 'બૌદ્ધો અને આર્હતો વિરુદ્ધ શંકરાચાર્ય જો એક વાર કહે છે તો સાંખ્યો અને વેદાન્તીઓનો વીસ વાર વિરોધ કરે છે."

અમારા અભ્યાસકાળ દરમિયાન અમને આચાર્યશ્રી આનન્દશંકરભાઇનો અને મહાત્મા ગાંધીનો એમ બેવડો લાભ મળ્યો હતો. ૧૯૧૫ અને '૧૬ની સાલમાં ગાંધીજી શ્રીયુત જીવણલાલ બૅરિસ્ટરના કોચરબના બંગલામાં જ્યારે આશ્રમ સ્થાપી રહેતા હતા, ત્યારે અમે કેટલાક વિદ્યાર્થીઓ ગાંધીજી પાસે વારંવાર જતા અને ઘણા પ્રશ્નો એમને પૂછતા. ખાસ કરીને અહિંસાના વિષયમાં અમે ધ્રુવસાહેબનું દૃષ્ટિબિંદુ ગાંધીજી પાસે રજૂ કરતા અને ગાંધીજીના સિદ્ધાન્ત ધ્રુવસાહેબને સંભળાવતા. એક પ્રસંગે 'ભગવદ્‌ગીતા'નું પુનરાવર્તન ધ્રુવસાહેબે આરંભ્યું કે તુરત જ મેં વર્ગમાં પ્રશ્ન પૂછ્યો: "Sir, how can killing be a duty?" અર્થાત્ "હિંસા ધર્મ કેમ થાય?" ધ્રુવસાહેબે જે વીગતવાર ઉત્તર આપ્યો તે અદ્યાપિ હૃદયમાં અને મગજમાં ગુંજે છે અને નીચે પ્રમાણે શબ્દોમાં ગોઠવાય છે:

"આપણા પ્રાચીન શાસ્ત્રકારોએ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એવા જનસમાજના ચાર વર્ણો પાડ્યા છે, જે એના વિશાળ અર્થમાં સમગ્ર જગતના સર્વદેશના અને સર્વકાળના જનસમાજને લાગુ પડે છે. આ ચારે વર્ણો સ્વાભાવિક નિયમને અનુસરીને જ જનસમાજમાં ઉત્પન્ન થાય છે અને એમાંનો પ્રત્યેક વર્ણ અખિલ જનમંડળના હિત માટે જરૂરનો છે. તદનુસાર પ્રજાના રક્ષણ માટે ક્ષત્રિયને યુદ્ધ આવશ્યક અને ધર્મ બને છે અને તેથી યુદ્ધની હિંસા પણ અનિવાર્ય બને છે. ધર્મયુદ્ધ કરતાં વધારે કલ્યાણકારી વસ્તુ ક્ષત્રિય માટે બીજી કશી જ નથી એવો ઉપદેશ શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને આપ્યો છે. પરંતુ ધર્મયુદ્ધનો અધિકારી અર્જુન પણ

કેવી ઉમદા વૃત્તિવાળો છે તે જુઓ! એને વિજયની આકાંક્ષા નથી, એને રાજ્ય જોઇતું નથી, એને સુખની પણ દરકાર નથી. અરે! એને આપણી પૃથ્વીનું તો શું પણ ત્રણે લોકનું રાજ્ય મળે, તોપણ એ ગુરુજનો અને વડીલો સામે યુદ્ધ કરવા તૈયાર નથી. લેહીથી ખરડેલા ભોગ ભોગવવા કરતાં તો ભીખ માગીને ખાવું એને વધારે સારું લાગે છે. ગીતાના ઉપદેશનો અધિકારી યુધિષ્ઠિર જેવો દેવ (angel) નથી કે દુઃશાસનના રુધિરનું પાન કરતો ક્ષણવાર નરપશુ (brute) બને એવો ભીમ પણ નથી; પરંતુ સાચો નર-સાચો મનનશીલ મનુષ્ય-અર્જુન જ પ્રભુના ઉપદેશનો અધિકારી છે. વળી સ્મરણમાં રાખો કે શ્રીકૃષ્ણે પાંડવો તરફથી માત્ર પાંચ ગામડાં માગ્યાં તથાપિ દુર્યોધને સમાધાન ન કર્યું અને સોયની અણી જેટલી પૃથ્વી આપવાની પણ ના કહી. ત્યારે જ યુદ્ધ અનિવાર્ય બન્યું. આવે પ્રસંગે જો સાચો ક્ષત્રિય બ્રાહ્મણધર્મની અહિંસા સ્વીકારે અને પ્રજાનું રક્ષણ ન કરે તો એ અધર્મનું આચરણ કરે છે. એવા ક્ષત્રિયની અહિંસા એ ગુણ નથી પણ દોષ છે.

વળી એ પણ સ્મરણમાં રાખો કે પ્રત્યેક એકાન્તિક આદર્શ (Every single ideal) લાભને બદલે જનસમાજને હાનિકારક છે. જો પ્રજા એકસૂરે ચઢી જાય અર્થાત્ સમાજના બધા જ મનુષ્યો વૈશ્યો-વેપારીઓ બને અથવા બધા જ લડવૈયા ક્ષત્રિયો બને તો જનસમાજને પરમ હાનિ થાય. વળી, મને ખાસ ઉદ્દેશીને કહ્યું: 'Take your splendid ideal of spiritualism'—તમારી દેદીપ્યમાન આધ્યાત્મિક ભાવના જ લો. કોઇ એક જનસમાજમાં સર્વે અહંસાવાદી બ્રાહ્મણો બને તો જનમંડલનું અસ્તિત્વ અપાર જોખમમાં આવી પડે. જુઓ! જર્મનીમાં (એ વખતે ૧૯૧૪-૧૮નું યુદ્ધ ચાલતું હતું.) એના અધ્યાપકો એના બ્રાહ્મણો-પણ એકસૂરે ચઢી ગયા છે. આજે ચારે વર્ણો ત્યાં યુદ્ધમાં ઝઝૂમે છે!"

\+ + +

અવસાન પહેલાં એક વર્ષ ઉપર પૂર્વોક્ત પ્રશ્ન સાથે નિકટ રીતે સંકળાયેલો એવો બીજો પ્રશ્ન મેં ધ્રુવસાહેબને પૂછ્યો: "પરમ જીવન-Ultimate state of Existence-ની અવસ્થામાં પણ વિશેષની

સ્થિતિ તો ખરી જ ને ?"

ધ્રુવસાહેબે ઉત્તર આપ્યોઃ 'વિરોધની સ્થિતિ એ જ Rock-bottom truth."

ત્યાર પછી જે વાતચીત ચાલી તેનો સંગૃહીત સ્મૃતિસાર નીચે પ્રમાણે છેઃ

સત્ત્વગુણ એ રજોગુણ કરતાં બેશક ચઢિયાતો છે. પરંતુ નિર્ગુણની અવસ્થા અર્થાત્ ગુણાતીતની સ્થિતિ સર્વથી ચઢિયાતી છે. અહિંસા એ સત્ત્વગુણની અવસ્થા છે. પરતુ એ પણ એક extremeની-એક છેડાની -જ અવસ્થા છે.

પાંડવોએ દુર્યોધન પાસે પાંચ ગામડાં માગ્યાં. એટલે સુધી આત્મત્યાગ કરી સમાધાન કરવા પ્રયત્ન કર્યો. છેવટની આટલી નાની હદ બાંધી, પરંતુ એ હદની તેઓ આગળ જઈ શક્યા નહિ. આત્મત્યાગની પણ સીમા હોય છે. એ સીમાનું ઉલ્લંઘન મનુષ્ય કરી શકતો નથી. કહો કે એ થઇ શકતું નથી એટલે યુદ્ધ આવે છે. આવું યુદ્ધ આવશ્યક અને અને ધર્મ્ય બને છે.

વિરોધોના સમન્વયની અવસ્થા એ પરમ અવસ્થા. એ જ ઊંચામાં ઊંચી સ્થિતિ. સસલું, વરુ, બકરું અને વાઘ: એ પ્રકૃતિની સ્થિતિ; પરંતુ એ સર્વ એકસાથે રહી શકે એવી સ્થિતિ ઉત્પન્ન કરવી એમાં કલા રહેલી છે. આ ઊંચી સ્થિતિ ઉત્પન્ન કરવા માટે કેટલીક વાર હિંસા અનિવાર્ય બને છે અમુક હદ પછી અહિંસા એ ગુણ બની શકતી નથી, એ સ્મરણમાં રાખવા જેવું છે.

પ્રકૃતિની અવસ્થામાં કલહ-struggle for existence-છે; નીતિની અવસ્થામાં સત્ત્વગુણનું પ્રાધાન્ય છે; પરંતુ ગુણાતીત અવસ્થામાં બંને વિરોધો ખરા પરંતુ ડંખ વગરની સ્થિતિ એમાં બંને વિરોધોની પરસ્પર ઉપકારક સ્થિતિ છે. આ દ્વન્દ્વાતીત અવસ્થા એ જ 'નિર્વૈરની સ્થિતિ,' જેમાં જગતના વિરોધો કાયમ રહે અર્થાત્ ઇશ્વરસૃષ્ટિ કાયમ રહે પરંતુ જીવસૃષ્ટિને વિરોધ ન રહે. આ જ અર્થમાં 'अहं ब्रह्मास्मि,' 'तत्त्वमसि,'

'सर्वं खल्विदं ब्रह्म' ઇત્યાદિ વેદાન્તવાક્યોમાં વર્ણવેલા પરમ જીવનનો જીવને સાક્ષાત્કાર થાય છે.

\+ + +

ધ્રુવસાહેબના શિક્ષણની એક ખૂબી એ હતી કે પોતે કેટલાક અગત્યના શબ્દોની વ્યુત્પત્તિ આપી અર્થવિસ્તાર કરતા. ઉદાહરણ તરીકે **उदासीन** શબ્દની વ્યુત્પત્તિ **उत्+आसीन**=ઊંચે આસને બેઠેલો. એ સમજવામાં પોતે રેલ્વે સ્ટેશનના પૂલ ઉપરથી જોનાર જેમ રેલ્વેને અથવા જતા આવતા જનપ્રવાહને 'જુવે તે- ઉદાસીન' કહેવાય એમ કહેતા. **'तटस्थ'** શબ્દની સમજૂતીમાં 'કાંઠા ઉપર બેસનાર' મનુષ્ય જે નદીનો પ્રવાહ જુદો રહીને જુવે છે તે લક્ષમાં રાખવાનું કહેતા. આ બંને શબ્દો 'આત્મા'નાં વિશેષણો તરીકે પણ વપરાય છે. વળી **'उत्सव'**–શબ્દ સમજાવતાં **उत्+सव**–ઊંચા જીવન માટે જ પ્રેરણા કરે તે ઉત્સવ એમ કહેતા અને **'उच्छिष्ट'**માં **उत्+शिष्ट**–મનુષ્યનું ઊંચું શેષ જેમાંથી કલાની ઉત્પત્તિ થઈ છે એ રીતે સમજાવતા. વસ્તુતઃ ધર્મ, સાહિત્ય, કલા, સામ્રાજ્ય, ભૂત, ભવિષ્ય, લક્ષ્મી સર્વ મનુષ્યના 'ઉચ્છિષ્ટ'માંથી ઉત્પન્ન થયાં છે. વળી **दम्पती**માં **दमः** (Domus) + **पती** (Two masters)='એક ઘરનાં બે માલિક' એ ચોરકની વ્યુત્પત્તિ આપી પતિપત્નીની સમાનતાનો નિર્દેશ કરતા. **'उद्गीथ'**માં 'ઊંચુ અથવા ઉચ્ચારેલું ગાન' એમ આ વિશ્વ એ પરમાત્માનું ઉચ્ચારેલું ગાન છે એમ કહી Music of the spheres અને Divine symphonyનું સ્મરણ કરાવતા. **'पुराण'**માં **पुरा+नव**= જૂનો છતાં પણ નવો એવો આત્મા કે આપણાં પુરાણો એમ અર્થ સમજાવતા અને **सनातन**માં **सना+तन** એ અનંતતા સંબન્ધી વિશેષણ છે અને એનો અર્થ 'Belonging to Eternity થાય છે એમ કહેતા. એના વિરોધમાં **ह्यस्तन** (ગઇ કાલનો), **अद्यतन** (આજનો), **श्वस्तन** (આવતી કાલનો), **प्राक्तन**–(પૂર્વ જન્મનો), **पुरातन** (પુરાતન કાળનો), **चिरंतन** (લાંબા કાળનો), ઇત્યાદિ શબ્દનો ઉલ્લેખ કરતા. 'સનાતન ધર્મ' એટલે શું એનું સ્વરૂપ આથી સ્પષ્ટ થઈ શકતું. કોઇ વાર અમુક વ્યુત્પત્તિને પોતે કૃત્રિમ (Artificial) કહીને પણ આપતા. ઉદા૦ **वृषल–वृषः धर्मः लीयते यस्मिन्सः**=જેમાં ધર્મ નાશ પામ્યો

છે તે (રુદ્ર). अदिति શબ્દ સમજાવતાં अ+दो=કાપવું=The Uncut. The Infinite=અનંત એમ જણાવતા. અને अदिति ઉપરથી आदित्य શબ્દ ઊતરેલો છે. એમ ઉમેરતા. रजनी શબ્દનો અર્થ रञ्जयति सा रजनी='જે આનંદ આપે તે રાત્રિ' એમ કરતા. 'नरनारायण'ની વ્યુત્પત્તિ આ પ્રમાણે આપતાઃ

नराणां समूहः नारम् तस्य अयनम् ।

સરખાવો. नर शब्देन चराचरात्मकं शरीरजातमुच्यते । तत्र नित्यसन्निहितश्चिदात्म सा जीवा नारा निरुच्यन्ते । तेषामयनमाश्रयो नियामकोऽन्तर्यामी नारायण इति ।

(ભગવદ્ગીતાના શાંકરભાષ્ય ઉપર આનન્દગિરિ) આમ નર એટલે મનુષ્ય અને નારાયણ એટલે માનવજાતિનું ગન્તવ્યસ્થાન–The goal of Humanity.

'જ્ઞાનકર્મસમુચ્ચય' વિષે કૉલેજની ડિબેટિંગ સોસાયટીમાં એક લેખ વંચાયો હતો. ધ્રુવસાહેબ પ્રમુખસ્થાને હતા. પ્રમુખ તરીકે પોતે કહ્યું કે આ વિષય ઉપર પ્રકાશ નાંખવા માટે શેક્સપીઅર જોઈએ. એણે એના 'હેમ્લેટ' નાટકમાં બતાવ્યું છે કે જ્ઞાન જ્યારે કર્મથી છૂટું પડે છે ત્યારે મનુષ્યજીવનની મહાન કરુણતા બને છે. વળી 'ઑથેલો', નાટકમાં 'હેમ્લેટ'થી એ જુદું જ દર્શાવે છે. એમાં કર્મને જ્ઞાનથી છૂટું પાડવાથી મનુષ્યની કેવી ભયંકર કરુણતા થાય છે એ અસરકારક રીતે તે બતાવે છે. આગળ ચાલતાં પોતે જણાવ્યું કે 'આપણા ઉપનિષદોમાં સત્યને પૂર્ણપણે દર્શાવવામાં આવ્યું છે. કપિલ, કણાદ, બુદ્ધ, અર્હત્ આદિ દ્વૈતીઓએ ખંડસત્ય જોયું છે ત્યારે અદ્વૈતવાદ એ પરમ સત્ય છે. બૌદ્ધોનું Particular Idealism છે; જ્યારે વેદાન્તનું Universal Idealism છે; વિજ્ઞાનની પરંપરા (a moving sand of ideas) એ પરમ સત્ય નથી, તેમ જ Subjective કે Objective Idealism એ છેવટનું સત્ય નથી પરંતુ અંતિમ સત્ય એ Absolute Idealism છે.' ઇત્યાદિ.

પ્રીવિયસ ક્લાસના તે સમયના એક બુદ્ધિમાન વિદ્યાર્થી શ્રીયુત આર. જી. સરૈયાએ ધ્રુવસાહેબના પ્રમુખપણા નીચે 'કાલિદાસ' વિષે જે લેખ

વાંચ્યો હતો તે મારી સ્મૃતિમાં પ્રમાણમાં કાંઈક વિશેષ તાજો રહી શકયો છે. મનોહર-અંગ્રેજીમાં લખાએલા એ લેખનું વાચન સાંભળી ધ્રુવસાહેબ બહુ પ્રસન્ન થયા હતા અને શ્રીયુત સરૈયાને પુષ્કળ અભિનંદન આપ્યાં હતાં. ધ્રુવસાહેબે પ્રમુખસ્થાનેથી દિવ્ય અને માનુષ એમ ઉભય લોકને કાલિદાસ પોતાનાં નાટકોમાં જોડે છે અને એનાં પાત્રો એ બંનેમાં આવન્જા કરે છે એ કવિની વિશિષ્ટતા ઉપર શ્રોતાઓનું લક્ષ ખેંચ્યું હતું. એ. દિવ્યસ્થાન તે ભાવના અને કર્તવ્યનો પ્રદેશ છે અને પાર્થિવસ્થ ન એ વાસ્તવિકતાની ભોગભૂમિ છે. પૃથ્વીમાંથી સ્વર્ગને અને સ્વર્ગમાંથી પૃથ્વીને જોતાં રહેવું એમાં મનુષ્યજીવનનો વિકાસ રહેલો છે. 'શાકુન્તલ'ના આરંભમાં પ્રકૃતિના પાર્થિવ અંશો કેવા આનંદલક્ષી જણાય છે! અને એ જ નાટકના અંતમાં દિવ્યતાના અંશો કેવા સંયમલક્ષી દેખાય છે! મારીચના આશ્રમમાંથી શાકુન્તલ નાટકનું પશ્ચાત્ અવલોકન કરતાં કેવું એક Classical romance દૃષ્ટિગોચર થાય છે વગેરે પોતાના ભાષણમાં કહ્યું હતું.

ગૂજરાત કૉલેજની વિવિધ પ્રવૃત્તિઓમાં ધ્રુવસાહેબ આનંદપૂર્વક ભાગ લેતા. કૉલેજની 'ડિબેટિંગ સોસાયટી'માં પોતે અનેક વાર પ્રમુખ થતા. ઘણાખરા ગંભીર વિષયોમાં તો ધ્રુવસાહેબને જ પ્રમુખસ્થાન અપાતું. એક વાર એમણે માર્મિક વાણીમાં કાંઈક આમ કહ્યું, "I don't know *why my name is particularly associated with life,* death and immortality. Please give me the opportunity of presiding when other interesting subejcts are discussed"—"મારું નામ જીવન, મૃત્યુ અને અમૃતત્વ સાથે કેમ જોડાયું છે તે હું જાણતો નથી. કૃપા કરીને બીજા રસિક વિષયો ચર્ચાતા હોય ત્યારે મને પ્રમુખસ્થાન આપો."

કૉલેજના 'સોસ્યલ ગેધરિંગ'માં પણ ધ્રુવસાહેબ ઉત્સાહપૂર્વક ભાગ લેતા, એને અંગે 'કૉન્સર્ટ' ભજવવો હોય ત્યારે "જે ન હોય તે થવામાં જીવનની કલા રહેલી છે" એમ ઉત્તેજનના શબ્દો કહીને વિદ્યાર્થીઓને સ્ત્રીપાત્રોના પાઠ લેવા પોતે સમજાવતા અને સફળ થતા. નાટકશાળામાં 'રીહર્સલ' વખતે પણ ધ્રુવસાહેબ હાજર રહેતા અને પ્રસંગોપાત્ત સૂચનાઓ પણ આપતા.

એક વાર ગૂજરાત કૉલેજની સોશ્યલ ગેધરિંગ અંગેના કૉન્સર્ટમાં 'ઉત્તરરામચરિત'માંથી કોઇ પ્રસંગ ભજવવાની વિદ્યાર્થીઓની ઇચ્છા થઈ. તત્કાળ ધ્રુવસાહેબે સલાહ આપી "આપણા જીવનમાં કરુણરસનું પ્રમાણ બહુ વધી ગયું છે; હવે દેશને વીરરસની બહુ જરૂર છે. કોઇ વીરરસનો પ્રસંગ પસંદ કરો અને ભજવો."

કૉલેજની 'ક્રિકેટ' ટીમના ધ્રુવસાહેબ કેટલોક સમય મંત્રી હતા. કૉલેજ ગ્રાઉન્ડ ઉપર 'ક્રિકેટ મેચ' રમાતો હોય તેમાં ધ્રુવસાહેબની હાજરી હોય જ. એક વાર એક સદ્‌ગૃહસ્થ ધ્રુવસાહેબ સાથે 'તત્ત્વજ્ઞાન'ની ચર્ચા કરવા પરગામથી આવેલા, પરંતુ તે દિવસે 'ક્રિકેટ મેચ' હોવાથી ધ્રુવસાહેબે એમને સંભળાવ્યું, "હું ક્રિકેટનો રસ જતો કરી તત્ત્વજ્ઞાનની ચર્ચા કરવા બિલકુલ ઇચ્છતો નથી." આ.મ. ધ્રુવસાહેબને જીવનમાં અનેક ક્ષેત્રોમાં અપાર રસ હતો. ક્રિકેટ મેચ જોવા માટે ઘણી વાર પોતે દિ. બ. અંબાલાલભાઈને એમના નજીકના નિવાસસ્થાનેથી (હાલનું શારદામંદિર) બોલાવતા.

\+ + +

ઘણું કરીને ૧૯૨૬ની સાલમાં કવિશ્રી ન્હાનાલાલનાં સ્વ. પુત્રી વિનતાબ્હેનના લગ્નવિધિના પ્રસંગે કેશવલાલભાઈ, રમણભાઈ, આનન્દશંકરભાઈ, મણિશંકર રત્નજી ભટ્ટ વગેરે વિદ્વાનો કવિશ્રી દલપતરામના અમદાવાદના ઘરના આંગણામાં ગાદીતકિયાં ઉપર બેઠા હતા. અમે કેટલાક મિત્રો પણ તે સમયે ત્યાં હાજર હતા. સ્વ. મણિશંકર ભટ્ટે ભક્તિના મૂળ વિષે ધ્રુવસાહેબને પ્રશ્નો પૂછવા માંડ્યા. ધ્રુવસાહેબે છેક વેદકાળથી માંડીને નારદ, શાંડિલ્ય આદિ ભક્તિસૂત્રકારોના સમય સુધી ભક્તિનો ક્રમબદ્ધ ઇતિહાસ રજૂ કર્યો અને અમે કેટલાકે એ વાગ્ધારા એકાગ્રતાથી શ્રવણ કરી. ધ્રુવસાહેબ ઊઠ્યા ત્યારે પોતાનાં "સ્લિપર" જોયાં નહિ. કારણ કે બીજાનો ત્યાં બેઠાં હતાં. ધ્રુવસાહેબ કોઇને જણાવ્યા વગર સ્વામિનારાયણના મંદિર પાસેના ખાંચામાંથી શાન્તિપૂર્વક ચાલી નીકળ્યા. બીજે દિવસે સવારે કવિશ્રી ન્હાનાલાલે એ "સ્લિપર" ચિઠ્ઠી સાથે એમને ઘેર મોકલ્યાં.

આ લગ્નપ્રસંગે સ્વ. મણિશંકર ભટ્ટ ભાવનગરથી અમદાવાદ આવ્યા હતા. તેમણે 'વેદના દેવો' વિષે લગ્નના બીજે દિવસે ભાષણ આપ્યું. કેશવલાલભાઈ પ્રમુખસ્થાને હતા. ધ્રુવસાહેબ અને શ્રીયુત ન્હાનાલાલ કવિ પણ વક્તાઓમાં હતા. તે દિવસનું ધ્રુવસાહેબનું ભાષણ ઉત્તમ વક્તૃત્વના સુન્દર નમૂનારૂપ હતું. શ્રીયુત આડવાલાએ આભાર માનતાં યોગ્ય જ કહ્યું કે ગૂજરાતી ભાષા આટલી પ્રભુતાથી જ્યાં બોલાય ત્યાં કોણ કહેશે કે આ ભાષા ઊંચી નથી? અને એનું ભાવિ ઉજ્જવલ નથી?

કૉલેજ જીવનમાં ધ્રુવસાહેબની અનેક પ્રકારની કાર્યનિપુણતા અને હૃદયની ઉન્નતતા જોવાની અમને તક મળી હતી. એક વાર કૉલેજમાં ઉત્સવ હતો. ધ્રુવસાહેબને હસ્તક સર્વ વ્યવસ્થા હતી. વિદ્યાર્થીમાત્ર માટે જમણ તૈયાર થતું હતું. એવામાં કેટલાક હિન્દુ વિદ્યાર્થીઓએ પારસી વિદ્યાર્થીઓ માંસાહાર રંધાવે છે એવી ધ્રુવસાહેબને ફરિયાદ કરી. ધ્રુવસાહેબે તુરત જ સંભળાવ્યું: "We should neither praise the vegetarians nor should we censure the meateaters"—આપણે ધાન્યૈકાહારીની સ્તુતિ કરવી નહિ અને માંસાહારીની નિન્દા કરવી નહિ. આવું ધ્રુવસાહેબનું ઉદારદર્શન હતું.

એક વાર બી. એ.ના સંસ્કૃત વર્ગમાં ખુરશી નહોતી એટલે પોતે બીજા ખંડમાંથી તુરત જ ખુરશી લઇ આવ્યા અને ટેબલ પાછળ એના નિયતસ્થાને મૂકી દીધી. પરંતુ કોઇ વિદ્યાર્થીને તે લાવવાની આજ્ઞા કરી કોઇની સેવા લેવી નહિ અને બને તેટલું જાતે જ કરવું એ ધ્રુવસાહેબની નિષ્ઠા જીવનની છેલ્લી ક્ષણ સુધી સાચવવાનો પોતે યત્ન કર્યો હતો. એમના જીવનના પાછલા ભાગમાં હું જ્યારે લાંબો વખત એમની પાસે બેસતો ત્યારે પવનને લીધે બારી સહેજ વાસવી ઉઘાડવી હોય તો શરીર ચાલતું ત્યાં સુધી એ સર્વ પોતે જાતે જ કરતા. હું કહેતો "આપ કેમ વારંવાર તસદી લો છો?" પોતે ઉત્તર આપતા, "ત્યારે હું ક્યારે હાથપગ ચલાવીશ?" એક બીજો પ્રસંગ પણ આ સાથે નોંધવા જેવો લાગે છે. છેલ્લા મંદવાડની અવસ્થામાં એક પ્રભાતકાળે એમનાં મોટા પુત્ર શ્રીયુત ધ્રુવભાઈનાં પત્ની સુલતાબહેન ધ્રુવસાહેબના પગ ચાંપતાં હતાં અને પ્રિન્સિપાલ વી. કે. આર. વી. રાવ, શ્રીયુત જીવણલાલ હરિપ્રસાદ દીવાન અને હું એમની પાસે બેઠા હતા.

વાત દરમિયાન ધ્રુવસાહેબે શ્રીયુત રાવને કહ્યું, "આ બન્ને ભાઈઓને (જીવણલાલભાઈને અને મને) એમ લાગશે કે હું આ કેવી સેવા લઈ રહ્યો છું! મને પણ આશ્ચર્ય થાય છે કે કોઈ પાસેથી આવું કામ લેવું મને બિલકુલ ગમતું નથી છતાં હું આ કેમ કરવા દઉં છું? મેં નોકર પાસે પણ કોઈ ખાસ સેવા કદાપિ કરાવી નથી." શ્રીયુત જીવણલાલભાઈએ અને મેં લગભગ સાથે જ નીચેની મતલબનો ઉત્તર આપ્યો, "આવી સેવા કરવી એ સેવા કરનારનો અનન્ય અધિકાર છે." ધ્રુવસાહેબે ધીમે ધીમે પગ સંકોરી લીધા.

એક દિવસ અમારા વર્ગમાં મધમાખોએ (ગૂજરાત-કૉલેજનું મકાન મધપૂડા માટે પ્રસિદ્ધ હતું) એકસામટો પ્રવેશ કર્યો અને વિદ્યાર્થીઓએ અકળાઈને એમને દૂર કરવા યત્ન કર્યો. તત્કાલ ધ્રુવસાહેબે કહ્યું: "જો તમે એમને ઈજા નહિ કરો તો ખાતરી રાખજો કે એ તમને ઈજા નહિ કરે."

બી. એ.ના છેલ્લા વર્ષમાં કેટલોક વખત મારું શરીર બહુ જ નાદુરસ્ત રહેતું એટલે કોઈ કોઈ વાર મોડું અવાતું. એક વાર હું મોડો પડ્યો અને વર્ગનાં બારણાં બંધ જોયાં. બારણાના કાચમાંથી ધ્રુવસાહેબની મારા ઉપર દૃષ્ટિ પડી અને એક વિદ્યાર્થીએ બારણું ખોલ્યું. હું અંદર તો ગયો પણ વર્ગના કામમાં ખલેલ કરવા બદલ મને શરમ લાગી અને નીચું માથું કરી પુસ્તકમાં જોયા કર્યું. એ વખતે 'રામાનુજ-ભાષ્ય' ચાલતું હતું. ધ્રુવસાહેબે એક વિચારના સમર્થન માટે શંકરાચાર્યના સ્તોત્રની પંક્તિઓ સંભારી પોતે બોલ્યા:

'न शास्ता न शास्त्रं न शिष्यो न शिक्षा'

પછીની પંક્તિ સંભારતાં સહેજ વાર લાગી અને અમારા તરફ જોયું. જાણે શરમમાંથી ઉગરવાનો પ્રસંગ આવ્યો છે એમ માની હું ધડકતે હૃદયે અને કાંઈક મન્દ સ્વરે બોલ્યો.

"न च त्वं न चाहं न चायं प्रपञ्चः."

ધ્રુવસાહેબનાં નેત્ર આનંદથી ચમક્યાં અને મારા તરફ જોઈને પ્રસન્નતાનું સ્મિત કર્યું.

સીનિયર બી. એ.ના વર્ગમાં મંદવાડને અંગે મારે પંદરેક દિવસ રાજકોટ રહેવું પડ્યું. કદાચ મારી ટર્મ પડશે એમ માની ધ્રુવસાહેબને સહેજ ચિંતા થઈ અને મારી ગેરહાજરીમાં વર્ગમાં કાંઈક આમ કહ્યું, "આપણા યુવાનોનાં શરીર અભ્યાસથી કંતાઈ જાય છે એ આપણી કેળવણીની પદ્ધતિમાં અને એના તન્ત્રમાં કાંઈક ખામી છે એમ બતાવે છે."

હું આવ્યો ત્યારે મારું સ્વસ્થ થએલું શરીર જોઈને કાંઈક સંતોષથી કહ્યું, "Had you been long ill." "yes, sir." "you don't look that you were ill at all. Perhaps you waited till you were quite better."

આવું ઉન્નત અને કોમળ હૃદય ધ્રુવસાહેબનું હતું.

ધ્રુવસાહેબની ઉન્નત જીવનદષ્ટિનું એક સુન્દર ઉદાહરણ સાંભરી આવે છે. એક પ્રસંગે એમણે નીતિશાસ્ત્રનો સંક્ષિપ્ત સાર જાણે નીચે પ્રમાણે કહ્યો:

In every moral question, there arise two considerations. What is the motive of the doer, what means does he employ? And what consequences will it lead to? the former is the subjective side of morality and the latter is the objective side of it. અર્થાત્ પ્રત્યેક નૈતિક પ્રશ્નની આત્મલક્ષી અને પરલક્ષી એમ બે બાજુઓ હોય છે. પ્રથમમાં હેતુ અને સાધનો ધ્યાનમાં લેવાનાં હોય છે અને બીજામાં પરિણામ ધ્યાનમાં રાખવાનું હોય છે. ભગવદ્‌ગીતા કર્તવ્ય પ્રભુને ખાતર એમ શીખવે છે પણ એની સાથે **परिणामे अमृत**–એમ પણ ઉમેરે છે. પરંતુ આ નિરૂપણથી પણ આગળ જઈને પોતે કહ્યું, "The great ethical question is not what a man does but what a man is." એટલે કે માણસ શું કરે છે એ નહિ પરંતુ શું છે એ જ મહાન નૈતિક પ્રશ્ન છે. અનેક સ્વભાવનાં મનુષ્યો સાથે વિવિધ કાર્યોમાં જોડાયા છતાં પ્રત્યેક સાથે ધ્રુવસાહેબ સદ્‌ભાવ સાચવી

શકયા તેની ચાવી ઉપરના એમના વિશાળ નૈતિક દૃષ્ટિબિંદુમાં મળી આવે છે.

× × × ×

કોઈ વિદ્યાર્થી કૉલેજમાં મોડો આવે તો ધ્રુવસાહેબ કહેતાઃ "Gentleman, you are too early for the next hour." એક વાર પ્રીવિયસના વર્ગમાં મારી પાસે બેઠેલા એક વિદ્યાર્થીને 'બુદ્ધચરિત'ના શ્લોકનું ભાષાંતર કરવા ઊભો કર્યો. એણે પુસ્તકના છેડે આપેલું અંગ્રેજી ભાષાંતર જોઇ જોઇને બોલવા માંડયું પરંતુ એકના બદલે બીજા શ્લોકનો તરજુમો કર્યો! ધ્રુવસાહેબે એને સંભળાવ્યું "ચોરીની પણ કળા રહેલી છે; એનું પણ શાસ્ત્ર છે." એમ કહીને 'મૃચ્છકટિક' નાટકમાં આપેલા ચોરના નિપુણ કર્મના વર્ણનનો ઉલ્લેખ કર્યો. એ જ વર્ગમાં એક ટપાલવાળો વિદ્યાર્થીઓના મનીઑર્ડર માટે ધ્રુવસાહેબના સમયમાં અઠવાડિયામાં બેત્રણ વાર આવે અને વિદ્યાર્થીનું નામ પોકારી એને બહાર લઈ જાય. ધ્રુવસાહેબે લગભગ આખું વર્ષ વર્ગના કામમાં આ ગોટાળાની ખલેલ સહન કરી. પરંતુ વર્ષ પૂરું થવા આવ્યું ત્યાં એક દિવસ ટપાલવાળાએ પ્રવેશ કર્યો કે તુરત જ એક વિદ્યાર્થીને કહ્યું: Ask that man never to enter this class during this period" આ ક્ષણથી વર્ગમાં રોજ પણ ટપાલીનો પ્રવેશ અટકી ગયો.

એક વખત મુંબાઇના ગવર્નર સર જ્યૉર્જ લૉઇડ ગુજરાત કૉલેજની મુલાકાતે આવ્યા પડેલો સમય પૂરો થયો એટલે એમને જોવા માટે ગૂજરાત કૉલેજના મકાનની નીચેની ગૅલેરીમાં વિદ્યાર્થીઓની ઠઠ જામી. નીસરણી વિદ્યાર્થીઓથી ભરપૂર ભરેલી હતી એટલે વિદ્યાર્થિનીઓને ઉપરથી નીચે આવતાં પગથિયાં ઉપર ભીડમાં ઊભાં રહેવું પડ્યું. એક પછી એક પ્રોફેસરોએ વિદ્યાર્થીઓને વિદ્યાર્થિનીઓને માર્ગ આપવા સમજાવ્યા પરંતુ સફળ થઈ શકયા નહિ. એટલામાં ધ્રુવસાહેબ આવી પહોંચ્યા. પોતે માત્ર આટલું જ કહ્યું: "Students are intelligent enough to make room for their sisters" તત્કાલ નીસરણી લગભગ ખાલી થઈ અને વિદ્યાર્થિનીઓ સહેલાઇથી નીચે ઊતરી શકયાં.

× ×

સને ૧૯૧૫માં ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી પહેલી વાર અમદાવાદ આવ્યા ત્યારે ગુજરાત ક્લબમાં એમને પાર્ટી આપવામાં આવી હતી. ધ્રુવસાહેબ હાજર હતા. બીજાઓ જ્યારે ટેબલ પાસે ઊભા ઊભા અલ્પાહાર કરતા હતા ત્યારે ધ્રુવસાહેબ એક નારંગી હાથમાં લઈ એક તરફ એકલા ખુરશી ઉપર બેસી એમાંથી એકએ પેશીઓ ખાતા હતા. અલ્પાહાર પૂરો થયા પછી ક્લબના સેક્રેટરી શ્રીયુત જીવણલાલ બેરિસ્ટરે ગાંધીજીને ક્લબના સભ્યોની ઓળખાણ આપવા માંડી. ગાંધીજી પાસે આવતાં, પોતે ગાંધીજીને પરમ વિનયભાવથી પ્રણામ કર્યા અને ગાંધીજીએ એમનું નામ સાંભળ્યું કે તુરત જ પ્રણામપૂર્વક કહ્યું: "આપને તો અમે આફ્રિકામાં રોજ સાંભળીએ છીએ. આપનાં પુસ્તકો અને 'વસન્ત' અમારો ત્યાંનો માનસિક ખોરાક છે."

ગાંધીજી અને ધ્રુવસાહેબનું આ પ્રથમ મિલન.

મારા કૉલેજના સમય દરમિયાન વઢવાણ કેમ્પમાં ઉજવાએલી 'શ્રીમદ્ રાજચન્દ્ર' જયંતીમાં પ્રમુખસ્થાનેથી ધ્રુવસાહેબે 'જૈન અને બ્રાહ્મણ' ઉપર એક મનનીય વ્યાખ્યાન આપ્યું હતું અને ગાંધીજીએ એ પ્રસંગે હાજરી આપી હતી. વઢવાણથી વળતાં રેલ્વે કમ્પાર્ટમેન્ટમાં પોતાની અને ગાંધીજી વચ્ચે થએલી વાતચીત ધ્રુવસાહેબે મને કહી હતી "ગાંધીજીએ રસ્કિનનું Unto This Last વાંચી 'ફિનિક્સ ફાર્મ'ની સ્થાપના કરી કારણ કે એ પુસ્તકે એમને મુગ્ધ કર્યા હતા" વગેરે વાતો કરી "આપણાંમાંથી કેટલાં મનુષ્યો પોતાના વાંચનનો ગાંધીજી જેવો ઉપયોગ કરે છે? વિચારને આચારમાં મૂકવાનું અદ્ભુત બળ ગાંધીજીમાં છે." વગેરે વચનો મને પાછળથી કહ્યાં.

ગાંધીજી સાથે ધ્રુવસાહેબનો સંબન્ધ વધતો ગયો. ભરૂચમાં ભરાએલી બીજી જીવદયા કૉન્ફરન્સના પ્રમુખ તરીકે ધ્રુવસાહેબે 'અહિંસા ધર્મ' વિષે જે ભાષણ આપ્યું તે સાંભળીને ગાંધીજીએ આવા પ્રકારનું કહ્યું: 'આનંદશંકરભાઈએ અહિંસા એ આપણી સંસ્કૃતિનો પ્રધાન સૂર છે એ વિષે આ ભાષણથી સિદ્ધ કરી આપ્યું છે. એઓ માત્ર ગુજરાતનું ભૂષણ છે એમ નથી પરંતુ એઓ સમસ્ત હિન્દુસ્તાનનું ભૂષણ છે." ઇત્યાદિ.

સને ૧૯૧૬ના અરસામાં ગાંધીજીએ અમદાવાદમાં જીવણલાલ બૅરિસ્ટરના બંગલામાં સ્થાપેલા સત્યાગ્રહાશ્રમના વિદ્યાર્થીઓ માટે રાષ્ટ્રીય કેળવણીનો પ્રબંધ કર્યો અને એની યોજનાના ઘડતરમાં ધ્રુવસાહેબની સહાયતા લીધી અને મારા મારફત યોજનાની એક નકલ (આની પંદર નકલો ગાંધીજીએ મારા મારફત કરવાની આજ્ઞા કરી હતી. હું તેર નકલ કરી-કરાવીને એમની પાસે ગયો એટલે પોતે એ અમંગળ સંખ્યા કેમ લાવ્યા એમ કહ્યું અને પંદર ન થઇ એટલે વિનોદમાં કહ્યું: "તમે જુવાનો ગોળીએ મારવા લાયક છો.") મોકલી. ધ્રુવસાહેબ ગાંધીજી પાસે પ્રસંગોપાત્ત જતા અને અનેક વાતો થતી. કોઇકોઇ વાર અમારો 'મહાભારત'નો છેલ્લો સમય (સાડાત્રણથી સવાચાર) કૉલેજમાં ચાલતો હોય અને એમના બે નિકટના મિત્રો જસ્ટિસ સર લલ્લુભાઈ આશારામ અને શ્રીયુત ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી નીચે મોટરમાં બેસી એમની રાહ જોતા હોય. આ મિત્રો સાથે ગાંધીજીના આશ્રમમાં પ્રસંગોપાત્ત પોતે જતા.

શિક્ષકમાં શીલ (character) હોવું જ જોઇએ; કદાચ જ્ઞાન ઓછું હોય તો ચાલે એ ગાંધીજીની માન્યતા અને એમના આગ્રહ ઉપર ધ્રુવસાહેબે એક પ્રસંગે વર્ગમાં આ પ્રમાણે કહ્યું: "ગાંધીજીનો આગ્રહ મને યોગ્ય લાગતો નથી. સાચા શીલવાળો એક પણ માણસ મળવો દુર્લભ છે. શિક્ષક પોતાના વિષયમાં નિષ્ણાત હોય અર્થાત્ એને શીખવવાના વિષયનું બહુ સારું જ્ઞાન હોય તો બસ છે." આના અનુસંધાનમાં જ 'રામાનુજભાષ્ય' શીખવતાં જ્યારે ગુરુની લાયકાત વિષે પ્રસંગ આવ્યો અને એમાં "श्रोत्रिय ब्रह्मनिष्ठंगुरुं समित्पाणि रमिगच्छेतु" એ વચન આવ્યું ત્યારે પોતે કહ્યું: "શ્રોત્રિય-વિદ્યામાં નિપુણ-એવો એક પણ ગુરુ મળવો આજ કઠિન છે ત્યાં 'બ્રહ્મનિષ્ઠ'ની તો વાત જ શી કરવી?"

ધ્રુવસાહેબની પ્રજ્ઞા અને એમનું શીલ ઉભય જોઇને ગાંધીજી એમના ઉપર મુગ્ધ બન્યા અને બંને વચ્ચે 'આશક માશુક'નો સ્નિગ્ધ સંબંધ પ્રવર્તે છે એમ કહેવા લાગ્યા. અલબત્ત એમાં આશક કોણ અને માશુક કોણ એ નિર્ણય છેવટ સુધી થઈ શક્યો નહિ. પરંતુ જ્યાં શુદ્ધ પ્રેમનું 'અદ્વૈત' હોય ત્યાં આવા નિર્ણય માટે ઉત્સુક રહેવું એ નિરર્થક છે!

# ૧૯૧૭ થી ૧૯૩૬

ઈ. સ. ૧૯૧૮માં અમદાવાદમાં પ્લેગ ચાલ્યો. ધ્રુવસાહેબે ગૂજરાત કૉલેજના કમ્પાઉન્ડ પાસે એક તંબુ નંખાવી ત્યાં રહેવા માંડયું અને મુંબઈમાં એક ઘર ભાડે રાખી એમના બંને ચિરંજીવીઓને ત્યાં અભ્યાસ માટે રાખ્યા. મુંબાઈમાં એમના મોટા પુત્ર ધ્રુબાઈના ગજવામાંથી એક નોકરે વીસ રૂપિયાની ચોરી કરી. ધ્રુવસાહેબ એક–બે દિવસમાં અમદાવાદથી આવવાના હતા એટલે ઉત્તમલાલભાઈની સલાહથી કોઈએ એ સંબન્ધી કાંઈ કર્યું નહિ. ધ્રુવસાહેબ આવ્યા એટલે નોકરની વાત એમને કહેવામાં આવી. સામાન્ય વાત હોય તેમ પોતે એ સાંભળી અને હું જોઈશ એમ કહ્યું. પછી જુવાન નોકરને ઉપરથી પોતે પાંચ રૂપિયા વાપરવા આપ્યા અને એના પિતાને પોતાની પાસે મળવા મોકલવા કહ્યું. નોકરના બાપને ધ્રુવસાહેબે પૂછ્યું, "આ જુવાન છોકરાને તું પાનસોપારી કે પરચુરણ ખર્ચ માટે કાંઈ વાપરવા આપે છે કે કેમ?" પેલાએ ઉત્તર આપ્યો, "ના, સાહેબ, અમે ગરીબ માણસો માંડ માંડ પેટનું પૂરું કરીએ તે એવા પૈસા ક્યાંથી આપીએ?" ધ્રુવસાહેબે કહ્યું, "છોકરો રૂપિયા વીસ કમાય છે એટલે એને તારે મહિનામાં ચારપાંચ રૂપિયા વાપરવા જરૂર આપવા જોઈએ. જો, મેં એને હમણાં પાંચ રૂપિયા આપ્યા છે. પરંતુ હવેથી તારે તે આપવા પડશે. જો એમ નહિ કરે તો છોકરો ચોરી કરતા શીખશે અને જેલમાં જશે."

ટર્મ પૂરી થવાને માત્ર પંદર–વીશ દિવસ હતા અને બીજો નોકર લાવવાની મુશ્કેલી પણ ખરી. એટલે મનુષ્યના ચિત્તના મહાન ચિકિત્સક ધ્રુવસાહેબે એમના હૃદયની વિશાળતાથી પ્રશ્નનો ઉકેલ ઉપર પ્રમાણે કર્યો.

આ અરસામાં ધ્રુવસાહેબે પ્લેગનું 'ઇન્જેકશન' લીધું. આ વાત ગાંધીજી પાસે આવી. અને ગાંધીજીએ નીચે પ્રમાણે કહ્યું એમ આશ્રમમાં ગએલા એક મિત્ર પાસેથી મેં સાંભળ્યું છે, "આનન્દશંકરભાઈમાં

શંકરાચાર્ય જેટલું ઝીણું છે પણ જ્યારે એમણે પ્લેગનું ઇન્જેકશન લીધું એમ સાંભળ્યું ત્યારે મને ભારે અફસોસ થાય છે."

આ વાત ધ્રુવસાહેબને કાને પહોંચી નહોતી. પાછળના વખતમાં મેં એક વાર જણાવી હતી.

+ + + +

ઈ. સ. ૧૯૧૯માં ધ્રુવસાહેબને મુંબાઈમાં ન્યુમોનિયા થયો. પ્રથમ એઓ શ્રીયુત ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીને ત્યાં હતા અને પાછળથી સર લલ્લુભાઇ આશારામ શાહના પેડર રોડ ઉપરના બંગલામાં રહ્યા. માંદગી ગંભીર બની હતી અને ગાંધીજી જોવા ગયા હતા. ત્રણેક માસ પછી તબિયત સુધારા ઉપર આવી. દરમિયાન સર લલ્લુભાઈને ત્યાં કવીન્દ્ર શ્રી રવીન્દ્રનાથ ટાગોર શાન્તિનિકેતનથી આવ્યા અને ધ્રુવસાહેબ સાથે રહ્યા. એ દિવસે કવીન્દ્રે બહુ રસપૂર્વક શ્રીખંડ ખાધો અને પછી ધ્રુવસાહેબની હાજરીમાં નરસિંહરાવભાઈ અને કવિવર વચ્ચે વાર્તાલાપ થયો. એટલામાં છાપરા ઉપર પક્ષીઓનો કિલકિલાટ વારંવાર સંભળાવા લાગ્યો. નરસિંહરાવ અકળાયા અને અવાજ પ્રત્યે અણગમો વ્યક્ત કર્યો. કવિવરે ટાગોરે નરસિંહરાવભાઈને ગંભીર સ્વરે કહ્યું, "તમે કવિ થઇને પક્ષીઓના કિલકિલાટને અવાજ કેમ કહો છો અને અકળાઓ છો કેમ? એ તો મનોહર સંગીત છે."

+ + + +

પંડિત મદનમોહન માલવીયે બનારસ યુનિવર્સિટીના કોઇ કુશલ કર્ણધાર માટે ગાંધીજી પાસે માગણી કરી અને ગાંધીજીએ ધ્રુવસાહેબનું નામ સૂચવ્યું તે પ્રસંગ પણ બહુ રસપ્રદ છે. ધ્રુવસાહેબ બનારસ જવાની આનાકાની કરતા હતા તે પોતાના કુટુમ્બને છોડીને ત્યાં જવું કે નહિ એ પ્રશ્ન એમને મૂંઝવતો હતો અને જ્યારે કુટુમ્બીજનોએ ગાંધીજીની ઇચ્છાને માન આપી દેશસેવા માટે જવાતું હોય તો સુખેથી જવું એવો નિર્ણય કર્યો ત્યારે ધ્રુવસાહેબ પોતાના બે પુત્રો સાથે બનારસ ગયા.

ધ્રુવસાહેબે ગૂજરાત કૉલેજ છોડી તે વખતે વિદ્યાર્થીઓ અને નગરજનોની કૉલેજની ભૂમિ ઉપર એક વિરાટ સભા ભરાઈ હતી. હું સિદ્ધપુરથી આવીને હાજર રહ્યો હતો.

• પ્રિન્સિપાલ રોબર્ટસન સભાના પ્રમુખ હતા અને ગાંધીજી હાજર હતા. પ્રિન્સિપાલ રોબર્ટસને ધ્રુવસાહેબની વિદ્વત્તાની પ્રશંસા ઉપરાંત કહ્યું કે "Above all Mr. Dhruve was a man of tact."–મિ. ધ્રુવ એક કાર્યદક્ષ પુરુષ હતા." ગાંધીજીએ કહ્યું કે "બનારસને ગૂજરાતની સર્વોત્તમ ભેટ–આપણા આનન્દશંકરભાઇ–આપણે આપીએ છીએ."

શ્રી. સરોજિનીબહેન મહેતાએ રઘુવંશનો શ્લોક સંભારીને ધ્રુવસાહેબ પ્રત્યેની લાગણી વ્યક્ત કરતાં કહ્યું,

**निसर्गभिन्नास्पदमेकसुस्थं । अस्मिन्द्वयं श्रीश्च सरस्वती च।**
**त्वमेव कल्याणि तया स्तृभीया"**

અર્થાત શ્રી અને સરસ્વતીનો સુયોગ તો ધ્રુવસાહેબમાં છે જ, હવે એ એમાં ત્રીજી બનારસ યુનિવર્સિટી ભળે છે એ એનું સદ્ભાગ્ય છે.

આ પ્રસંગે ધ્રુવસાહેબને જે માનપત્ર અપાયું તેના ઘડનાર એમના પ્રિય વિદ્યાર્થી શ્રીયુત વાલજી ગોવિન્દજી દેસાઇ હતા. આ માનપત્ર એક સાહિત્યની સાચવી રાખવા લાયક સુન્દર કૃતિ છે. એનો આરંભ બાઇબલના સુપ્રસિદ્ધ વચનથી આ પ્રમાણે થાય છે: "It is easier for a camel to pass through the eye of a needle than for a rich man to enter into the kingdom of God" આવું દુષ્કર કાર્ય ધ્રુવસાહેબ કરી શક્યા એ એમની મહત્તા છે એમ કહી જે વર્ષમાં ગાંધીજી જન્મ્યા તે જ વર્ષમાં ધ્રુવસાહેબનો જન્મ થયો છે અને એક જેમ આધ્યાત્મિક પ્રદેશના ઊંડાણની શોધ માટે સર્જાયા છે તેમ બીજા, જ્ઞાનપ્રદેશનું ગહન સંશોધન કરવા અર્થે જન્મ્યા છે. વળી ધ્રુવસાહેબની પરમ યોગ્યતા અને આપણે એ પુરુષનો લાભ ન લઇ શક્યા એ આપણી અયોગ્યતા દર્શાવવા માટે નીચેની પંક્તિઓ ઊતારી:

"ઉન્નત ગિરિશૃંગોના વસનારા તમે
રંકઘરે શા ઊતર્યા પુણ્યપ્રકાશ જો,
શુશ્રૂષા સારી ના અમને આવડી
લેશ ન લીધો લલિત ઉરોનો લ્હાવ જો"

છેવટે,

अस्मिन्सखे वधिरलोकनिवासभूमौ
किं कूजितेन किल कोकिल कोमलेन ।
एतैच दैवहतकास्त्वदभिन्नवर्णे
त्वां काकमेवकलयन्तिकलानभिज्ञाः ॥

એમ કહીને વિરામ પામે છે.

મારા મિત્ર પ્રો. શ્રીયુત કમલાશંકર સુન્દરલાલ ત્રિવેદીએ આ માનપત્ર વાંચ્યા પછી ધ્રુવસાહેબે બહુ લાગણીપૂર્વક કહ્યું: "તમારા સર્વના અપાર પ્રેમથી હું લાગણી વશ બન્યો છું." એ પણે પૂર્વના લોકો અનિશયોક્તિ કરીએ છીએ એવો આરોપ આપણા ઉપર પશ્ચિમના લોકો મૂકે છે. (A charge is levelled against us that we orientalists indulge in the use of superlatives) પરંતુ આપણે જોયું કે એમાંથી પ્રિન્સિપાલ રોબર્ટસન પણ મુક્ત રહી શક્યા નથી.......... સત્તાવીશ વર્ષની મારી કોલેજની કારકીર્દી દરમિયાન તમારો સર્વનો પ્રેમ એ જ મારો અમૂલ્ય ખજાનો છે અને એ મારી સાથે લઇ ને હું અહીંયાંથી જાઉં છું એ મારો પરમ સંતોષ છે" વગેરે.

\+ + + +

ઈ. સ. ૧૯૧૯માં અમદવાદથી બનારસ ગયા પછી આરંભમાં ધ્રુવસાહેબને ઘણી મુશ્કેલીઓ પડી હતી. યુનિવર્સિટીના સમગ્ર તન્ત્રમાં શિથિલતા હતી. વિદ્યાર્થીઓમાં નિયમન નહિ જેવું હતું પ્રોફેસર કૃપાલાનીજીની મદદથી વિદ્યાર્થીઓમાં નિયમનની પુનઃ સ્થાપના થઇ અને ધ્રુવસાહેબે કુનેહ અને ડહાપણથી સર્વનો પ્રેમ અને વિશ્વાસ સંપાદન કર્યો. મારી સાથેની અનેક વાતોમાં પોતાના પુરોગામી પ્રિન્સિપાલ ગણેશપ્રસાદ વિષે કે પ્રોફેસર જદુનાથ સરકાર વિષે હંમેશા ઉન્નત ઉદ્ગારો જ પોતે કાઢ્યા છે અને એમના ગુણોનું જ દર્શન કરાવ્યું છે. ગણેશપ્રસાદની ગણિતના વિષયમાં વિદ્વત્તાના પોતે પ્રશંસક હતા અને આપણા અક્ષરનિવાસી પ્રો. સ્વામીનારાયણ જો ધારત તો એવા બની શકત એમ મને કહેતા. પ્રો. જદુનાથ સરકારના સંબન્ધમાં એમને અધ્યાપન કરતા

સંશોધનમાં અધિક રસ હતો. અને એમના વિદ્યાર્થીઓને પણ પોતાના સંશોધનકાર્યમાં રોકતા એ અધિકારીઓને પસંદ નહોતું પરંતુ પ્રો. સરકારની પ્રામાણિક માન્યતા હતી કે સંશોધનકાર અધ્યાપકે સંશોધનનું જ વાતાવરણ વિદ્યાર્થીઓમાં રચવું અને એના ઉપર જ એકાગ્રતાથી કામ કરવુ. સાથે સાથે ધ્રુવસાહેબ કહેતા કે "મારી માન્યતા એવી છે કે અધ્યાપન અને સંશોધન બંને એક સાથે થવાં જોઇએ." ધ્રુવસાહેબ યુનિવર્સિટીનું પુષ્કળ કેળવણીવિષયક અને વહીવટી કામ કરતા તથાપિ દર અઠવાડિયે બાર સમય શિક્ષણનું કાર્ય પણ કરતા.

ઘણું કરીને સને ૧૯૨૦માં પંડિત મદનમોહન માલવીય બનારસ યુનિવર્સિટિના ફંડ અર્થે ફંડ અમદાવાદ આવ્યા અને ધ્રુવસાહેબના પ્રમુખપદ નીચે એક વ્યાખ્યાન આપ્યું. એમાં પંડિતજીએ કહ્યું, "હું અમદાવાદનો કેટલો ઉપકાર માનું ? આપે મને ધ્રુવજી આપ્યા. એઓ બનારસ યુનિવર્સિટીનું તો શું પરંતુ સમસ્ત હિંદુસ્થાનનું કેળવણીનું સુકાન ચલાવવા સમર્થ છે."

આ વખતે અમદાવાદમાં પણ ધ્રુવસાહેબે પોતાની હંમેશની પાઘડી નહિ પરંતુ આછો પીળો રેશમી ફેંટો માથે બાંધ્યો હતો. વળી બે ત્રણ સભાઓમા પ્રમુખ તરીકે કરેલા ઉપસંહારોમાં હિન્દી-પ્રચુર ગૂજરાતીનો ઉપયોગ કર્યો હતો.

\+ \+ \+

૧૯૨૦ના ડીસેમ્બરમાં નાગપુર કોંગ્રેસ વખતે અમદાવાદથી એક સ્પેશિયલ જોડાવી હતી અને એમાં અમે પાંચસો માણસો હતા. ધ્રુવસાહેબ જીવણલાલ બૅરિસ્ટર સાથે પહેલા વર્ગના ડબ્બામાં હતાં. માર્ગમાં ઘણું ખરૂં ન્હા ઉપર જ પોતે ચલાવતા અને અમલનેર સ્ટેશને સર્વ ઉતારૂઓનો સંઘ એમના માટે અગાઉથી કરેલી વ્યવસ્થા અનુસાર ભોજન કરવા ઊતર્યો ત્યારે એકાદ બે મિત્રો સાથે ધ્રુવસાહેબ એમના ડબ્બામાં બેસી રહ્યા હતા. નાગપુરમાં પોતે ઘર ભાડે રાખ્યું હતું અને અમદાવાદના કેટલાક મહેમાનોને ત્યાં ઉતાર્યા હતા. સર્વે અતિથિઓને જમાડી સહુથી છેલ્લા ધ્રુવસાહેબ જમતા અને કોંગ્રેસની ખુલ્લી બેઠકમાં મોડા પડતા.

કૉંગ્રેસના સભામંડપમાં મારી પાસે બેઠેલા બનારસ યુનિવર્સિટિના એક વિદ્યાર્થી ડેલિગેટે ધ્રુવસાહેબનાં મુક્ત કંઠે વખાણ કર્યાં હતાં એ સ્મરણમાં આવે છે.

બનારસથી અમદાવાદ ધ્રુવસાહેબ આવતા ત્યારે ત્યાંની સાહિત્ય અને સંસ્કારવિષયક પ્રવૃત્તિઓમાં જેટલો બની શકે તેટલો ભાગ લેતા. એક વાર ૧૯૨૦–૨૧માં પ્રેમાભાઇ હોલમાં પોતે એક ભાષણ આપ્યું અને એમાં પોતાની ભૂલોનો જાહેર એકરાર કર્યો. એક ભૂલ એ સ્વીકારી કે ગાંધીજીના વિચારોના પ્રકાશમાં કેળવણીમાં શિક્ષણનું વાહન ગૂજરાતી થાય તો આપણા વિચારોની અને ગૂજરાતી સાહિત્યની બંનેની ઉન્નતિ થાય એ મત પોતે સ્વીકારતા થયા છે. આ સાથે પોતે એટલું ઉમેર્યું કે જો કે થોડાંક વર્ષો સુધી વાચન અને પરીક્ષણ અંગ્રેજીમાં રાખવું પડશે તો પણ આપણી શાળા–મહાશાળાના વર્ગોમાં શિક્ષકો અને પ્રોફેસરોની ગૂજરાતી વાણી દ્વારા જ ગૂજરાતી ભાષા અને સાહિત્યનું સાચું ઘડતર થઇ શકશે. એક બીજો એકરાર એ કર્યો કે સુરત કૉંગ્રેસના ભંગાણ પછી ટિળક મહારાજના ઉદ્દામ પક્ષ વિષે પોતે ૧૯૦૮માં જે આકરી ટીકા કરી હતી તે વધુપડતી હતી એમ આજ ૧૯૨૧માં વર્તમાન રાજકીય વાતાવરણ જોતાં જણાય છે. અને એમાંના કેટલાક શબ્દો હું પાછા ખેંચું છું! ધ્રુવસાહેબની સત્યનિષ્ઠા આવી ઉદાત્ત હતી.

બનારસથી બંને 'વૅકેશન' દરમિયાન ધ્રુવસાહેબ અમદાવાદ આવતા અને ઉનાળાના પ્રખર તાપમાં આકાશેઠના કુવા ની પોળના મકાનમાં આનન્દથી દિવસો નિર્ગમન કરતા. અમદાવાદમાં જેટલું વધુ રહેવાય તેટલું સારું એ નિશ્ચય હોવાથી અને અકારણ ઘર છોડી બહાર જવાની વાસના નહિ હોવાથી ધ્રુવસાહેબ એ બધો સમય ઘેર રહેતા. એક વાર માલવીયાજીની વાત નીકળતાં મને કહ્યું કે: "પંડિતજીમાં જીવનની સાદાઈ ઘણી. કોઇ વાર હવા ખાવા માટે મસૂરી કે નૈનીતાલ જાય એટલું માત્ર રાજેશ્રીપણું ખરું વળી કેટલીક વાર તો એમના મિત્રો એવાં સ્થળોએ આગ્રહપૂર્વક બોલાવે એટલે પોતે જાય." અમદાવાદ ઉપર એમનો પ્રેમ અનન્ય હતો.

બનારસથી ધ્રુવસાહેબ અમદાવાદ આવે એટલે હું કેટલીક વાર એમને મળવા જતો અને અનેક વાતો કરતો. કોઈ વાર પોતે માંદા હોય

અને ખાટ ઉપર સૂતા હોય અને કોઈ સાથી મારી સાથે હોય તો પોતે બેઠા થઈ જતા અને વાર્તામાં પરોવાતા. જો હું એકલો હોઉં તો પોતે સૂઈ રહીને વાતો કરતા. ધ્રુવસાહેબની શિષ્ટતાની સમજણ બહુ ઊંચા પ્રકારની હતી.

તાવથી શરીર ધખતું હોય તોપણ જો તમે વાત કરાવો તો પોતે દરેક પ્રશ્નનો ઉત્તર આપે એટલું જ નહિ પરંતુ, તમને નવા નવા પ્રશ્નો પૂછે. મ્યુનિસિપાલીટીની ચૂંટણી ચાલતી હોય તો તે સંબન્ધી એવી અવસ્થામાં પણ વીગતવાર પૂછપરછ કરે અને તાત્પર્ય જાણી લે. તાવ દરમિયાન પુસ્તક પણ છાતી ઉપર હોય.

એક વાર અમદાવાદ મ્યુનિસિપાલિટીએ હડકાયા કૂતરા મારવા માટે એક યંત્ર મંગાવવાની પેરવાઈ કરી હતી. તે વખતે પોતે કહ્યું, "આના કરતાં ચોકખું દૂધ લોકોને પૂરું પાડવા માટે એ લોકસંસ્થાએ કટિબદ્ધ થવું જોઇએ. કૂતરાથી મનુષ્યો કેટલાક મરતા હશે? એના કરતાં ઘણા વધારે દૂધ જેવા પૌષ્ટિક ખોરાકના અભાવથી અથવા ભેળસેળથી મરતા હશે."

એક પ્રસંગે બર્ટ્રાન્ડ રસલ વિષે મેં વાત કાઢી એટલે પોતે કહ્યું: "આપણા રઘુનાથ પુરુષોત્તમ પરંજપે જે વર્ષમાં સિનિયર રેંગ્લર થયા તે જ વર્ષમાં તે જ પરીક્ષામાં બર્ટ્રાન્ડ રસલ સાતમે નંબરે પાસ થયા. પરંતુ એણે સ્વાશ્રય અને ખંતથી ઘણું જ્ઞાન પ્રાપ્ત કર્યું. જગતના એક મહાન તત્ત્વચિન્તકનું પદ એણે મેળવ્યું છે અને એનું તત્ત્વચિન્તન મહાશાળાઓમાં શિખવાય છે."

વળી એક બીજે પ્રસંગે બર્ટ્રાન્ડ રસલના 'On Education'ના બે પ્રકરણો અને મિસ મેયોનું પુસ્તક પોતે વાંચ્યાં નથી એમ મને જણાવ્યું. ધ્રુવસાહેબની વિશુદ્ધિની ભાવના બહુ ઊંચી હતી અને કેટલાકને એ કદાચ વિલક્ષણું પણ લાગે.

બર્નાર્ડ શૉ અને એચ. જી. વેલ્સ વિષે પણ વાતો નીકળતી શૉની બુદ્ધિની ચમક એમને ગમતી. 'જે મનુષ્ય સમાજ પાસેથી લે છે તેના કરતાં એને વધારે આપે છે તે • સજ્જન' (Gentleman) એ શૉની વ્યાખ્યા એમને અત્યંત પ્રિય હતી. 'સેઇન્ટ જોન'ને પોતે જગતની

મારા મિત્રે પણ ધ્રુવસાહેબની રજા માંગી. ધ્રુવસાહેબે કહ્યું, 'જરા થોભો, હું હમણાં જ પૂરું કરું છું.' પરંતુ મારા મિત્રે પરમ ઉપકારકવૃત્તિથી ઉત્તર વાળ્યો. "સાહેબ, આ થોડીક ક્ષણોમાં મેં જે જોયું અને સાંભળ્યું તેનું હું મનન કરું તો પણ મારું જીવન સાર્થક થાય તેમ છે. આપની આટલી કૃપા થઈ એ મારે મન બહુ છે. હું આપનો ઋણી છું." આટલું કહી મારા મિત્રે પ્રણામ કરી વિદાય લીધી.

ઈ. સ. ૧૯૨૪માં બનારસમાં ધ્રુવસાહેબ બહુ માંદા પડ્યા. એમનાં ઘણાંખરાં સ્વજનો અને મિત્રોમાં નરસિંહરાવભાઈ તથા ઉત્તમલાલભાઈ પણ ત્યાં ગયા હતા. શરીર પડી જશે એવો ભય રહેતો હતો. પગના ઘૂંટણનો દુખાવો અસહ્ય હતો અને કલાકો સુધી પગને દબાવાય તો જ દુઃખ સહેજ સહ્ય થતું. એક દાક્તર રાત્રે એમની પાસે સૂઈ રહેતા અને બહુ સેવા કરતા એ વાત પોતે કૃતજ્ઞતાપૂર્વક કહી હતી. મંદવાડ દરમિયાન સુન્દર સંગીત સંભળાવવાની વ્યવસ્થા યુનિવર્સિટી તરફથી કરવામાં આવી હતી અને એમનું ઘણું કષ્ટ એથી ઓછું થતું હતું.

તા. ૩૧-૧૨-૨૫ના રોજ ધ્રુવસાહેબ સાથે એમના આકાશેઠના કૂવાની પોળમાંના મકાનમાં થએલી એક વાતચીતની નોંધ મારી એક ડાયરીમાંથી નીચે પ્રમાણે મળી આવે છે.

પ્રશ્ન : હિંદુ-મુસ્લીમ ઐક્ય હમણાં થાય એમ આપને લાગે છે?

ઉત્તરઃ એનો કાળ નિર્ણય કરશે એમ મને જણાય છે. આજથી છમાસ પૂર્વે મેં ગાંધીજીને કહ્યું હતું કે ઓછામાં ઓછાં વીશ વર્ષ પહેલાં આ પ્રશ્નનો નિકાલ આવે તેમ મને લાગતું નથી. અલબત્ત, મને આપણા દેશની Adaptabilityમાં શ્રદ્ધા છે. હિંદુસ્થાને એના ઇતિહાસમાં સંસ્કૃતિની ઘણી આપ-લે કરી છે.

પ્રશ્ન : ગાંધીજીનું અસહકારનું શસ્ત્ર તદ્દન નવીન જ ગણાય કે કેમ?

ઉત્તરઃ કેવળ એમ તો નહિ. આપણા ઇતિહાસમાં ત્રણ વાર અસહકાર થયો છે. એક તો અકબરના સમયમાં રાણા પ્રતાપે અકબર સાથે કરેલો અસહકાર; બીજો ૧૮૫૭ના બળવામાં આપણા લોકોએ કરેલો અસહકાર અને ત્રીજો હાલનો અસહકાર.

પ્રશ્ન : તત્ત્વચિન્તનનો સારો અભ્યાસ શી રીતે કરવો ?

ઉત્તર: તત્ત્વચિન્તનના ગ્રંથો વાંચવા અને વિચારવા. એ વિચારોનું સમાજમાં મૂર્તિમન્ત સ્વરૂપ સમજવાને Sociology–સમાજશાસ્ત્ર–ના અભ્યાસની પણ જરૂર ખરી. વળી ઇતિહાસમાં એ તત્ત્વવિચારો ક્યાં ક્યાં પ્રત્યક્ષ થાય છે તે જાણવા માટે ઇતિહાસનો અભ્યાસ કરવો. આ ઉપરાંત કવિની વાણીમાં એ વિચારો શી રીતે પ્રકટ થાય છે તેની સમજણ માટે કવિતાનો અભ્યાસ કરવો. આ રીતે તત્ત્વજ્ઞાનનો સાચો અભ્યાસ થઈ શકે.

પ્રશ્ન : આપને હજી પણ આપણા જીવનમાં Vigour of life–જીવનનું જોમ લાગે છે ?

ઉત્તર: હા, હાલ પણ એ છે. આપણા રાષ્ટ્રીય જીવન–National life–નો પ્રવાહ અવિચ્છિન્ન છે.

પ્રશ્ન : ટાગોર જેવા વર્તમાન કેળવણી ન લે તો પણ બુદ્ધિને ઉત્તમ રીતે કેળવી શકે છે. ત્યારે દરેકે આ કેળવણીના ચક્રમાં ફરવું જ જોઇએ ?

ઉત્તર: અલબત્ત, કેળવણી Mediocrities માટે છે; Genius તો ગમે ત્યાં ઉત્પન્ન થાય છે.

ગાડી આવવાને વાર હોય ત્યારે સ્વજનો અને મિત્રો સાથે રેલ્વે સ્ટેશન ઉપર ધ્રુવસાહેબ ઘણી વાર માર્મિક વચનો ઉચ્ચારી વિનોદ કરતા. એક વાર એક કન્યા સાસરે જતી હતી અને રેલ્વેના ડબ્બા પાસે એનાં સગાંવહાલાં જેઓ એને વળાવવા આવ્યાં હતાં તે એકત્ર થયાં હતાં. કેટલાકની આંખો ભીની થઇ હતી અને કન્યાના નેત્રમાંથી ચોધાર આંસુઓ વહેતાં હતાં. ધ્રુવસાહેબે આ દશ્ય જોઇને કહ્યું: "આ વિદાયની સ્થિતિ–ન કેવળ શોકની કે ન કેવળ આનંદની–એમાંથી કઇ છે એ કહેવું મુશ્કેલ છે. ખરેખર, એ બંનેની મિશ્ર અવસ્થા છે. એક તરફ જૂના પરિચિત જીવનનો વિયોગ શોક ઉત્પન્ન કરે છે, તો બીજી તરફ નવજીવનનું મધુર દર્શન આનંદની પ્રેરણા આપે છે.

એક વાર કવિતાની ઉત્પત્તિ વિષે વાત નીકળતાં પોતે કહ્યું. "મારે ચિત્તક્ષોભ સાથે લડાઇ છે. હું તો કલ્પના જ માનું છું. વાસ્તવિકતાની શુષ્કતા સાચી કવિતામાં જોઇએ જ નહિ." વળી, એક બીજા પ્રસંગે "અન્તર્દીપ" માટે કહ્યું. "હું 'અન્તર્દીપ' જેવો પદાર્થ માનતો નથી; એટલે 'અન્તર્દીપ' જોનારને એમાં હૃદયનું દુઃખ છતાં બુદ્ધિનું કષ્ટ નહિ જણાય એ સંભવિત છે...'અન્તર્દીપ'ના સિદ્ધાન્તને નહિ માનનાર મારા જેવાને તો એમ જ લાગે છે કે અંધારાથી છવાએલા સ્વરાજ્યના માર્ગમાં ગાંધીજીએ 'અન્તર્દીપ' ઉપર વધુપડતો ભાર મૂકવાથી સાથે ચાલતા દીપ ખોયા છે. પરિણામે ગાંધીજીની આસપાસ અન્ધશ્રદ્ધા અને જડતાની દિવાલ ઊભી થઈ છે." સ્વરાજ્ય માટે હિન્દુસ્થાનની લાયકાત વિષે એક પ્રસંગે પોતે કહ્યું. "હિન્દુસ્થાનને શા માટે સ્વરાજ્ય જોઇએ છે? હિન્દુસ્થાને જગતના સુધારામાં શો ફાળો આપ્યો એ જ કસોટી. હિન્દુસ્થાનનો ઇતિહાસ નાલાયકીનો ઇતિહાસ નથી. વર્તમાન સ્થિતિમાં સ્વરાજ્ય કેમ મેળવવું એ જ પ્રશ્ન છે. હિન્દુસ્થાને કર્યું છે તેવું કોઇએ કર્યું નથી. યુરોપની પ્રજાઓ અનેક ધર્મ અને પ્રજાનો સમન્વય કરી શકી નથી તે હિન્દુસ્થાને કર્યું છે.

"ઉગ્ર અસહકારના સમય દરમિયાન પણ બનારસ યુનિવર્સિટીમાં પિકેટિંગ કરનાર વિદ્યાર્થીઓ મને, રજિસ્ટ્રારને અને એક કલાર્કને અમારું રોજનું કાર્ય કરવા જવા દેતા. મારી સ્વદેશભક્તિનું સ્વરૂપ એઓ બરાબર સમજતા. હું તો હંમેશ કહેતો આવ્યો છું કે ધર્મ અને સ્વદેશપ્રીતિ એ બંને મહાન સ્તંભો છે કે જેના ઉપર જ્ઞાનની મજબૂત કમાન બાંધીને યુનિવર્સિટીની ભવ્ય ઇમારત બાંધી શકાય છે."

ધ્રુવસાહેબે ન્યાય અને દયા અથવા Truth and Loveનો પોતાના જીવનમાં સુન્દર સમન્વય કર્યો હતો એ સુવિદિત છે. સને ૧૯૨૭માં શિલોંગથી વળતાં હું બનારસ ઊતર્યો અને ધ્રુવસાહેબને યુનિવર્સિટીમાં એમના બંગલે મળ્યો. હું વાતચીત કરતો હતો ત્યાં એક અંગ્રેજીના વિષયમાં એમ. એ. થએલાં યુવક અલ્હાબાદ યુનિર્સિટીની જગ્યા છોડીને બનારસ યુનિવર્સિટીમાં આવવા માટે ધ્રુવસાહેબની પાસે 'ઇન્ટરવ્યુ' વાસ્તે આવ્યા. અંગ્રેજીના વિષયના અધ્યક્ષ પ્રો. શેષાદ્રીએ એમને ધ્રુવસાહેબને મળવા

મોકલ્યા હતા. ધ્રુવસાહેબે વાર્તાલાપમાં અલ્લાહાબાદમાં શિખવાતા અંગ્રેજીના વિષય દ્વારા ઓગણીસમા અને વીસમા સૈકાની કવિતાના સ્વરૂપનો ભેદ એની પાસેથી કઢાવ્યો અને દશેક મિનિટ પછી રજા આપી. એ ગયા કે તુરત જ મને કહ્યું: "માત્ર સો રૂપિયાની જગ્યા ખાલી છે. પરંતુ એના ઉચ્ચાર ખરાબ છે એટલે એ બિચારાને એ નહિ મળે." આમ પોતે અપૂર્વ તટસ્થતાથી વ્યક્તિઓ અને વસ્તુઓને જોતા.

બીજે દિવસે મારે યુનિવર્સિટી જોવી હતી એટલે નક્કી કરેલે વખતે ધ્રુવસાહેબને ત્યાં ગયો. તુરત જ પોતે સાદ પાડ્યો, "ચપરાસી ?" એટલા પ્રભાવશાળી ઊંચા અવાજથી પોતે બૂમ પાડી કે મને ક્ષણવાર આશ્ચર્ય થયું! પરંતુ તુરત જ મનમાં સમજાયું કે આ રીતે અંદરથી કોમળ પણ ઉપરથી કઠોર વર્તન રાખવામાં ન આવે તો નોકરો દ્વારા જોઈતું કામ લઈ શકાય નહિ. પોતે એક ચિઠ્ઠી લખીને નોકરને આપી અને તે પરથી યુનિવર્સિટીનાં જુદાં જુદાં ખાતાઓનું વીગતવાર કામ મને દરેક ખાતાના મુખ્ય અધ્યાપકે સમજણ પાડીને બતાવ્યું. પ્રો. ગાંધીએ 'Mining and Metallurgy'નું ડિપાર્ટમેન્ટ ઉત્સાહપૂર્વક દેખાડયું અને પ્રો. સેને Chemistryનું ડિપાર્ટમેન્ટ પણ એટલા જ ઉત્સાહથી બતાવ્યું.

"પૂરું કરીને અહીં આવો. મને મળીને પછી જજો." એમ ધ્રુવસાહેબે આજ્ઞા કરેલી એટલે હું એમને બંગલે ગયો પરંતુ પોતે ફરવા ગયા હતા. પછીના દિવસે હું મળ્યો ત્યારે કહ્યું કે "એકાદશીના ફળાહાર માટે રસોયો શીંગોડાનો લોટ ખરાબ લાવ્યો હશે તેથી મને ઊલટી થઈ અને હું વહેલો ફરવા ગયો એટલે તમને મળી શક્યો નહિ."

ધ્રુવસાહેબના મકાનના ઉપરના ત્રણે ખંડોમાં ચોતરફ પુસ્તકો દેખાતાં હતાં અને પોતે એક ધોળા ખાદીની 'ફોલ્ડિંગ ચેર' ઉપર બેઠા હતા.

\+ + × +

ઈ. સ. ૧૯૩૦માં એક બપોરે, 'હિન્દનાં પ્રાચીન વિદ્યાપીઠો' હું લખતો હતો, તેવામાં પ્રાચીનકાળની કેળવણી વિષે મારી કેટલીક મુશ્કેલીઓનું સમાધાન કરવા ધ્રુવસાહેબ પાસે ગયો. મેં પૂછ્યું: "બ્રાહ્મણ વિદ્યાગુરુઓ દ્વિજ માત્રને કેળવણી આપતા પરંતુ ધંધાની કેળવણી કોણ આપતું ?"

ધ્રુવસાહેબે ઉત્તર આપ્યો, "પિતા પુત્રને ધંધાની કેળવણી આપતો એમ જણાય છે." એક બીજો પ્રશ્ન મેં પૂછ્યોઃ "સંસ્કૃત ભાષા ક્યારે શિક્ષણના વાહન તરીકે બંધ થઈ અથવા એની સાથે સાથે પાલીએ ક્યારે એનું સ્થાન લીધું ?" ધ્રુવસાહેબે જવાબમાં કહ્યું, "એ કહેવું મુશ્કેલ છે. પરંતુ હિન્દુસ્થાનના જુદા જુદા પ્રાન્તમાં એ જુદે જુદે વખતે બન્યું હોય એમ લાગે છે. ઉદાહરણ તરીકે, પંજાબમાં પાલી શિક્ષણનું વાહન બની હોય ત્યારે બંગાળમાં એ ન પણ હોય."

બીજો એક પ્રશ્ન મેં પૂછ્યોઃ "ડૉ. ટાગોર કહે છે કે આપણી સંસ્કૃતિનું પ્રભવસ્થાન તપોવન છે તો નગરના સંસ્કૃતિનું શું ?"

ધ્રુવસાહેબે કહ્યું, "મારી સમજણ પ્રમાણે, નગર, વન, અને ગ્રામ એ ત્રિવેણી આપણી સંસ્કૃતિનું મૂળ છે. આપણા ઉત્તમ તત્ત્વવિચારો જેમ તપોવનમાં થયા છે તેમ રાજમહેલમાં અને યજ્ઞવાટમાં પણ થયા છે."

ધ્રુવસાહેબની રજા લઈને હું નીચે ઊતર્યો ત્યાં તો મારી પાછળ એક બાળકની જેટલી ઝડપ અને ઉત્સાહથી પોતે એકદમ નીચે ઊતર્યા અને 'ચેટરજીની એક ચોપડી જરૂર વાંચજો.' એમ સૂચના આપી પાછા ઉપર ચઢી ગયા.

આજથી બાર-તેર વર્ષ ઉપર અમદાવાદના પ્રાર્થનાસમાજ હૉલમાં ગૂજરાત કૉલેજના અંગ્રેજીના પ્રોફેસર શ્રીયુત દાવરે 'શ્રીકૃષ્ણ' વિષે ધ્રુવસાહેબના પ્રમુખપદ નીચે ભાષણ આપ્યું. ભાષણમાં કૃષ્ણના જીવનના કેટલાક પ્રસંગો ઐતિહાસિક દૃષ્ટિએ એમણે વર્ણવ્યા હતા. ધ્રુવસાહેબે પ્રશ્નો પૂછવા માટે શ્રોતાઓને છૂટ આપી. મેં એક પ્રશ્ન પૂછ્યોઃ "મહાભારત એ ઇતિહાસ નહિ પરંતુ કવિની દૃષ્ટિએ કવિપ્રતિભાએ જોએલું ઐતિહાસિક કાવ્ય છે એ સમજણ બરાબર છે ?" ધ્રુવસાહેબે મારી સમજણ યથાર્થ છે એમ જણાવ્યું એટલે મેં એક બીજો પ્રશ્ન પૂછ્યોઃ "મહાભારતના યુદ્ધમાં પ્રતિજ્ઞાભંગ કરી શસ્ત્રો ઉગામી શ્રીકૃષ્ણ ભીષ્મ સામે દોડ્યા એ પરમાત્માનું कर्तुमकर्तुमन्यथाकर्तुं समर्थः એવું સર્વશક્તિમાન સ્વરૂપ કે બીજું કાંઈ ?" ધ્રુવસાહેબે ઉત્તર આપ્યો, "ના, એ સ્વરૂપ નહિ, પરંતુ તમે હમણાં કહ્યું હતું તેમ એ કવિની દૃષ્ટિએ પરમાત્માનું Emanci-

pated નહિ પરંતુ Circumscribed સ્વરૂપ અર્થાત્, એ પરમાત્માનું માયાની પારનું સ્વરૂપ નહિ પરંતુ માયાવિશિષ્ટ અથવા બદ્ધ સ્વરૂપ છે." પોતે ઉપસંહારમાં એક અગત્યની વાત કહી કે આપણા પૂર્વજો ચાલ્યા ગયા પણ આપણી સંસ્કૃતિરૂપી ભવ્ય ઇમારત અહિંયાં મૂકતા ગયા છે. અલબત્ત, એ ઇમારતને તાળું વાસી ગયા છે પરંતુ કૂંચી સાથે લઇ ગયા નથી પણ પસેના ગોખલામાં મૂકી ગયા છે. એ કૂંચી શોધી તાળામાં બેસાડી તાળું ખોલી આપણે મકાન ઉઘાડવાનું છે, એના ખડેખંડ નિહાળવાના છે અને એમાં રહેલો અમૂલ્ય ખજાનો એમાં ફરીફરીને શોધવાનો છે."

એક બીજા પ્રસંગે પણ કાંઇક પૂર્વોક્ત પ્રકારનાં વચનો આમ કહ્યાં હતાં:

"Our ancients wrote works which were at once great monuments of Imagination and Reason. The key of their structures was generally placed in or about the place. which the Disicple was to find out for himself."

એક વાતચીતમાં મને કહ્યું: "એક પ્રસંગે અલ્હાબાદમાં કાંઇક કામસર હું તેજબહાદુર સપ્રુને ત્યાં મધ્યાહ્ન પછી ગયો. તેઓ આરામ લેતા હતા અને હુકો પીતા હતા એમનો પહેરવેશ, એમનો ઓરડો અને આસપાસનું સાહિત્ય જોઇને મારાં નેત્ર સમક્ષ મોગલ સમયના ઉમરાવોના દીવાનખાનાનું વાતાવરણ ખડું થયું–આખો મોગલ સમય ખડો થયો એમ કહું તો પણ ચાલે."

'Modern Scholarship'ની પદ્ધતિએ ધ્રુવસાહેબ અનેક કૂટ પ્રશ્નોનું સમગ્ર ચિન્તન કરી વ્યાખ્યાન અથવા વાતચીતમાં શી રીતે રજૂ કરતા એનું એક સુન્દર ઉદાહરણ નીચેના 'શ્રીકૃષ્ણ'ના જીવન વિષેના એક હિન્દી વ્યાખ્યાનને આધારે લગભગ એમના જ શબ્દોમાં ઉતારું છું.

મહાપુરુષનું જીવનચરિત એ જગતનો કૂટ પ્રશ્ન છે. એમાં પણ પરમપુરુષ શ્રીકૃષ્ણનું જીવન એમની માયા જેવો અલૌકિક કૂટ પ્રશ્ન છે.

કાર્યાકાર્ય વિચારણાપરાયણ કેટલાક જનોને એમનાં કેટલાંક કાર્યો અનુચિત જણાય છે અને એમની પરમપુરુષતાની સાથે અવિરોધ કરવો કઠિન લાગે છે. પરંતુ વસ્તુતઃ જેટલા પ્રમાણમાં શ્રીકૃષ્ણનો ભારતજનોના હૃદય ઉપર પ્રભાવ પડયો છે તેટલા પ્રમાણમાં તે તે જનોએ શ્રીકૃષ્ણની કલ્પના વધારી છે. એમના ચરિત્રમાં વાસ્તવિક ઇતિહાસ અને રૂપક બંનેનું સંમિશ્રણ રહેલું છે; કેટલાક વિદ્વાનો રૂપકનો અંશ માનતા નથી. પરંતુ મહાભારતના કૃષ્ણ, અને હરિવંશ, વાયુપુરાણ, વિષ્ણુપુરાણ, ભાગવતપુરાણ વગેરેના કૃષ્ણ એમ બે કૃષ્ણને જુદા કરે છે અને એકને મહાપુરુષ અને બીજાને તેનાથી વિપરીત માને છે.

બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય—ભાગવતાદિના કૃષ્ણનો ત્યાગ કરી મહાભારતના કૃષ્ણનું બહુ ગૌરવ કરે છે. સર રામકૃષ્ણ ભાંડારકર ભાગવત (ભક્તિ) ધર્મપ્રવર્તક સાત્ત્વત ક્ષત્રિયવર વાસુદેવ કૃષ્ણ અને ગોકુલનિવાસી ગોપાલકૃષ્ણ એમ ભેદ માને છે અને એક પ્રાચીન મહાભારતના અને બીજા પાછળથી રચાયલા હરિવંશાદિના છે એમ કહે છે. પરંતુ "ભાગવત ધર્મનો આરંભ અતિ પ્રાચીન છે. બૌદ્ધ અથવા જૈન ધર્મથી પણ એ પ્રાચીન છે. બૌદ્ધ ધર્મના સુત્તમાં પણ એ મતનું સૂચન છે. અને પતંજલિ—મહાભાષ્ય, મેગેસ્થનીસ, ભાસનાં નાટકો અને અનેક શિલાલેખોના પ્રમાણ ઉપરથી એ ધર્મની પ્રાચીનતા—ખ્રિસ્તી ધર્મથી એની પૂર્વતરતા—હવે નિર્વિવાદ રીતે સિદ્ધ થઈ છે. પરંતુ ગોપાલકૃષ્ણના વિષયમાં મોટી શંકા રહી છે. સર રામકૃષ્ણ એમ બતાવે છે કે મહાભારતની દક્ષિણ હિન્દુસ્થાનની પ્રતમાં ઘણો ભેદ છે. એમાં એક ભેદ એ છે કે સભાપર્વમાં ગોકુલનું વર્ણન દક્ષિણના મહાભારતમાં મળી આવે છે, પરંતુ ઉત્તરના મહાભારતમાં મળતું નથી. કૃષ્ણ ગોપ છે એટલે જરાસંધ એની સાથે લઢવાનું સ્વીકારતો નથી એમ દક્ષિણની પ્રતમાં કહ્યું છે; ઉત્તરની પ્રતમાં નહિ. વિષ્ણુના અવતારના વર્ણનમાં દક્ષિણની પ્રતમાં ગોપાલકૃષ્ણનો ઉલ્લેખ છે; ઉત્તરની પ્રતમાં એ નથી. સભાપર્વમાં શિશુપાલ કહે છે કે કૃષ્ણે પૂતનાને મારી અને ભીષ્મે ગોકુલમાં કરેલાં કાર્યોની સ્તુતિ કરી, પરંતુ ભીષ્મની એ સ્તુતિમાં એ ભાગ મળતો નથી. મહાભારતમાં ગોવિન્દ શબ્દ આવે છે પરંતુ એ શબ્દનો અર્થ ભાગવત ગોપેન્દ્ર કરે છે એવો મહાભારતમાં

અર્થ નથી." પરંતુ "नग्नां च धरणीं पूर्वमविन्दं वै गुहागतम्" ઇત્યાદિ વચનમાં "गां धरणीं पृथ्वीं विन्दति लभते असौ गोविन्दः" એવો અર્થ નજરે આવે છે. આ ઉપરથી ડૉ. ભાંડારકર એવો તર્ક કરે છે કે મહાભારતકારને ગોપાલકૃષ્ણનું ભાન હોત તો ગોવિન્દ શબ્દનો અર્થ ભાગવતની રીતથી ગોપેન્દ્ર કર્યો હોત અને 'गामविन्दम्' એવો કર્યો ન હોત. હરિવંશમાં ગોપાલકૃષ્ણનું ભારે ગૌરવ કર્યું છે પરંતુ એ પુસ્તક ઇસ્વીસન પછી ત્રીજા શતકમાં રચાયું છે કારણ એમાં—

देवदेवाद्यनन्ताय शौरिणा वज्रपाणिना
प्रेषितं देवराजेन दिव्याभरणमम्बरम्
माथुराणां च सर्वेषां भागा दीनारकादरा

એમ રોમન સિક્કા 'દીનાર'નો ઉલ્લેખ દેખાય છે. ગોપાલકૃષ્ણની આભીર જાતિ હિન્દુસ્થાનમાં ખ્રિસ્તી સન પછી પહેલી સદીમાં આવી અને એણે ક્રાઇસ્ટ શબ્દને સ્થાને કૃષ્ણ શબ્દ મૂકી દીધો. આ કથનને હું પૂર્વપક્ષરૂપ—અર્થાત્ વિચાર કરવા યોગ્ય પણ ખંડન કરવા યોગ્ય ગણું છું. હરિવંશને પરમ પૂજ્ય વિદ્વદ્વર 'દીનારક' પ્રયોગના કારણે ત્રીજા સૈકામાં મૂકે છે તે ઠીક નથી. જે અધ્યાયમાં એ શબ્દ મળી આવે છે તે બીજા અધ્યાયોની સરખામણીમાં બહુ જ લાંબો ૧૨૫ શ્લોકનો બનેલો છે. અને એના આરંભના શ્લોકનો એના પહેલાંના અધ્યાયની સાથે કાંઈ પણ સંબન્ધ નથી; એથી એમાં એ ક્ષેપક છે એમ સકારણ શંકા થાય છે. અર્થાત્ એક અધ્યાય અથવા અધ્યાયના શ્લોકથી સમસ્ત હરિવંશની અર્વાચીનતા સિદ્ધ થઈ શકતી નથી. પતંજલિના મહાભાષ્યમાં અર્થાત્ ઇ. સ. પૂ. ૧૫૦ વર્ષ ઉપર કંસવધનો ઉલ્લેખ છે એની પણ કાંઈ કિંમત હોવી જોઇએ. વળી ભાસનાં નાટક પણ આમાં બહુ જ પુષ્ટિ આપે છે. એક બીજી વાતઃ બૌદ્ધગ્રન્થ ઘટજાતકમાં કંસની બહેન દેવગર્ભાના પુત્ર વાસુદેવને અન્ધકવેણ્હુ અને એની પત્ની નન્દગોપાને સુપ્રત કરેલ છે એમ કહ્યું છે. બધાં જાતકો પ્રાચીન નથી એમ કહેવું કબૂલ છે. પરંતુ કૃષ્ણ જે અન્ધક અથવા વૃષ્ણિવંશના હતા તેને અન્ધક વંશ બનાવી દીધા છે અને નન્દના સ્થાને નન્દગોપા નામની સ્ત્રી બનાવી દીધી છે. આવી ગરબડ શક્ય હોઈ શકે તે માટે મૂળકથા અને જાતક

વચ્ચે સારું અન્તર રાખવું જોઈએ. આ પ્રમાણે મહાવીર સ્વામીની કથામાં પણ દેવાનન્દાના ગર્ભમાંથી ત્રિશલાના ગર્ભમાં જવાની કથાનો ભાગ છે. એ પણ કૃષ્ણજન્મની પ્રાચીનતર કથાનું જ રૂપાન્તર છે, અને આ બંને વચ્ચે પણ અન્તર જોઈએ ઇત્યાદિ અનેક રીતે પૂર્વોક્ત પૂર્વ પક્ષને શિથિલ કરી શકાય, પરંતુ આથી પણ વિશેષ વિચારવા લાયક સ્થિતિ છે. કૃષ્ણની ગોપકથાને હું ઇસવીસનના પહેલા સૈકામાં આભીરલોક હિન્દુસ્થાનમાં આવ્યા તે પહેલાં મૂકું છું. મારું સવિનય માનવું છે કે કૃષ્ણગોપની કથા તો ભૂતકાળમાં વેદથી ચાલી આવે છે. ઋગ્વેદસંહિતાના વિષ્ણુસૂક્તમાં **"विष्णुर्गोपा अदाभ्यः"**–વિષ્ણુ કોઈથી દબાય નહિ એવો ગોપ છે એમ કહ્યું છે. વળી વિષ્ણુલોકમાં **"यत्र गावो भूरिशृंगा अयासः"** "મોટાં શીંગડાવાળી ગાયો" છે એવું વર્ણન કર્યું છે. અર્થાત્ કૃષ્ણ અને અર્જુનનું સખ્ય, નરનારાયણ દ્વારા **द्वा सुपर्णा सयुजा सखाया** ઇત્યાદિ ઉપનિષદ્વાક્યમાં થઈને છેક ઋગ્વેદસંહિતા પર્યન્ત લઈ જઈ શકાય તેમ છે. આ પ્રમાણે કૃષ્ણનું ગોપ બનવું તે વેદમૂલક છે, ખ્રિસ્તી આભીર લોકની જનશ્રુતિમૂલક નથી. વળી કૃષ્ણનું ક્રિસ્ત થાય છે પણ ક્રિસ્તનો કૃષ્ણ તો માત્ર કલ્પના છે.

હજી એક પ્રશ્ન થાય કે કૃષ્ણથી કથાને હું ઐતિહાસિક માનું છું કે રૂપક માનું છું.

કૃષ્ણ દેવકીપુત્રનો ઉલ્લેખ છાન્દોગ્યઉપનિષદમાં આવે છે અને ત્યાં સિદ્ધાન્ત પ્રતિપાદન કરવામાં આવ્યો છે, તે ભગવદ્ગીતાના સિદ્ધાન્તને અનુકૂળ છે. શતપથબ્રાહ્મણમાં મહાભારતના બીજા કેટલાક પુરુષોનો ઉલ્લેખ છે. આ બધું વિચારતાં હું કહી શકું છું કે કૃષ્ણ ઐતિહાસિક પુરુષ છે. પરંતુ કેટલાક અંશમાં એની કથા ઉપર બતાવ્યું તે પ્રકારનું રૂપક પણ છે. કેટલાક અંશ કેવળ રૂપક અને કેટલાક ઐતિહાસિક છે. કેટલાક બંને છે. બંને શી રીતે હોઈ શકે એમ પૂછવામાં આવે તો એનો ઉત્તર અંગ્રેજીમાં સ્પેન્સરની 'Fairie Queene'માં મળી આવે છે. એમાં ત્રણ પ્રકાર છેઃ એલિઝાબેથ રાણીની કથા છે; આર્થર આદિ મધ્યયુગના નાઇટની શિવલ્રી'ની કથા છે અને 'Una or Duessa–એકતા અને અનેકતા–સત્ય અને અસત્યના ઝઘડાની પણ કથા છે. Christian

Theology જોશો તો ત્યાં પણ ઐતિહાસિક અને આધ્યાત્મિક ક્રાઇસ્ટનો સ્વીકાર આપણને દેખાય છે."

ઉપર પ્રમાણે વર્તમાન વિદ્વત્તાની પદ્ધતિએ ભૂમિકા રચી પોતે કોઈ કોઈ વાર વ્યાખ્યાનો કે વાર્તાલાપ કરતા.

એક વાર શ્રીયુત અંબાલાલ સારાભાઇએ એમના 'રીટ્રીટ'માં ધ્રુવસાહેબને 'તત્ત્વજ્ઞાન' વિષે થોડીક સામાન્ય સમજણ આપવા માટે વિનંતિ કરી અને જુદા જુદા તત્ત્વવિચારમાં રસ ધરાવનાર ચાળીસેક નાગરિકોને નિમન્ત્રણ આપ્યું.

ધ્રુવસાહેબે અંગ્રેજી અને ગૂજરાતી બંને ભાષાઓમાં આશરે ૨૫-૩૦ મિનિટમાં તત્ત્વજ્ઞાનની સાધારણ ભૂમિકા સમજાવી અને પછી શ્રોતાજનોને પ્રશ્નો પૂછવા હોય તો તેમ કરવા જણાવ્યું:

પ્રશ્ન: ઊંચા અર્થમાં ભક્તિ અને જ્ઞાન બંને એક જ નહિ?

ઉત્તર: અને કર્મ પણ ખરું.

પ્રશ્ન: પ્રાર્થનામાં તો ભક્તિ જ હોય ને?

ઉત્તર: એમાં પણ જ્ઞાન તો ખરું.

પ્રશ્ન: કયો યોગ સહુથી ચઢિયાતો?

ઉત્તર: પ્રપત્તિયોગ.

પ્રશ્ન: આત્માનું સ્વરૂપ શું?

ઉત્તર: જ્ઞાન-સંવિત્-(Consciousness).

પ્રશ્ન: સ્ત્રીના અને પુરુષના આત્મા વચ્ચે કાંઇ ભેદ ખરો?

ઉત્તર: એ તો સ્ત્રી જ કહી શકે.

પ્રશ્ન: આ સંસારમાં વેર, ઝેર પ્રપંચ વગેરે વધારે ને વધારે કેમ દેખાય છે?

ઉત્તર: એ તો એમાં જેવું જોઈએ તેવું દેખાય. સારું જોનારને સારું જણાય અને એથી વિપરીત જોનારને વિપરીત જણાય.

પૂર્વોક્ત પ્રશ્નોત્તરો જ સ્મૃતિમાં ઊતરી શક્યા છે.

છેવટે, "આપણે તો આવા કામથી ટેવાએલા છીએ પરંતુ આ (આવેલાં સ્ત્રીઓ) બધાંને આપણે બહુ પરિશ્રમ આપવો ન જોઈએ. આપણે હવે બંધ કરીએ." એમ કહી દોઢેક કલાકને અંતે એ રસપ્રદ પ્રસંગ પૂરો કર્યો.

પ્રશ્ન પૂછનારાઓમાં શ્રીયુત દત્તાત્રેય કાલેલકર, પંડિત સુખલાલજી, શ્રીયુત અંબાલાલભાઈ, શ્રીમતી સરલાદેવીબ્હેન, પ્રો. દાવર, શ્રીયુત ભગવાનજીભાઈ, અને આ લેખક વગેરે હતાં.

મારાં બે પુસ્તકો-'પ્રવાસનાં સંસ્મરણો' અને 'વાલ્મીકિનું આર્યદર્શન'ની-ધ્રુવસાહેબને મેં પત્ર સાથે ભેટ મોકલી અને નીચે પ્રમાણે એમણે ઉત્તરો લખવાની કૃપા કરી હતી.

બનારસ
તા. ૧૭/૧૧/૩૨

રા. ભાઈ ત્રિવેદી

પુસ્તક મળ્યું. અને તે પછી કાર્ડ પણ મળ્યું. કાર્ડ મળ્યા પહેલાં જ મેં પુસ્તક જોઇને નિશ્ચય કર્યો હતો કે એ સંબંધી કાંઇક 'વસન્ત'માં જરૂર લખવું. લખીશ જ, અને તે સત્વર.

કુશળ હશો.

લિ. આનન્દશંકરના આશીર્વાદ

કલકત્તા
તા. ૨૬-૨-૩૫.

રા. રા. ભાઈ ત્રિવેદી

તમારો પત્ર અને તે પહેલાં "આર્યદર્શન" પણ મળ્યું હતું. પહોંચ લખતાં પહેલાં જ પત્ર આવ્યો-અને હું સ્વીકાર લખી જણાવવામાં મોડો પડયો. Dr. Tagore, Convocation, The Unemployment-Committee, Inter-University Board વગેરે વ્યવસાયમાં વિલમ્બ થયો.

મને તમારી શૈલીની ઝલક ગમે છે. 'વસન્ત'માં એ સંબન્ધી જરૂર કાંઈક લખીશ.

લિ. આનન્દશંકરના આશીર્વાદ

શ્રીયુત અંબાલાલ સારાભાઈને ત્યાં મારા દશ વર્ષના નિવાસ દરમિયાન ત્રણ ચાર વખત મુવસાહેબ શાળા તપાસવા અથવા એને અંગે ખાસ આમહથી કાંઈક ચર્ચા કરવા આવ્યા હતા. એક વાર મારા વર્ગમાં દલપતરામનું કાવ્ય 'એક શરણાઈવાળો' શિખવાતું હતું ત્યારે આવ્યા અને તે પોતે શિખવવા માંડયું હતું. આરંભમાં 'વખણાયો'ને બદલે 'વખણાણો' અને 'મંડાયો'ને બદલે 'મંડાણો' શબ્દ કાઠિયાવાડી પ્રયોગો છે એમ વિદ્યાર્થીનું પોતે ધ્યાન ખેંચ્યું, પછી 'રાગરાગણી' વિષે પ્રશ્ન પૂછ્યો. અને છેવટે,

'પોલું તે તો બોલ્યું તેમાં કરી તેં શી કારીગરી,
સાંબેલું બજાવે તો હું જાણું કે તું શાણો છે.'

એમાં રહેલો ઉપદેશ નીચે પ્રમાણે સમજાવ્યોઃ

સંસારના વ્યવહારમાં રીઢા થએલા લોકોને સત્યને સત્ય રૂપે કોઈ દેખાડે તો તેમાં કાંઈ કુશળતા જણાતી નથી, પરંતુ અસત્યને સત્ય રૂપે કોઈ દેખાડે તો તેની તેઓ કદર કરવા તૈયાર થાય છે.

એક બીજા પ્રસંગે વિદ્યાર્થીઓનું કાર્ય તપાસ્યું. પોતે આગળથી અમને જણાવ્યું, "I have come to inspect not to examine." એક વર્ગમાં એમનું 'નીતિશિક્ષણ' ચાલતું હતું. પોતે શિક્ષકને કહ્યું: "આ પુસ્તક બહુ ભારે લાગતું હશે. એમાં Modern expressionની ભાષા નથી." એક બીજા ઇતિહાસના વર્ગમાં ભાઈ શામદાસ પરમાણંદ વાસ્વાણી શીખવતા હતા. તેના શિક્ષણનું કામ જોઈને મને પાછળથી પોતાના ઘેર કહ્યું: "I have seldom seen a teacher more competent than Vaswani." મારા સંસ્કૃતના વર્ગમાં આવીને કહ્યું કે તમે નવો અખતરો કરો છો તે બહુ સારું છે, પરંતુ યુનિવર્સિટીની પરીક્ષા સાથે એને સંગત કરવો બહુ મુશ્કેલ છે.

એક ત્રીજા પ્રસંગે મેં સંસ્કૃતમાં એક વિદ્યાર્થી માટે બી. એ. સુધી સ્વતંત્ર શિક્ષણ માટે અભ્યાસક્રમ તૈયાર કર્યો હતો તેની ચર્ચા કરવા પોતે શ્રી સરલાદેવી બહેનના નિમન્ત્રણથી આવ્યા હતા. પોતે અભ્યાસક્રમ

અમારાથી જોઈ ગયા હતા, એટલે ખાસ કહેવાનું રહ્યું નહોતું. થોડીક સામાન્ય ચર્ચા કર્યા બાદ 'કોર્સ' સ્વીકારવામાં આવ્યો અને "આકાશમાં વાદળાં ઘેરાવા માંડયાં–હવે ઘરભેગો થઈ જાઉં" એમ કહીને વિનોદ-પૂર્વક રજા લીધી. "આ બાળકો મારાં છે–પરિચિત છે, આ ત્રિવેદી મારા શિષ્ય છે. આ કૌશિકરામ અને મારા વચ્ચે પાંચેક વર્ષનું અંતર હશે", ઇત્યાદિ વચનો ઉચ્ચારતાં એકાદ બે ક્ષણમાં મોટરમાં બેસી વિદાય થયા.

ધ્રુવસાહેબની અનાસક્તિ અપૂર્વ હતી. પરમાત્માના અવતાર સંબંધી એક પ્રશ્નના ઉત્તરમાં ધ્રુવસાહેબે નીચે પ્રમાણે સ્પષ્ટતા કરી હતી.

સમસ્ત મહાભારતમાં મણિગણમાં સૂત્રની પેઠે એક ઉપદેશ પરોવાએલો છે તે એ છે કે '**यतः कृष्णस्ततो धर्मः यतो धर्मस्ततो जयः।**' જ્યાં કૃષ્ણ ત્યાં ધર્મ, જ્યાં ધર્મ ત્યાં જય: આ જ મહાભારતનો કેન્દ્રસ્થ ઉપદેશ છે. એનું સ્પષ્ટીકરણ કરતાં પોતે કહ્યું, કે "સંસારમાં પરમાત્માનો અવતાર થાય છે એમ સમજી પરમાત્માનું સખ્ય કરવું, એની સહાયતા લેવી, અને મનુષ્યજીવનરૂપી રથમાં બેસીને પરમાત્માને સારથિ બનાવી, આસુરી સંપતની સામે યુદ્ધ કરવું એ ધર્મ; આ ધર્મ જ્યાં હોય ત્યાં જય જ છે."

વળી, "પરમાત્મા આ સંસારમાં દેખાય છે પરંતુ જેટલો સંસાર પરિમિત છે તેટલો એ પરિમિત નથી. સંસારમાં તો એનું એક પદ માત્ર છે–સંસાર પરમાત્માનું ચરણારવિન્દ છે. પરંતુ એ અખિલ અનન્ત પુરુષ સંસારથી અધિક છે (**अत्यतिष्ठत् दशाङ्गुलम्**). તથાપિ એમ નથી કે પરમાત્મા સંસારથી કેવળ બહાર છે. જે લોકો પરમાત્માને સંસારથી બહાર માને છે અને કહે છે કે પરમાત્માનો અવતાર કેવી રીતે થઈ શકે? એ લોકો પરમાત્માની અનન્તતાનું વિસ્મરણ કરે છે અથવા સમજતા નથી કે પરમાત્માનો અવતાર તો આ સંસારમાં નિત્યનિરંતર થયા કરે છે. પરમાત્માનો અવતાર થાય છે એનો અર્થ એવો નથી કે પરમાત્મા આકાશમાંથી પૃથ્વી ઉપર ઊતરે છે અથવા આકાશમાં બેઠા બીજું રૂપ લઈ મનુષ્ય બને છે. પરમાત્માનો અવતાર એટલે પરમાત્માનું જગતના અનુગ્રહ અર્થે પ્રકટ

પણ તે, આ કારણથી પરમાત્માને ઢૂંઢવા માટે જગતની બહાર જવાનું નથી. વળી એ મારા સામે મારાથી પૃથક્ જેમ શ્રોતાજન બેઠા છે. એ પ્રકારનો ભિન્ન પુરુષ નથી. એ જગતમાં પ્રકટ થાય છે અને સર્વના અન્તરમાં નિકટ રહે છે. તેથી જ મીરાં કહે છેઃ

મીરાં ભક્તિ કરત હૈ પ્રકટકી
નાથ જાનત હૈ સબ ઘટકી.

ધર્મના વિષયમાં ઐતિહાસિક દૃષ્ટિ ધારણ કરવાની આવશ્યકતા છે એમ કહેતા અને સનાતન ધર્મનું સ્વરૂપ કેવું છે એ સંબન્ધી પોતે નીચે પ્રમાણે નિરૂપણ કરતાઃ

"જો આપણે ઐતિહાસિક દૃષ્ટિ ધારણ કરીએ તો આપણો ઇતિહાસ ગંગાના પ્રવાહ જેવો દેખાય છે. એ એટલો પ્રાચીન છે કે જેમ હિમાલયની ઉપત્યકામાં ઊભા રહીને મનુષ્ય દૂર પહાડમાંથી ગંગા ચાલી આવે છે એટલું જ કહી શકે છે, પરંતુ એનું મૂળ જોઇ શકતો નથી તે રીતે આપણો ધર્મ અતિપ્રાચીન છે પરંતુ તે કેટલો પ્રાચીન છે એ આપણે બરાબર કહી શકીએ તેમ નથી. પરંતુ આ ઉપરથી એમ સમજવાનું નથી કે કેવળ પુરાતનતાને લીધે કોઇ પણ ધર્મ સનાતન ધર્મની પદવી લઇ શકે છે. એસિરિયા, બેબિલોન, ગ્રીસ, રોમ–એ દેશોનો ધર્મ કેવળ સ્મૃતિશેષ થઇ ગયો છે. આપણો ધર્મ જ એવો છે કે જે અતિપ્રાચીન કાળથી ચાલ્યો આવે છે અને ચાલ્યા કરશે. આ ધર્મને હું વૈદિક ધર્મ નહિ કહું, જૈન ધર્મ નહિ કહું તેમ બૌદ્ધ ધર્મ પણ નહિ કહું. હું એને કેવળ સનાતન ધર્મ કહીશ. વૈદિક, જૈન અને બૌદ્ધ એ ત્રણે એક જ સનાતન ધર્મનાં 'यदा यदा हि धर्मस्य' ઇત્યાદિ મહાવાક્ય અનુસાર ઉત્પન્ન થએલાં રૂપો છે. જે રીતે ગંગામાં અનેક ઝરણાં મળે છે તો પણ ગંગાની એકતા અબાધિત રહે છે તે પ્રકારની સનાતન ધર્મની એકતા નથી. પરંતુ જેમ નદીનો પ્રવાહ પત્થર (શિલા) થી રોકાઇને અટકતો નથી પરંતુ વિભક્ત બનીને રહે છે, તે રીતે આપણા ભારતવાસીઓનો સનાતન ધર્મ વૈદિક જૈન અને બૌદ્ધ એવા ત્રણ પ્રવાહમાં વિભક્ત બનીને ચાલ્યો આવે છે. પરંતુ એટલું સમજવું જોઇએ કે એ

બધું એક જ ગંગાજળ છે, એ એક જ ગંગા છે. કેવળ પુરાતનતાથી ઉત્તમતા સિદ્ધ થતી નથી. (पुराणमित्येव न साधु सर्वम्.) વળી, બધા ધર્મગ્રન્થોમાં વેદ અધિક પુરાતન છે. વેદમાં પ્રતિપાદિત કરેલો ધર્મ બ્રાહ્મણોએ ઉત્પન્ન કરેલો ધર્મ નથી. વેદથી પણ વધારે પ્રાચીન સમયથી ચાલ્યો આવતો ધર્મ વેદમાં શબ્દરૂપે આવિર્ભાવ પામ્યો છે."

વળી વેદ, જૈન અને બૌદ્ધ ધર્મમાં "અહિંસા ધર્મ" સર્વસાધારણ છે એ વિષે આ પ્રમાણે સ્પષ્ટીકરણ કરતા:

"વેદમાં મુખ્ય કર્મ અગ્નિહોત્ર છે અને એ અગ્નિહોત્રનું તત્ત્વ આત્મબલિદાન છે એમ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. અને એ તત્ત્વને "કાશ્યપધર્મ" અર્થાત્ ઋષભદેવજીએ પ્રતિપાદન કરેલો ધર્મ કહેવામાં આવ્યો છે. બ્રાહ્મણના લક્ષણમાં અહિંસાધર્મની ગણના કરવામાં આવી છે. આ પ્રમાણે બૌદ્ધ ધર્મના ગ્રન્થોમાં પણ બ્રાહ્મણનું એવું લક્ષણ આપ્યું છે. અર્થાત્ પ્રાચીન જૈન અને બૌદ્ધ ગ્રન્થોમાં સાચા બ્રાહ્મણ-ધર્મનું ખંડન નથી અને નિન્દા પણ નથી. કેવળ નીચે પડેલા બ્રાહ્મણ-ધર્મના પુનરુદ્ધાર અર્થે ઉપદેશ કરવામાં આવ્યો છે. એ ગ્રન્થોમાં દ્વિજોત્તમની પ્રશંસા કરવામાં આવી છે અને દ્વિજોત્તમનો આદર્શ ખડો કરવામાં આવ્યો છે. આવા પુરુષોને બ્રાહ્મણો પ્રતિપક્ષી શી રીતે માને? પોતાના સ્વરૂપનો સારો આદર્શ દેખાડનાર સજ્જનોને ધન્યવાદ કેમ ન આપે? આપણે બ્રાહ્મણો આપણા પરમાર્થ-સ્વરૂપના વિકાસ માટે આપણને 'तत्त्वमसि'નો ઉપદેશ કરવાવાળા ગૌતમબુદ્ધ, મહાવીર સ્વામી આદિ મહાત્માઓને આપણા જ ઉપદેષ્ટા તરીકે કેમ ન માનીએ? પ્રાચીન ગ્રન્થો આપણને આ સત્ય દર્શાવે છે કે પ્રાચીન સમયમાં બ્રાહ્મણ અને જૈનનો ભેદ નહોતો. જૈન અને બ્રાહ્મણ શબ્દનાં ધાત્વર્થ-યૌગિક અર્થ-નું ચિન્તન કરવાથી મૂળ આદર્શ નજરે પડે છે. રાગદ્વેષાદિ વૃત્તિઓ ઉપર જે પુરુષે જય મેળવ્યો છે તે જિન અને આત્માનું બૃહત્ત્વ અર્થાત્ બ્રહ્મની વિશાલતાનો અનુભવ જેણે કર્યો છે તે બ્રાહ્મણ. વૃત્તિના જય વિના આત્માનું બૃહત્ત્વ નામ બ્રહ્મનો અનુભવ થઈ શકતો નથી. બૃહત્ત્વના અનુભવ વગર વૃત્તિનો જય અશક્ય છે અર્થાત્ જિન થયા વગર બ્રાહ્મણ થઈ શકાતું નથી અને બ્રાહ્મણ થયા વગર જિન થવાતું નથી. એક

અખંડ પદાર્થનાં આ બંને સ્વરૂપો છે."

આ વર્ષો દરમિયાન આનન્દશંકરભાઈ સાથે 'સ્વદેશી' વિષે વાર્તાલાપ થએલ છે. એમના 'સ્વદેશી'ના વિચારો થોડાક વાર્તાલાપોમાંથી નીચે પ્રમાણે એકત્ર કરી શકાય છેઃ—

પશ્ચિમના ધર્મ અને તત્ત્વજ્ઞાન ઉપર આપણે અસર કરીએ છીએ એમ કહેવાય છે, પણ એનું માન આપણાં પ્રાચીન પૂર્વજોને છે, આપણને નથી. આપણાં પ્રાચીન પુસ્તકોની પશ્ચિમ ઉપર અસર થાય છે, આપણા વર્તમાન જમાનાના વિચારોની થતી નથી. આપણે તો મેન્ચેસ્ટરનાં વસ્ત્રોથી આપણો દેહ ઢાંકીએ છીએ; ઇટલીના બટાટા અને હંટલિ પામરની રોટલીથી આપણાં પેટ ભરવા લાગ્યા છીએ; અને આપણાં જળમાં પણ પશ્ચિમનાં યંત્રોથી પશ્ચિમના સોડા ઉમેરાય ત્યારે જ એ જળ આપણને ભાવે છે! પણ આ બાહ્ય પરાવલંબી જીવન આપણી આન્તર પરાશ્રયતાના પ્રમાણમાં કાંઈ જ નથી. પશ્ચિમની વિચારપદ્ધતિએ આપણાં મન ઉપર એવું સામ્રાજ્ય સ્થાપ્યું છે કે એ નવવધૂના મોહમાં આપણે આપણી વૃદ્ધ માતાને ભૂલી ગયા છીએ એમ કહીએ તો ખોટું નથી.

'તાત્પર્ય કે 'વૃદ્ધ માતાનો જે ઉપદેશ છે તે હું નવવધૂને મુખે સાંભળીશ કારણ કે 'કાન્તાસંમિત ઉપદેશ' આપણને વર્તમાન જમાનામાં વધારે મનગમતો થશે એમ અનુમાન કરવાની પણ જરૂર નથી' આમ કહી પ્લેટો વગેરે પાશ્ચાત્ય તત્ત્વચિન્તકોના વિચારોનું પોતે નિરૂપણ કરતા.

'હિંદી સંસ્કૃતિમાં દ્રાવિડિયન અંશો' વિષે વાત નીકળતાં પ્રુવસાહેબે કહ્યું કેઃ

જાતિ (Race) ભાષા (Language) અને સંસ્કૃતિ (Culture) એ ત્રણ તત્ત્વોમાંથી દ્રાવિડોમાં પહેલા બે દ્રાવિડિયન છે. પરંતુ સંસ્કૃતિ તો આર્ય જ છે. એ વૈદિક સંસ્કૃતિ આર્યો અને દ્રાવિડો બંનેને સમાન છે. બંને જાતિઓનું સાંકર્ય થયું છે તો તે અતિ પ્રાચીનકાળમાં થયું છે. આજ તો ઉત્તર અને દક્ષિણ બંને ઉભયસાધારણ સંસ્કૃતિનો વારસો છે.

# ૧૯૩૬ પછી

બનારસથી નિવૃત્ત થઈ ને અહીં અમદાવાદ આવ્યા બાદ કેવા સંજોગોમાં બનારસ છોડવાનો પોતે તત્કાલ નિર્ણય કર્યો એ હકીકત મને ધ્રુવસાહેબે જણાવી હતી. બનારસ છોડ્યા પહેલાં છેલ્લાં કેટલાંક વર્ષો થયાં પંડિત માલવીયજીને ત્યાંથી છૂટા કરવા માટે પોતે વારંવાર વિનંતી કરતા પરંતુ પોતે નિવૃત્ત થયા પછી ધ્રુવજી યુનિવર્સિટી છોડે એમ પંડિતજી ઉત્તર વાળતા. છેવટે ચાલુ વર્ષ કરતાં વધુ ન રહેવું એવા નિર્ણય ઉપર ધ્રુવસાહેબ મનથી આવ્યા હતા. દરમિયાન એક અણધાર્યો બનાવ બન્યો

ધ્રુવસાહેબે 'ત્રિરંગી વાવટા' વિશે બનારસ ચેંબરમાં હિંદીમાં એક ભાષણ આપ્યું. રિપોર્ટરે સમજવામાં ભૂલ કરી અને ધ્રુવસાહેબ બોલ્યા હતા તેના કરતાં જુદા રિપોર્ટની સરકારને જાણ કરી. પરિણામે બનારસ યુનિવર્સિટીની ગ્રાન્ટ અટકી, અને ધ્રુવસાહેબના ભાષણ વિશે જે ગેરસમજૂતી થઈ હતી તે વિશે પંડિતજી ઉપર ચેન્સેલરનો પત્ર આવ્યો. પંડિતજીએ ધ્રુવસાહેબને વાત કરી ધ્રુવસાહેબે એ પ્રસંગને વધાવી લીધો અને પંડિતજીને કહ્યું, "કોઈ પણ એક મનુષ્ય યુનિવર્સિટી કરતાં વધારે અગત્ય ધરાવી શકે નહિ. ઘણો વખત થયો હું અહીંથી નિવૃત્ત થવા ઉત્સુક છું. યુનિવર્સિટી છોડવાનો મારે માટે આ શુભ અવસર આવ્યો છે, એમ હું માનું છું."

આ વચન સાંભળીને પંડિતજીનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા માંડી ગદ્‌ગદ કંઠે પંડિતજી બોલ્યા: "ધ્રુવજી, મારા ગયા પહેલાં તમે ન જાઓ છેવટે આપણે બંને સાથે છોડશું." પરંતુ ધ્રુવસાહેબ આ પ્રસંગે તો કૃતનિશ્ચય થયા હતા. પંડિતજીના દુ:ખથી પોતે દુ:ખી થયા પણ બનારસ છોડ્યું. બનારસ છોડતી વખતે સમગ્ર યુનિવર્સિટીએ ધ્રુવસાહેબ પ્રત્યે અપાર પ્રેમ વ્યક્ત કર્યો. એમને મળેલાં અનેક માનપત્રોમાં એન્જિનિયરીંગના વિદ્યાર્થીઓએ આપેલું માનપત્ર એમને બહુ ગમ્યું હતું. એમાં માત્ર એક જ વાક્ય લખેલું હતુ "We love you."

ધ્રુવસાહેબે ધાર્યું હોત તો બનેલી ગેરસમજણ પોતે દૂર કરી શકત. પરંતુ એમનાં જીવનનાં મૂલ્યો જુદાં હતાં. પોતાનું વક્તવ્ય સરકારને

કે કોઇને પણ સમજાવવાની એમને લેશ પણ અપેક્ષા જણાઇ નહિ. તેમજ યુનિવર્સિટીમાં પોતાના સ્થાનને એક ક્ષણ પણ વિશેષ વળગી રહેવાની એમને બિલકુલ ઇચ્છા નહોતી.

આવા બીજા પ્રસંગો પણ ધ્રુવસાહેબના જીવનમાં આવ્યા હતા અને એ સર્વમાં એમણે અદ્દભુત આત્મમાન સાચવ્યું હતું.

\+ + + +

બનારસની એક બીજી હકીકત જે ધ્રુવસાહેબે મને કહી હતી તેનું પણ નિરૂપણ અત્રે કરું છું. સર સ. રાધાકૃષ્ણનને વાઇસચેન્સેલરના પદે નિયુક્ત કરવા યુનિવર્સિટી કાઉન્સિલમાં એકમતી નહોતી. ધ્રુવસાહેબ છેલ્લી વાર બનારસ ગયા ત્યારે એ ચર્ચા ચાલતી હતી. એ ચર્ચામાં ધ્રુવસાહેબે ભાગ લીધો અને આ. રાધાકૃષ્ણનના સત્ય ગુણો કાઉન્સિલના સર્વ સભ્યોને ખાતરી કરાવે તેવી વાણીમાં વર્ણવ્યા. ધ્રુવસાહેબે છેવટે કહ્યું, "રાધાકૃષ્ણન આપણા દેશનું પરમ ભૂષણ છે અને પરદેશમાં આપણી સંસ્કૃતિના એક 'outpost'-છે. એવા પુરુષને નીમીને આપણે પોતાની જાતને જ માન આપીએ છીએ." કાઉન્સિલે રાધાકૃષ્ણનની નિમણૂક સર્વાનુમતે કરી

\+ + + +

ધ્રુવસાહેબના જીવનનાં છેલ્લાં છ-સાત વર્ષમાં હું એમના વધારે નિકટ સંબન્ધમાં આવ્યો હતો એમ હું કહું તો અત્યુક્તિ નથી. એ સમય દરમિયાન પોતાના જીવનની તેમ જ અન્ય વિષયોની અનેક બિનાઓ એમણે મને જણાવી છે. કેટલીક વાર હું એમની પાસે બેત્રણ કલાક બેસતો અને કોઈ કોઈ વાર સાથે ફરવા પણ જતો. આ સર્વકાલ દરમિયાન હું અનેક પ્રશ્નો પૂછતો અને એમની પાસેથી અનેક સમાધાનો સાંભળતો. એમની કૃપાને લીધે જ આ સર્વ બની શકતું.

એક વાર ધ્રુવસાહેબે મને કહ્યું, "ત્રિવેદી, મને પ્રભુએ સર્વ વાતે સુખી રાખ્યો છે-માત્ર એક અપવાદ (પત્નીની હયાતી) સિવાય-પરંતુ એ પ્રસંગથી હું મારી ધાર્મિક વૃત્તિને આગળ પાડી શક્યો." પત્નીના પરલોકવાસ પછી ધ્રુવસાહેબે ધર્મગ્રન્થોનું પરિશીલન વધારી દીધું હતું એ

હકીકત હું જાણતો હતો એટલે એ અપવાદ અને એ ધાર્મિક વૃત્તિનો વિકાસ ઇત્યાદિ હું સમજ્યો હતો. "અલબત્ત, મારા જીવનમાં worries યાને ચિંતાઓ નહોતી એમ નહિ, પરંતુ મારામાં peace of mind—ચિત્તની ખરી શાન્તિ એટલે એ સર્વ હું સારી રીતે સહન કરી શકયો. કેટલાક કહે છે કે મેં બહુ વાંચ્યું અને જ્ઞાન મેળવ્યું. પરંતુ એમાં ખાસ આશ્ચર્ય જેવું કાંઈ જ નથી. હું સાધનસંપન્ન રહ્યો એટલે મેં મારાં સ્વાસ્થ્ય અને આરામના સમયનો વાચનમાં ઉપયોગ કર્યો. હા, ઉપયોગ કર્યો એટલો ગુણ કહેવાય. બાકી તો ઘણાયને મારે જિજ્ઞાસા હોય છે, પરંતુ સાધનના અભાવે બની શકતું નથી." એક બીજા પ્રસંગે મને ધ્રુવસાહેબે કહ્યું, "મારાં માતુશ્રીની ઇચ્છા મારે એકવાર ફરી લગ્ન કરવાં એવી ખરી. એક વખત ગોવર્ધનભાઈ (ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી) મારે ત્યાં હતા ત્યારે માતુશ્રીએ એ વાત કાઢી, પરંતુ ગોવર્ધનભાઈ સમજુ હોવાથી એમણે મારી પાસે એ વાત બિલકુલ કરી નહિ; પણ માતુશ્રીને એક બીજી વાત કહી સંભળાવી. ગોવર્ધનભાઈએ કહ્યું. "એક વિધુર મને લગ્ન કરવું કે નહિ તે સંબન્ધી સલાહ પૂછવા આવ્યા. મેં તુરત જ એવી સલાહ આપી કે એમણે દસનામાં જ લગ્ન નક્કી કરીને પછી જ ઘેર જવું. પરંતુ ભાઈ (ધ્રુવસાહેબ) જેવાને આપણાથી કેમ કાંઈ કહેવાય ?"

થોડાંક વર્ષ પહેલાં કાંગડી ગુરુકુળના આચાર્ય રામદેવજીનું ભાષણ અત્રેના લલ્લુભાઈ કરસનદાસ હૉલમાં હતું. ધ્રુવસાહેબ પ્રમુખ હતા. હું પણ ધ્રુવસાહેબના ઘેરથી એમની સાથે ગયો. હૉલમાં પ્રવેશ કર્યા પહેલાં ધ્રુવસાહેબે મને ગૅલેરીમાંથી ચોકના છેડે એક નાની જગ્યા બતાવી અને કહ્યું, "પ્રથમ ત્યાં પતરાંની ઓરડીઓ હતી. હું કૉલેજમાં હતો ત્યારે એક પ્રસિદ્ધ ન્યાયાચાર્ય અત્રે આવ્યા હતા. એમની પાસે બેસીને દિવસના સાતઆઠ કલાક ઉનાળાના પ્રખર તાપમાં પણ મહિનાઓ સુધી મેં ન્યાયનું અધ્યયન કર્યું છે. હિંદુસ્તાનમાં મારું 'અસાધારણ સ્થાન'—unique position—છે તેનો યશ આવા ગુરુઓને છે. જ્ઞાન માટે મેં આવી તપશ્ચર્યા કરી છે." ભાષણ સમાપ્ત થયા પછી હૉલમાંથી ઘેર પાછા વળતાં ધ્રુવસાહેબે મને પૂછ્યું, "પેલાં એક ભાઈને પોતાના ભાષણમાં 'ढोर गमार, शूद्र, अरु नारी ए सब ताडनके अधिकारी' એ તુલસીદાસજીની

ઉક્તિ ટાંકી અને સ્ત્રીજાતિની દયા ખાધી તે વિશે તમને કેમ લાગ્યું?" મેં કહ્યું, "ગાંધીજીએ તો એ ઉક્તિને ક્ષેપક ગણી છે." ધ્રુવસાહેબે તુરત જ ઉત્તર વાળ્યો, "મારી સમજણ જુદી છે. આપણા મધ્યકાલીન સમાજમાં સ્ત્રીજાતિમાં ઘોર અજ્ઞાન પ્રવર્તતું હતું. આપણી અજ્ઞાન સ્ત્રીઓ બાવા-જતિઓ પાસે જ્ઞાન મેળવવાની હોંશ રાખતી. પરંતુ આ બાવા-સાધુઓએ એમના સમર્થ ગુરુઓના ઉપદેશને અનુસરીને સ્ત્રીનો સંસર્ગ સેવ્યો નહિ અને ઉપદેશ અર્થે પોતાના આવાસમાં સ્ત્રીઓ પ્રવેશ કરે તો પણ ઉદ્ધત તિરસ્કારપૂર્વક એ તેમને કાઢી મૂકતા. બાવાઓના આવા આકરા વલણથી આપણો સંસાર મલિનતામાંથી ઊગરી ગયો છે. આ બાવા-સાધુઓએ સ્ત્રીઓનાં રૂપગુણની ખુશામત ન કરી એ આપણા સમાજની એમની નાનીસૂની સેવા નથી. આપણે આપણા પહેલાંના થોડાક સૈકાઓનો ઇતિહાસ બરાબર જાણવો જોઈએ અને સમજવો જોઈએ."

ધ્રુવસાહેબનું હૃદય બહુ જ કુટુમ્બવત્સલ હતું. આજથી દશેક વર્ષ ઉપર એમણે એક વાર મને વાતમાં કહ્યું, "મારા પિતાશ્રીની ઉમર જોતાં મારે પણ દશેક વર્ષ જીવવાનું છે એમ સામાન્ય રીતે કહી શકાય. એ સમયમાં મારા ચિરંજીવીઓ સાથે મારે રહેવું છે. એમને મેં પારણામાંથી ઉછેર્યા છે. પંડિત માલવીયજીને પણ મને ત્યાંથી છૂટો કરવાનું મેં જણાવ્યું છે. હવે તો હું અને મારો પ્રભુ અને પુત્રોનો સહવાસ. માણસે સાઠ વર્ષે નિવૃત્ત થઈ જવું જોઈએ. એમ કરવાનો એને અધિકાર પણ પ્રાપ્ત થાય છે." એક પ્રસંગે મારી શાળાનું છાપેલું મૅગેઝિન મેં ધ્રુવસાહેબના હાથમાં મૂકયું અને એમણે ધીમે ધીમે પાનાં ફેરવવા માંડ્યાં. એટલામાં 'બહેન ગઈ' એવા શીર્ષક નીચે એક વિદ્યાર્થીના લેખ ઉપર પોતે નજર ઠરાવી. એ લેખ વાંચ્યા પછી મને કહ્યું, "હું અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં ભણતો હતો ત્યારે જનુભાઈની બા—મારી બહેન—પણ ગઈ! એનો અંતકાળ હતો એ વખતે હું પૂજા કરતો હતો. તે ઉમરના મારા જ્ઞાન પ્રમાણે મનમાં કેટલીક વહેમી માન્યતાઓ ખરી. એટલે હું એમ માનતો કે મારી પૂજા થયા પહેલાં મારી બહેન જશે નહિ. પરંતુ મારા પિતાશ્રી બહેનની આખર અવસ્થા આવી પહોંચી છે એમ સમજી ગયા અને એને દેવઘર પાસે નીચે ઉતારવાની પોતે તજવીજ કરવા

માંદી અવસાન પહેલાં થોડાક વખતે એના બંને પુત્રોને–જનુભાઈ અને લીનુભાઇ ને–મને ભળાવતી ગઈ."

કુટુમ્બવાત્સલ્યનો એક અધિક પ્રસંગ મને કહેલો સ્મરણમાં આવે છે. પિતાશ્રીના અવસાન પછી ધ્રુવસાહેબ તુરત જ માંદા પડ્યા એમના મામા અમૃતરાય મેઢ બહુ ડાહ્યા પુરુષ હતા. એમણે સ્નાન અને શ્રાદ્ધ વગેરેના રિવાજને બહુ મહત્ત્વ ન આપતાં ધ્રુવસાહેબની તબિયત સચવાય તે તરફ પૂરતું લક્ષ આપ્યું. પરિણામે પિતાશ્રીની શ્રાદ્ધાદિ ઉત્તરક્રિયા જનુભાઈએ કરી. "આ રીતે જનુભાઈને મારા ભાણેજ ઉપરાંત મારા નાના ભાઈ તરીકે પણ હું ગણું છું." એમ પોતે મને કહ્યું.

\+ + + +

ધ્રુવસાહેબની સ્વદેશભક્તિ નક્કર હતી. હિન્દહિતચિન્તન એમના જીવનનો પ્રધાન વ્યવસાય હતો અને 'વસન્ત'માંના 'હિન્દહિતચિન્તક'ની સહીથી અને પોતાની સહીથી લખેલા અનેક લેખો એમની ઉજ્જ્વલ સ્વદેશપ્રીતિનાં જ્વલંત ઉદાહરણો છે. અવસાન પહેલાંનાં છેલ્લાં બે વર્ષમાં પણ માંદગીને બિછાને સૂતા સૂતા દેશહિતના અનેક પ્રશ્નો શક્તિ ક્ષીણ થતી હતી તથાપિ પોતે ચર્ચતા અને રસપૂર્વક સાંભળતા. વર્તમાન (૧૯૩૯-૪૫ના) યુદ્ધ સંબન્ધી પણ વારંવાર અવલોકન કરતા અને આપણા દેશ ઉપર એની શી અસર થશે એની ચિન્તા વ્યક્ત કરતા. તા ૬-૧૧-૪૦ના રોજ મુંબાઈથી મારા ઉપર લખેલો એક પત્ર આ સંબન્ધમાં નીચે ઉતારું છું:

મુંબાઈ ૪.

તા. ૬-૧૧-૪૦

રા. ભાઈ, ત્રિવેદી,

હું અહીં આવ્યો તે પછી આ પહેલો જ કાગળ લખું છું. કારણ એમ હતું કે મ્હારા ધાર્યા કરતાં મારી તબિયત અહીં હાલ સુધી ખરાબ રહી. હવે સારું છે. અને આશા રહે છે કે હું નાતાલ સુધીમાં ત્યાં આવી જઇશ તે પહેલાં તબિયત સુધરી ગઈ હશે. પણ જીવનનાં આમ કેટલાંક વર્ષો નિરર્થક વહી જાય તે માટે ખેદ રહે છે. પણ આ વસ્તુઓ આપણી

ઇચ્છાને વશ નથી. આજકાલ તો શ્રીયુત જયકરના ભાષણના મનનની વાતોથી વાતાવરણ ભરેલું હશે. તે સાથે એક પ્રધાનસૂર વર્તમાન યુદ્ધનો તો ચાલતો જ હશે. કે એ સૂર સૂક્ષ્મતાથી સાંભળવા જેટલી આપણી શ્રવણેન્દ્રિય કેળવાઈ નથી ?

મ્હારી તબિયતની ચિન્તા કરશો નહિ. ઈશ્વરની ઇચ્છાનુસાર બધું વખતોવખત થયે જાય છે. મ્હને હજી હિન્દુસ્તાનની ચિન્તા રહે છે. સર્વ ભાઈઓને શુભચિન્તન.

લિ. આનન્દશંકરના આશીર્વાદ.

આ વિચારના અનુસંધાનમાં પોતે આવા અર્થનું કહેતા કે આ આખું સુધરેલું જગત યુદ્ધરૂપી સળગતા જ્વાળામુખીઓના વિનાશક મુખોમાં સપડાયું છે. એ ફાટેલા પહાડોની જ્વાળાઓ ફેલાતી ફેલાતી હિન્દુસ્તાનની સીમા સુધી પહોંચી ગઈ છે અને આપણે ઊભા છીએ તે ભૂમિની આસપાસ પણ એ ફરી વળે તો જરા આશ્ચર્ય નથી. એક વાર મેં પ્રશ્ન કર્યો, “કદાચ હિન્દુસ્તાન આ યુદ્ધરૂપી દાવાનળમાંથી બચી જાય તો હિંદુસ્તાનને ખાતર બીજું યુદ્ધ ભવિષ્યમાં લઢાય એમ આપને લાગે છે?” ધ્રુવસાહેબે ઉત્તરમાં કહ્યું, “એમ થાય તો સહેજે નવાઈ પામવા જેવું નહિ.” હિન્દુસ્તાનની ચિન્તા ધ્રુવસાહેબને જીવનના છેલ્લા દિવસો સુધી હતી.

× × × ×

ગાંધીજી પ્રત્યે ધ્રુવસાહેબનો અપાર પ્રેમ એમની વાતચીતમાં વારંવાર જણાઈ આવતો. પોતે બનારસથી નિવૃત્ત થઈને અમદાવાદ આવ્યા ત્યાર પછી ગાંધીજીએ હરિજનપ્રવૃત્તિમાં સક્રિય ભાગ લેવા ધ્રુવસાહેબને પત્રદ્વારા જણાવ્યું. એ પત્રમાં ધ્રુવસાહેબે જીવનમાં અનેક સિદ્ધિઓ મેળવી છે એનો ઉલ્લેખ હતો. અને હરિજનોને ઉપદેશ આપવાનું કાર્ય ધ્રુવસાહેબ કરે તો ‘મારું એ કાર્ય સફળ થઈ જાય’ એમ ગાંધીજીએ લખ્યું હતું. આ પત્રનો સાર ધ્રુવસાહેબે મને કહી સંભળાવ્યો, અને પોતે ગાંધીજીને જે ઉત્તર લખ્યો તેનો સાર પણ મને કહ્યો. એ ઉત્તરમાં આ પ્રમાણે હતું: “આપ મને ઓળખો છો તેના કરતાં હું મારી જાતને વધારે જાણું છું. હું તો માત્ર લેખક છું; વક્તા નથી. એ કાર્યને માટે પંડિત માલવીયાજી જેવાની

યોગ્યતા ગણાય, મારા જેવાની નહિ.'' ગાંધીજી પ્રત્યે સંપૂર્ણ માન અને પ્રેમ છતાં ધ્રુવસાહેબનું આત્મભાન એટલું સબળ હતું, કે હૃદયથી બુદ્ધિ માને તો જ કોઈ પણ કાર્ય પોતે હાથ ઉપર લેતા. કીર્તિની તો એમણે જીવનમાં કદાપિ દરકાર કરી નહોતી.

પોતાના જીવનનાં છેલ્લાં પચ્ચીસ વર્ષ દરમિયાન ગાંધીજીની પ્રત્યેક પ્રવૃત્તિ સાથે ધ્રુવસાહેબે પરમ સહાનુભૂતિ રાખવા પ્રયત્ન કરેલ છે. ગાંધીજીની હરિજનપ્રવૃત્તિ સાથે ધ્રુવસાહેબે જે પરમ સદ્ભાવ દર્શાવ્યો છે, તેનાં ઉદાહરણોમાં 'શાસ્ત્રાર્થ' ઉપર 'વસન્ત' અને 'Young India'માં પ્રસિદ્ધ થયેલો એમનો લેખ અને પૂનામાં ગાંધીજીની ઇચ્છાથી શાસ્ત્રીઓની સભામાં થોડોક ફેરફાર કરીને સંસ્કૃતમાં વાંચેલો અને પાછળથી પ્રસિદ્ધ કરેલો 'શાસ્ત્રાર્થ' ઉપર નિબંધ એ આગળ તરી આવે છે. પોતે ઘણી વાર કહેતા કે "કામ, ક્રોધ, લોભ વગેરે ખરા ઢેડ છે અને સ્પર્શ કરવા યોગ્ય નથી; કોઈ વ્યક્તિવિશેષ કદાપિ અસ્પૃશ્ય હોઈ શકે જ નહિ."

પોતાના પાછળના મંદવાડમાં અહીં આવે ત્યારે આચાર્ય કૃપાલાનીજી દ્વારા કે સ્વ. મહાદેવભાઈ દ્વારા કે ક્વચિત પોતે ગાંધીજીને પોતાની તબિયતના સમાચાર મોકલતા અને ગાંધીજી પણ પ્રસંગોપાત્ત પૂછપરછ કરાવતા. જીવનનાં છેલ્લાં બે વર્ષ દરમિયાન ગાંધીજીના એક પ્રિય વૈદ્ય વલ્લભરામ સાથે મારે પરિચય થયો અને હું એમને ધ્રુવસાહેબ પાસે તેડી લાવ્યો. વૈદ્ય વલ્લભરામે પોતાની દવા લેવા ધ્રુવસાહેબને વિનંતી કરી. ધ્રુવસાહેબને કોઈ પણ વસ્તુનો ઘૂંટડો ઉતારવો સહેલું નહોતું. પરંતુ ગાંધીજી પ્રત્યેના પરમ પ્રેમને વશ થઈને ધ્રુવસાહેબે કહ્યું, "ગાંધીજી મારા છે, અને આ (મારા તરફ આંગળી કરીને) પણ મારા છે. દવા સંબંધી બધું આને (મને) કહેજો. હું ખુશીથી દવા લઈશ." વૈદ્ય પણ ગાંધીજીને ધ્રુવસાહેબની તબિયત વિશે જણાવતા રહેતા અને ગાંધીજી પણ એમની સંભાળ લેવા વિશે વૈદ્યને કોઈ કોઈ વાર સંદેશો મોકલતા. હું જ્યારે મળવા જતો ત્યારે પોતે કહેતા, "હું દવા નિયમિત રીતે લઉં છું." "I would die a martyr for science' એમ વિજ્ઞાન પ્રત્યે વલણ હોવા છતાં ગાંધીજી પ્રતિ પ્રેમને લીધે વૈદ્યની દવા પણ કેટલીક વખત પોતે લીધી. એમના જેવા મહાબુદ્ધિમાન પુરુષ પ્રેમને આમ સ્વાધીન થતા.

આપણા યુવાનોમાં આપણા દેશની સંસ્કૃતિનું જ્ઞાન વિસ્તારવાની ધ્રુવસાહેબની એક પરમ અભિલાષા હતી. એને માટે ઇતિહાસના જ્ઞાનની અપેક્ષા ઉપર પોતે વારંવાર ભાર મૂકતા. 'Transition Periods in History' વિશે એક ગ્રંથ રચવાની ધ્રુવસાહેબની ઇચ્છા હતી. કોઇવાર મને કહેતા, "હર્ષ પછીનો આપણો ઇતિહાસ સમજવા જેવો છે. સાતમા સૈકાથી અગિયારમા સૈકા સુધીના આપણા દેશના ઇતિહાસનું અન્વેષણ ઊંડાણથી કરવાની જરૂર છે. એ સમય–જેમાં શંકરાચાર્ય અને ભાગવતકાર શુકદેવના ગ્રન્થો પ્રકાશમાં આવ્યા–તે આપણો 'અતિ સંસ્કૃતિ'—'Over civilization'નો ઇતિહાસ છે. જેમ અસંસ્કૃતિ કે ઓછી સંસ્કૃતિ હાનિકારક છે, તેમજ અતિસંસ્કૃતિનું પણ સમજવું. વળી તેરમા–ચૌદમા શતકથી ભાષાયુગ અથવા સાધુસન્તોની વાણીના યુગનું જે મંડાણ થયું અને જેને સ્વર્ગસ્થ મહર્ષિ રાનડે 'Eruptions' કહે છે તે 'Eruptions' તો ખરાં પરંતુ એ પૃથ્વીના પડમાં–એના ગર્ભમાં–બની રહ્યાં હતાં. એનો ગર્ભકાલ નવમાથી બારમા શતક સુધીનો છે." વર્તમાન સમયમાં ઇતિહાસના અભ્યાસની ખાસ જરૂર છે એમ એઓ ભારપૂર્વક કહેતા.

\+ + + +

ધ્રુવસાહેબનો હાસ્યરસ ઉજ્જ્વલ, મધુર અને માર્મિક હતો. અમારા કૉલેજના દિવસો દરમિયાન 'ગુજરાત સોસ્યલ કૉન્ફરન્સ'ની બેઠક પ્રેમાભાઈ હૉલમાં શ્રી. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયાના પ્રમુખપદે ભરાઈ હતી. સભામાં લાજ કાઢવાનો રિવાજ કાઢી નાંખવા વિશે ઠરાવ પસાર કરવામાં આવ્યો. ધ્રુવસાહેબે વિરામના સમયમાં પ્રમુખને કહ્યું: "નરસિંહરાવ, થોડીક પણ લાજ નહિ?–किंचिद्-वलसंवृतम्–?" નરસિંહરાવ ખડખડાટ હસી પડયા.

એક વાર રામાનુજનું 'શ્રીભાષ્ય' સમજાવતાં પૅરેગ્રાફને અંતે **'इति उपशाम्यतु भवान्'** એ વચન આવ્યું. એટલે અમારામાંથી એક જણથી કાંઈક ઊંચે સાદે બોલાઈ ગયું 'હવે ટંડા પડો.' ધ્રુવસાહેબે બિલકુલ આંખનો ખૂણો લાલ કર્યા વગર હસીને શબ્દો પાછા વાળ્યા ' "ટંડા પડો' એમ જ મેં ભાષાન્તર કર્યું છે." ધ્રુવસાહેબે 'શ્રીભાષ્ય'નું બે વિભાગમાં ગૂજરાતીમાં ભાષાન્તર કર્યું છે.

એક સવારે 'પરિમલ સોસાયટી'માં ધ્રુવસાહેબને ત્યાં હું બહારની પરસાળમાં એમની પાસે બેસીને વાત કરતો હતો. ત્યાં બહારના રસ્તા ઉપર કોઈ ખેડૂત સ્ત્રીપુરુષ તકરાર કરતાં એકબીજાની પાછળ ચાલી આગળ જતાં હતાં. ધ્રુવસાહેબે એકાએક વાત બંધ રખાવી મને કહ્યું. "મિ. ત્રિવેદી, આ એકબીજાં સામાસામાં તો થતાં નથી ને ?" મેં હસતાં હસતાં કહ્યું, "ના, જી." "ત્યારે તો હરકત નહિ," એમ કહી પોતે પણ સ્મિત કર્યું.

આજથી સાડાત્રણેક વર્ષ ઉપર નાદુરસ્ત તબિયત છતાં મારા ખાસ આગ્રહથી ધ્રુવસાહેબ મારી શાળામાં પધાર્યા. મારું શિક્ષકમંડળ અને હું એમનું સ્વાગત કરતા હતા. પોતે મોટરમાંથી નીચે ઊતરીને શાળાની અંદરના ભાગમાં જ્યારે આવતા હતા, ત્યારે એમના જમણા હાથને મેં સહેજ ટેકો આપ્યો હતો અને ડાબા હાથને ભાઇ મધુસૂદન મોદીએ ટેકો આપ્યો હતો. ધ્રુવસાહેબે મંદ મંદ સ્મિત કરી મજાક કરી, 'આ લોકો (સામે ટેબલની આસપાસ બેઠેલા કેટલાક શિક્ષકભાઈઓ) એમ ધારશે કે તમે કોઇ કેદીને બે હાથે પકડીને લાવ્યા છો.'' અમે લગભગ હાથ છોડી દીધા અને ખડખડ હસી પડ્યા.

એક વાર સરદારજી શ્રી. ગુરુમુખસિંહજી અને હું ધ્રુવસાહેબના ખાટલા પાસે બેઠા હતા, ત્યારે બનારસની અને બીજી અનેક વાતો કરતાં સરદારજીએ ધ્રુવસાહેબની સંમોહક (bewitching) આંખો વિશે વાત કાઢી. ધ્રુવસાહેબે કહ્યું કે, "સદ્ગત પ્રિન્સિપલ ગિદવાણીએ મારી આંખો 'bewitching' છે એમ મને કહ્યું ત્યાર પછી તો મેં દર્પણમાં પણ જોયું! પણ મને તો એમાંનું કાંઇ જ માલૂમ પડ્યું નહિ." એમ કહી અમને હસાવ્યા.

\+ + +

બનારસથી ધ્રુવસાહેબ અમદાવાદ આવ્યા બાદ કેટલાક મિત્રો અને નગરજનોના આગ્રહથી સ્વ. શ્રીયુત હીરાલાલ ત્રિભુવનદાસ પારેખે અને મેં ગ્રહવાડિયામાં એક વાર 'ભગવદ્ગીતા' ઉપર જાહેર પ્રવચન કરવાની વિનંતિ કરી, અને પોતે કૃપા કરી એ સ્વીકારી. પોતાની ઇચ્છા થોડાક માણસો પાસે પ્રવચન કરવાની હતી પરંતુ ધીમે ધીમે સંખ્યા ૬૦૦–૭૦૦ સુધી

પહોંચી ગઈ આ પ્રવચન બહુ બોધપ્રદ અને રસપ્રદ બન્યું અને સર્વ શ્રોતાઓ એ દિવસની આતુરતાથી રાહ જોતા હતા.

પ્રવચનમાં સાક્ષાત્કારનો ક્રમ સમજાવતાં પોતે નીચે પ્રમાણે કહ્યું:

શ્રવણેન્દ્રિયથી વસ્તુ ગ્રાહ્ય છે તેના કરતાં નેત્રથી ગ્રાહ્ય વસ્તુની વિશેષ ખાતરી થાય છે. શબ્દનો સાક્ષાત્કાર તો કહેવાય પણ નેત્રથી થતો સાક્ષાત્કાર વિશેષ છે. વળી નેત્રથી હું જોઉં છું તેમાં પણ વખતે એક શંકા થાય કે તમે ચિત્રરૂપ આકૃતિ હો-ભલે પછી તમારા હાથ પગ હાલતા હોય-કેમ કે સિનેમાઓમાં એવી હાલતી ચાલતી આકૃતિઓ દેખાય છે. પરંતુ હું તમારી પાસે આવીને ભેટું ત્યારે તે બધા કરતાં વધુ સાક્ષાત્કાર થાય. એટલે પ્રથમ શ્રોત્ર, પછી નેત્ર, અને પછી ત્વગ્ એમ ક્રમ થયો.

આ બધી બાહ્ય ઇંદ્રિયોની વાત છે. પરંતુ તે કરતાંયે તમને પોતાનાં સુખદુઃખની વધુ ખાતરી થાય, એટલે કે આંતર અનુભવથી વિશેષે ખાતરી થાય છે. બાહ્ય વસ્તુને સિદ્ધ કરવી તે તેનો સાક્ષાત્કાર કરવા જેવું છે છતાં આન્તર અનુભવથી વધુ ખાતરી થાય છે.

દલીલથી ખાતરી કરીએ તે કરતાંય સાક્ષાત્કારથી અનુભવ કરીએ તેમાં પણ ફેર છે. આપણે ગણિતના આંકડા જેવી ગણતરીથી કોઇ વસ્તુની અંતરમાં ખાતરી કરી આપીએ તે કરતાં સુખદુઃખના સાક્ષાત્કારનો અનુભવ વિશેષ છે. આથી શાસ્ત્રકારોએ પરોક્ષાનુભવ અને અપરોક્ષાનુભવ એમ બે પ્રકારના અનુભવ બતાવ્યા છે.

વળી પૂર્વોક્ત વસ્તુનું વધુ સ્પષ્ટીકરણ કરતાં પોતે કહ્યું, "કર્મમાર્ગમાં 'ત્વગ્ગ્રાહ્ય છે' અને ભક્તિમાં મનનો અનુભવ છે. તેથી કર્મયોગ કરતાં ભક્તિયોગ ચઢિયાતો છે. જ્ઞાનયોગ-Intellectnal conviction (એક ભાગ) એ ભક્તિયોગ કરતાં ઊતરતો છે. જ્ઞાનયોગનો બીજો ભાગ-સાક્ષાત અનુભવ એ સહુથી ચઢિયાતો છે. એમાં તો ચિત્તમાં ભગવાન આવવા જોઇએ. અર્થાત્ આત્મા—consciousness-માં ભગવાનનું રૂપ કોતરાવું જોઇએ. 'માલતી માધવ'ની એક મનોહર પંક્તિ-**लानेव प्रतिबिम्बितेव लिखिते वोत्कीर्णरूपेव च**' દ્વારા આ સાક્ષાત્કારનું સ્વરૂપ સમજીએ. માલતીની પ્રતિમા પેઠે આપણી વૃત્તિઓને પરમાત્મામાં લીન કરવાની છે,

એમનામાં એનું પ્રતિબિમ્બ પાડવાનું છે. પરંતુ લય અને પ્રતિબિમ્બમાં અનુક્રમે અદર્શન અને છાયા છે, એટલે એ મૂર્તિ હૃદયમાં લખાઈ જવી જોઈએ એમ કવિએ કહ્યું છે. પરંતુ લખવામાં એકતા છે પણ તે યાન્ત્રિક છે અને તેથી એ છબિ કોતરાઈ જવી જોઈએ એમ કહેવામાં આવ્યું છે. આપણા હૃદયમાં પ્રભુની મૂર્તિ કોતરવાની છે. આપણા આત્મામાં સત્ય સ્વરૂપ, સુન્દર સ્વરૂપ, મંગલ સ્વરૂપ વગેરે પ્રભુના ગુણોમાં મૂર્તિમન્ત થતું પ્રભુનું રૂપ જે શાસ્ત્રોએ વર્ણવ્યું છે અને ઋષિઓએ જોયું છે તે આપણે હૃદયમાં કોતરી લેવું જોઇએ. પ્રભુને આકૃતિ નથી એટલે અને તો જ એના ગુણો જ આપણા અન્તરમાં કોતરાશે. 'અદ્વૈત' થઈ શકે અને ક્યાંઈ એ 'દ્વૈત' ન રહે. સાધુત્વની પ્રાપ્તિ માટે આ ઊંચામાં ઊંચી ભાવના છે."

ભગવદ્‌ગીતાની સાંખ્યદૃષ્ટિ સમજાવતાં પોતે આ પ્રમાણે કહ્યું. "વિરોધોના પરિહાર માટે ભગદ્‌ગીતાની ઉત્પત્તિ છે. જેમ ઇસસ ક્રાઇસ્ટ 'ન્યુ ટેસ્ટામેન્ટ'માં કહે છે. "I have come not to destroy but to fulfil'–હું ક્રિયાકાંડના નાશ માટે નથી આવ્યો અર્થાત્ જે યાહુદીઓનાં મંદિરો હતાં તેનો નાશ કરવા હું નથી આવ્યો પરંતુ તે મંદિરોમાં જે અપૂર્ણતા હતી તે પૂરી કરવા આવ્યો છું. શ્રીકૃષ્ણ ભગવાનનો ભગવદ્‌-ગીતાનો ઉપદેશ પણ અપૂર્ણતાને પૂર્ણ કરવા માટે છે. સત્યનિષ્ઠામાં આગ્રહ છે અને તેથી યુદ્ધ અને કલહ ઉત્પન્ન થાય છે. પરંતુ સત્યનું બીજું અર્ધું અંગ જે પ્રેમ છે તે પછી આવે છે. ઇતિહાસમાં આ શી રીતે બને છે તે જોઇએ. પ્રથમ સત્યને માટે આગ્રહ થાય છે પછી પ્રેમનુ બળ આવે છે. પ્રથમ રાત્રિનો અન્ધકાર; પછી ઝાકળ; પછી સૂર્યના રંગોમાં બિન્દુઓનો વધારે સુન્દર દેખાવ; અને પછી એ જ સૂર્યના પ્રકાશથી બિન્દુઓનું સુકાઇ જવું તે. આ રીતે, પ્રથમ કર્મ, પછી જ્ઞાનના રંગો; પછી પ્રકાંડ જ્ઞાન; અને પછી, કર્મમાર્ગનું સુકાઇ જવું તે આમ પહેલી સ્થિતિ શુષ્ક કર્મની, પછી જ્ઞાનનાં કિરણો અર્થાત્ કર્મો સમજીને કરવાં–કર્મની સાથે ભક્તિ લાવવી. ત્યાંથી આગળની સ્થિતિ એ કે જ્ઞાન ખૂબ વધ્યું. પરંતુ કર્મો સુકાઇ ગયાં.

ત્યારે વચલો માર્ગ કયો? ભગવદ્ગીતા એ માર્ગ સમજાવે છે. તમે કર્મને સમજો. જ્ઞાન અને કર્મનો વિરોધ નથી; બંનેનો, ખરેખર, અવિરોધ છે. શ્રીકૃષ્ણ કર્મની Philosophyમાં રહેલું જ્ઞાનનું તત્ત્વ સમજાવે છે. આ તત્ત્વ તે શું? પ્રકૃતિનું કામ પ્રકૃતિ કરે અને પુરુષ દ્રષ્ટા રહે. આ જ્ઞાતિની દૃષ્ટિ છે. એ ઊંચી સ્થિતિ છે પણ એના કરતાં પણ વધારે ઊંચી સ્થિતિ છે અને તે ધર્મની દૃષ્ટિ છે. જ્ઞાતિનું ધોરણ પ્રકૃતિમાંથી આવે છે અને પ્રકૃતિના પદાર્થો સાન્ત હોવાથી નીતિનો પ્રદેશ પણ સાન્ત (finite) છે; સાન્તના અસંતોષમાંથી ધર્મની ઉત્પત્તિ છે અને એનો પ્રદેશ નિઃસીમ છે કારણ કે એનું અવલમ્બન કોઇ અનન્ત સનાતન પદાર્થ જેને ભગવદ્ગીતા "ઉત્તમ પુરુષ" અથવા 'પુરુષોત્તમ' કહે છે તે છે.

આ વસ્તુનું અધિક સ્પષ્ટીકરણ પોતે નીચે પ્રમાણે કર્યું.

પૌરાણિકો અને મીમાંસકોની કર્મ સંબંધી રીતો વડે ઇશ્વરનો અનુભવ થવાનો સંભવ થોડો. મનુષ્ય મનનશીલ પ્રાણી છે એટલે એને યંત્રવત્ કર્મો કરવા કરતાં કર્મો વિષે વિચાર કરવાનું સૂઝે. તેથી જ ભગવદ્ગીતા કહે છે કે જે કાંઇ કર્મ કરો તે માત્ર ક્રિયાત્મક રીતે નહિ પણ એ કાર્યોમાં ઇશ્વરભાવ આવવો જોઇએ. અને જો ઇશ્વરભાવ લાવવો હોય તો જે કાંઈ કર્મ તું કરે તે તારા સ્વાર્થ માટે નહિ પરંતુ અનાસક્ત રહીને. કોઈ પણ વસ્તુમાં ચિત્ત ન ચોંટવા દઈ પ્રભુમાં ચિત્ત ચોંટાડવું. આથી અહંભાવ ઓછો થાય. આ કર્મમા હું ભગવાનનો અનુભવ કરું છું એવો ભાવ આવવો જોઇએ.

વળી કર્મ એટલે માત્ર ધાર્મિક ક્રિયા જ નહિ. વર્ણાશ્રમ વગેરે સર્વધર્મોનો એમાં સમાવેશ થાય છે. જે કર્મનું ચક્ર આ જગતમાં પ્રવર્તે છે એ પરમાત્માના નિયમમાં એક નાનું ચક્ર થયા વગર છૂટકો નથી. આરંભમાં તું યન્ત્રનો એક ભાગ થઈશ પંરતુ જ્ઞાન આવશે અને ઊંચો ભાવ આવશે ત્યારે સમજાશે કે ધર્મ એક ઘડીની નહિ પણ આખા જીવનની વાત છે. આપણે જે ધંધો લીધો એમાં પણ પરમાત્માનો વાસ છે. (ઉદા. શિક્ષકનો ધંધો). ગાંધીજીએ **'ईशावास्यमिदं सर्वं यत्किंच जगत्यां जगत्'** ઇત્યાદિ ઇશોપનિષદની પ્રસિદ્ધ પંક્તિ ઉપર સુન્દર રીતે મનન કર્યું છે એ મને યાદ આવે છે.

ઇશ્વર સર્વત્ર સભર ભર્યો છે. જે જે જગતો હોય છે તે બધાંમાં એ વ્યાપી રહ્યો છે. તને તે નાંખે તેમાં તું આનંદ કર. જે કોઇ ચીજ બીજાની છે તે તારી પોતાની થાય એવી ઇચ્છા ન કર. આ ઊંચી ભાવના છે. મનુષ્યસુધારાની સર્વ સંસ્થાઓમાં પ્રભુનો વાસ છે એમ સમજી જુદી જુદી સામાજિક સંસ્થાઓમાં કામ કરવું વગેરે.

ભગવદ્ગીતાના નીચેના શ્લોક ઉપર ધ્રુવસાહેબે કાંઇક આવું વિવરણ કર્યું:

"या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः॥

આ મનુષ્યજીવનનું સૂત્રવાક્ય છે. આમાં સામાન્ય વ્યવહાર અને પરમાર્થ બંનેની ભૂમિકા કેવી જુદી છે એ બતાવવામાં આવ્યું છે. સામાન્ય વ્યવહારુ મનુષ્ય અને જ્ઞાનીની સ્થિતિ વચ્ચે નિશા અને જાગ્રદવસ્થા જેવો ભેદ છે. બંનેની ભૂમિકાને એક બીજા સાથે લેવાદેવા નથી. બંનેની ભૂમિકા જુદી એટલે એના નિયમો પણ જુદા. એકમાં બાહ્ય દૃષ્ટિ છે, બીજામાં આન્તર દૃષ્ટિ છે. જેને વ્યવહારુ માણસ નિશા માને છે તેને જ્ઞાની જાગ્રત અવસ્થા માને છે; અને જેને વ્યવહારુ માણસ જાગૃતિની અવસ્થા કહે છે તેને જ્ઞાની રાત્રિ કહે છે. આમ સામાન્ય પ્રાકૃત જીવનનાં મૂલ્યોને ઉલટાવીને—એનું મૂલ્યપરિવર્તન કરીને—જ્ઞાનીનું જીવન ગાળી શકાય છે.

\+ × × +

ધ્રુવસાહેબના ભવ્ય તત્ત્વચિન્તનનું પૂર્વરૂપ એમનો પ્રામાણિક શંકાવાદ છે. એમની શંકા શ્રદ્ધાત્મક હતી અને એમાંથી જ એમની ધર્મની ભવ્યતા અને વિશુદ્ધિ આવતી. ઋગ્વેદ-સંહિતાનું 'નાસદીય સૂક્ત' એમને અત્યંત પ્રિય હતું. એમાં રહેલા સંશયમાં યથાર્થ તત્ત્વદૃષ્ટિનું મૂળ મળી આવે છે એમ એઓ કહેતા. એ સૂક્તની એમની પ્રિય પંક્તિઓ એઓ ક્વચિત્ ગંભીર વાણીમાં આ પ્રમાણે ઉચ્ચારતાઃ

को अद्धा वेद इह प्रवोचत् कुत आ जाता कुत इयं विसृष्टिः।





यो अस्याध्यक्षः परमें व्योमन्त्सो अङ्ग वेद यदि वा न वेद’ (ખરેખર કોણ જાણે, કોણ કહે કે આ ક્યાંથી ઉત્પન્ન થઇ ? ક્યાંથી આ વિવિધ સૃષ્ટિ નીકળી ?......જે પરમ, વ્યોમમાં રહેલો એનો અધ્યક્ષ છે તે જાણે, અથવા તે પણ ન જાણે !) એઓશ્રી એમ કહેતા કે "શ્રદ્ધા અને જ્ઞાનની ઉન્નતિને આવશ્યક અને ધર્મબુદ્ધિને પોષક એવી પ્રામાણિક સંશયવૃત્તિ આપણા ઊગતા જમાનાને હું આપી જાઉં તો સારું."

"પરમાત્માના સ્વરૂપ વિષે આપનું દર્શન કેવું છે" એ પ્રશ્ન સંબંધી ઉપનિષદમાં નીચેનું મહાવાક્ય એઓ ઉચ્ચારતા.

"यः पृथिव्यां तिष्ठन् पृथिव्या अन्तरो यं
पृथिवी न वेद यस्य पृथिवी शरीरं यः
पृथिवीमन्तरो यमयत्येष ते आत्माऽन्तर्याम्यमृतः ।
य आत्मनि तिष्ठन् आत्मनोऽन्तरो
यमात्मा न वेद यस्यात्माशरीरं य आत्मानमन्तरो
यमयत्येष त आत्मान्तर्याम्यमृतः ॥

(જે પૃથ્વીમાં રહે છે છતાં પૃથ્વીથી જુદો છે, જેને પૃથ્વી જાણતી નથી, જે પૃથ્વીની માંહ્ય અને જુદો રહીને એનુ નિયમન કરે છે...... જે આત્મા જીવાત્મામાં રહે છે, છતાં આત્માથી જુદો છે, જેને આત્મા જાણતો નથી, આત્મા જેનું શરીર છે, જે આત્માની માંહ્ય અને જુદો રહીને એનું નિયમન કરે છે—તે તારો અન્તર્યામી અમૃત આત્મા છે.)

આ મહાવાક્યમાં પરમાત્માને (૧) વિશ્વરૂપ (૨) વિશ્વના અન્તર્યામી-રૂપ (૩) અને વિશ્વની પાર રહેલા પર આત્મા રૂપે વર્ણવેલો છે અને એ રીતે પરમાત્માનું 'પર' અને 'આન્તર' બંને સ્વરૂપ એ જ પરમાત્મ સંબન્ધી પરમ સત્ય મારી સમજણમાં આવે છે."

એક પ્રસંગે 'ગુણાતીત' અવસ્થાનું વર્ણન કરતાં પોતે જણાવ્યું. "નિસ્ત્રૈગુણ્ય અવસ્થા એ અપરોક્ષ અનુભવની અવસ્થા છે. એનું અખાએ કેટલીક પંક્તિઓમાં સુન્દર વર્ણન કર્યું છેઃ

"નિત્ય રાસ નારાયણ કેરો, દેખે તે અનંત અપાર:
જિહાં જેવો તિહાં તેવો, નારાયણ નરનાર.

ગદ્‌ગદ કંઠે ગાતે થકે, રોમાંચિત હોએ ગાત્ર;
હર્ષ આંસુ બહુ હેત હૃદય, પ્રેમ કેરં તે પાત્ર.
નવનીત સરખું હૃદય કોમળ, કહ્યું ન જાયે હેત;
આંખ માંહે અમૃત ભર્યું, હરિભક્તિ કેરં ક્ષેત્ર."

'નિસ્ત્રૈગુણ્યાવસ્થા' એ નીતિની ધર્મમાં સંક્રાન્ત થએલી અવસ્થા છે. સંસારને અન્તે (વિદેહ) મુક્તિ ભલે હો! પણ સંસારના મધ્યમાં પણ જીવન્મુક્તિ મળી શકે છે."

વસ્તુનું સ્વરૂપ સમજાવતાં એક વાર કહ્યું, "વસ્તુમાત્રનું સ્વરૂપ-એનું તત્ત્વ-સત્-અસત્-ઉભયાન્વિત છે. અને તે હંમેશ એમ જ રહ્યા કરશે. કેવળ અસત્ય એ તો વન્ધ્યાપુત્ર કે આકાશપુષ્પ છે; કેવળ સત્ એ પરમાત્મા છે. બાકી વસ્તુમાત્ર સત્-અસત્-ઉભય એક સાથે છે. તેથી જ વેદાન્ત વસ્તુનું સ્વરૂપ 'સદસદનિર્વચનીય' કહે છે અને હેગલ "Being and Non-Being exist at one and the same time." એમ નિરૂપણ કરે છે.

વુડ અને એબટ રિપોર્ટ ઉપર વિવેચન કરવા દિલ્હીના ઑલ ઇન્ડિયા રેડિયોએ ધ્રુવસાહેબને નિમન્ત્રણ આપ્યું. એ કર્તવ્ય ગણી સ્વીકાર્યું. અને એકલા દિલ્હી ગયા અને શ્રીયુત બિરલાને ત્યાં ઊતર્યા. નાગર રસોયો સાથે લીધો નહોતો અને બીજા રસોયાનું રાંધેલું જમતા નહિ એટલે પોતે સગડી ઉપર દાળભાત મૂકી જમ્યા. રેડિઓના મેનેજરે જ્યારે ધ્રુવસાહેબની ઓળખાણ આપવા માટે બે શબ્દો કહેવાનું નક્કી કર્યું તે વખતે ધ્રુવસાહેબે કહ્યું, "સાથે એટલું પણ ઉમેરજો કે બે દિવસના એ ભૂખ્યા બ્રાહ્મણ છે એટલે એમનાથી બહુ અવાજ કાઢી નહિ શકાય." મેનેજર આ સાંભળી હસી પડ્યા.

ધ્રુવસાહેબનું રેડિયોનું ભાષણ એમના હંમેશના ગંભીર અને પ્રભાવશાળી અવાજમાં મેં પૂર્ણ સ્પષ્ટતાથી સાંભળ્યું હતું.

બનારસથી અમદાવાદ આવ્યા બાદ એલિસ બ્રિજની બાજુમાં એક ક્લબ કાઢવા માટે ધ્રુવસાહેબ મને વારંવાર સૂચના કરતા હતા. "સાંજનો

સંભવ કયેમે કરી ખૂટતો નથી; એ આનંદથી વીતાવી શકાય; આપણે એમાં માત્ર ચ્હાનો પ્યાલો પીશું અને પ્રકીર્ણ વાર્તાલાપ કરશું." આ બની શક્યું નહિ તેથી આજે પણ ખેદ થાય છે.

ધ્રુવસાહેબ ઘણી વાર સાંઝે એકલા ફરવા જતા અને સાથે એક પુસ્તક લઈ જતા. મને એ સંબન્ધમાં કહ્યું, "પુસ્તક એટલા માટે સાથે રાખું છું કે એમાંથી એકાદ વાક્ય લઈ એના ઉપર હું મનન કરું અને જાણે કોઈ સાથી હોય એમ મને લાગ્યા કરે."

એક પ્રભાતકાલે મેં ધ્રુવસાહેબને પૂછ્યું, "ભગવદ્‌ગીતાની એક પ્રિય પંક્તિ" 'अरतिर्जनसंसदि'નો આપને વિવક્ષિત અર્થ શો છે?" પોતે ઉત્તર વાળ્યો," લોકસમૂહમાં અનાસક્તિ એ આવા પ્રકારની જુઓ, આ ગૂજરાત કોલેજ શહેર અને શહેર બહારનાં ભાગોની સીમા ઉપર આવેલ છે. આપણે પણ આન્તર અને બાહ્ય જગતના ઉમરામાં ઊભા રહેવાનું છે. બાહ્ય જગતનો સંસર્ગ ત્યજ વાનો નથી પરંતુ જેટલો જરૂરનો હોય તેટલો સાધવા માટે અવસ્ય અભિમુખ રહેવું જોઇએ. પરંતુ એ સંસર્ગ પૂરો થતાં પાછું આન્તર જીવનનું અનુસંધાન સાધવું જોઇએ અર્થાત્ ઉમરામાં ઊભા રહીને બાહ્ય અને આંન્તર સંબન્ધ વચ્ચે સમતોલપણું જાળવવું જોઈએ. આનું નામ જ યોગ. આ જ કર્મમાં કુશલતા."

ધ્રુવસાહેબનો સંયમ અદ્‌ભુત હતો. એક વાર ગૂજરાત કૉલેજમાં વાર્તાલાપ માટે એમને બોલાવ્યા હતા. બી. એ. ના હૉલમાં આશરે ચારસો વિદ્યાર્થીઓ એમને સાંભળવા એકત્ર થયા હતા. ખાસ નિમન્ત્રણથી હું પણ ત્યાં ગયો હતો. સાહિત્યકારના વિચાર અને આચાર સંબન્ધી પ્રશ્નોત્તરી થઈ હતી અને ધ્રુવસાહેબે એના ઉત્તમ ઉત્તરો આપી સર્વેને બોધ અને આનંદ આપ્યો હતો. વાર્તાલાપ લગભગ પૂરો થવા આવ્યો ત્યાં વિદ્યાર્થીઓમાં સહેજ અવાજ થવા લાગ્યો કે ધ્રુવસાહેબે સંકેલ્યું "તમે થાકી ગયા હશો એટલે હવે આપણે બંધ કરીએ. બાકીની વાતો વળી કોઇ બીજા પ્રસંગે કરીશું" એમ કહી મારા સામું જોઇ 'કેમ એમ જ ને' એમ કહી અધ્યાપકોના ઓરડામાં ચ્હા લઈ અમે ચાલી નીકળ્યા.

ઘેર ગયા પછી;' કેટલાક પ્રસંગો જેમાં શ્રોતાજનોની ઉદાસીનતા' પોતાને માલૂમ પડી હતી અને પોતે પોતાનું વક્તવ્ય બંધ કર્યું હતું અથવા ટૂંકાવ્યું હતું તે મને વર્ણવ્યા. "ઘણાં વર્ષો ઉપર અમદાવાદમાં 'ધ્રુવકુમાર' નાટકના ઉદ્‌ઘાટનની ક્રિયા મારા હાથે કરવામાં આવી. એક અંક પૂરો થયા પછી મારે કરવાનું ભાષણ હું લખી ગયો હતો. પરંતુ જ્યારે મેં શ્રોતાજનોની નાડ પારખી એટલે પહેલું અને છેલ્લું વાક્ય બોલી હું બેસી ગયો. બીજો પ્રસંગ કાંગડી ગુરુકુળમાં ભરાએલી 'સેવાધર્મ-પરિષદ્'નો છે. એમાં મારું પ્રમુખ તરીકેનું ભાષણ સાંભળવા માટે બાળકોને કાખમાં તેડીને સ્ત્રીઓ અને અનેક લોકો એકત્ર થયા હતાં. મેં લખેલું ભાષણ ન વાંચતાં થોડુંક મુખેથી કહ્યું." આમ ધ્રુવસાહેબ વારંવાર સમતોલપણું બરાબર સાચવતા.

ધ્રુવસાહેબ પાસેથી હું વારંવાર અનેક પુસ્તકો વાંચવા લાવતો અને પાછાં આપતો. એક વાર પોતે કહ્યું, "આજ તમને હું પુસ્તક પસંદ કરીને આપું છું તે વાંચો. એ મારું પ્રિય પુસ્તક છે. એમાં મેં 'માર્જિન'માં જે જે નોંધ કરી છે તે પણ વાંચજો. વાંચ્યા પછી એ સંબંધી વાત કરશું." આ પુસ્તક તે "Sermons on Faith and Doctrine by Jowett." આ જોવેટ તે રગ્બીના હેડમાસ્તર અને બીજાં કેટલાંક પુસ્તકોના લેખક; ઉપરાંત પ્લેટોના 'Dialogues'ના અનુવાદક.

આ પુસ્તક મેં અથથી ઇતિ સુધી વાંચ્યું અને એના કેટલાક ભાગો ઉપર મનન કર્યું. ધ્રુવસાહેબના ઘડતરમાં આ પુસ્તકે કાંઇક ભાગ ભજવ્યો હોય એવું મને જણાયું જો કે મેં એ સંબંધી એમને સહેજ પણ પૂછ્યું નથી. એમાંના કેટલાક વિચારો જાણે ધ્રુવસાહેબનાં જીવનમાં ઓતપ્રોત થયા હોય એવું મને લાગ્યું. એમાંનું એક અવતરણ નીચે ટાંકું છુંઃ

"Men are apt to think that they cannot have too much of a good thing, too much of piety, too much religious feeling, too much attendance at the public worship of God. They forget the truth which the old philosophy taught; that the life of man should

be d harmony; not absorbed in any one thought; even of God, or in any one duty or affection, but growing up as a whole in the fulness of a perfect man. That is a maimed life which loves goodness and has no love of truth, or which loves truth and has no love of goodness."

પૂર્વોક્ત અવતરણમાં મને ધ્રુવસાહેબના સમગ્ર જીવનનું પ્રધાન દૃષ્ટિબિન્દુ સુન્દર રીતે પ્રકટ થએલું જણાય છે. ધ્રુવસાહેબ અખંડ આત્માનું જીવન જીવતા હતા એટલે જ એમના જીવનમાં સંપૂર્ણ સંવાદ હતો.

બનારસથી અમદાવાદ આવ્યા પછી થોડાક સમયે એસ. એલ. ડી. આર્ટ્સ કૉલેજના સંસ્કૃતના પ્રોફેસર રામચંદ્ર બળવંત આઠવલેએ ધ્રુવસાહેબને પોતાને ત્યાં જમવાનું આગ્રહપૂર્વક નિમન્ત્રણ આપ્યું અને શ્રીયુત રસિકલાલ છોટાલાલ પરીખને અને મને પણ સાથે સાથે નોતર્યા. ધ્રુવસાહેબે કેટલીક આનાકાની પછી નિમન્ત્રણ સ્વીકાર્યું અને પ્રો. આઠવલેને કહ્યું, 'હું આવીશ અને થોડુંક ફ્રુટ લઇશ' આ સ્વીકાર પછી પ્રો. આઠવલે સીધા મારે ત્યાં નિમન્ત્રણ આપવા આવ્યા. મેં કહ્યું, 'ધ્રુવસાહેબે જમવા આવવાની હા પાડી એથી મને બહુ આશ્ચર્ય થાય છે' પ્રો. આઠવલેએ કહ્યું "મેં બહુ વિનંતિ કરી એટલે થોડાંક ફ્રુટ લઇશ એમ પોતે કહ્યું છે" આમ કહેવા છતાં મારું મન માન્યું નહિ અને ઊંડાણમાં શંકા રહ્યા કરી. નિમન્ત્રણની સાંઝ આવી પહોંચી અને ભાઇશ્રી રસિકલાલ અને હું પા કલાક વહેલા પ્રોફેસરને ત્યાં ગયા. પ્રોફેસર આઠવલેનાં કુટુમ્બિજનોએ બહુ પરિશ્રમ લઇને વિવિધ વાનીઓ જમણમાં બનાવી હતી. ધ્રુવસાહેબ આવી પહોંચ્યા અને અમે સત્કાર કર્યો. વાત ચાલતાં પોતે કહ્યું, "આપણે સાથે વાતો જ કરવી છે તો ભલે આપણે અહિંયા મળીને કરીએ........ થોડુંક 'ફ્રુટ' લઇશ" પ્રો. આઠવલેને ફાળ પડી. "સાહેબ હું તો 'ફૂડ' સમજ્યો હતો." "આ ત્રિવેદી મારું બધું જાણે છે. એણે તમને કહ્યું હશે એમ હું માનતો હતો." ધ્રુવસાહેબે કહ્યું. "મને આશ્ચર્ય તો બહુ જ થયું હતું પરંતુ પ્રો. આઠવલેની સમઝણ આપ થોડાંક 'ફ્રુટ' લેશો એવી હતી

એટલે મેં મન વાળ્યું કે આપણા પ્રાચીન સંન્યાસીઓ અને ગૌતમબુદ્ધની પેઠે આપે વિધિનિષેધ ત્યજી દીધાં હોય" ધ્રુવસાહેબે તુરત જ એમની તેજસ્વી આંખો ચમકાવીને કહ્યું. " જો મારે એમ જ કરવું હોય તો પ્રથમ મારી પોળમાં જ રહેતા વડનગર નાગર ગૃહસ્થને ત્યાં જમવા જવું જોઇએ, પછી વિસનગરા, પછી, સાઠોદરા અને ત્યાર પછી અન્ય બ્રાહ્મણો એમ ક્રમ કરવો જોઇએ. પણ હજી મેં મારી પોળના મારા જ્ઞાતિજનબંધુઓને ત્યાં ભોજનનો આરંભ કર્યો નથી. એટલે બીજે તો એ ક્યાંથી થઇ શકે? પણ હું જરૂર તમારી સાથે બેસીશ અને એકાદ ફ્રૂટ કે મ્હા લઇશ. આપણે વાતો પણ પેટ ભરીને કરશું."

પ્રો. આઠવલેએ ઘરમાં જઇને ફળાહાર બનાવવાની સૂચના આપી.

થોડીક વાત કર્યા બાદ અમને જમવાના ઓરડામાં આવવાની સૂચના થઇ. ભાઇશ્રી રસિકલાલે અને મેં ઉપરનાં વસ્ત્રો અને ટોપી ઉતાર્યાં. ધ્રુવસાહેબ બોલ્યા, "માનથી પાઘડી નહિ ઉતારાય; માત્ર કોટ કાઢીશ."

જમવાના ઓરડામાં એક સુન્દર આસન ઉપર ધ્રુવસાહેબને બેસાડ્યા અને પાસે ફલાહારથી ભરેલી એક થાળી મૂકવામાં આવી, અને ચ્હાની સામગ્રી પણ પીરસી. ધ્રુવસાહેબે ધીમે ધીમે એક ચમચી શ્રીખંડ ખાધો. અને એક પ્યાલો ચ્હા પીધી. ભોજન દરમિયાન અમને બંનેને શ્રીખંડ સારી રીતે પીરસવાનું પ્રો. આઠવલેને જણાવ્યું અને અમે શ્રીખંડ ઓછો ખાઇએ છીએ એમ જણાવવાથી પોતે કહ્યું, "શું અમારા જુવાનીના દિવસો નહોતા કે? અમે તમારી પેઠે આ રીતે થોડુંક નહોતા જમતા." આ ઉપરાંત નાગરી નાતની અનેક વાતો કરીને અમને આનંદ આપ્યો. "સદ્‌ગત ગગા ઓઝાને ત્યાં એક વાર આપણા અગ્ર સુધારક દુર્ગારામ મહેતાજી મહેમાન હતા; મહેતાજીની અને પોતાની વચમાં જમતી વખતે એક લાકડું મૂકવામાં આવ્યું હતું; મહેતાજીએ રોટલીઓનો થોકડો ઓઝાજીની થાળીમાં ફેંક્યો." વળી, "અમારી નાતમાં એક સ્ત્રીની હયાતી દરમિયાન બીજી સ્ત્રી કદાપિ કોઇએ કરી હોય એ મારી સ્મૃતિમાં નથી. પેઢીઓ થયાં એ રિવાજ જ્ઞાતિમાં પ્રવર્તે છે." વગેરે વાતો કરીને અમને હસાવ્યા.

ભોજન પૂરું થયા પછી પ્રો. આવલેનાં સર્વ કુટુમ્બીઓને પોતે બહુ સદ્ભાવથી મળ્યા અને વિદાય લીધી. ધ્રુવસાહેબની મોટરમાંથી મારા ઘર તરફ ઊતરતાં મેં પૂછ્યું, "આપ ઘેર જઈને થોડુંક જમશો ને?" ધ્રુવસાહેબે ઉત્તર આપ્યો, "હા, થોડુંક જમીશ."

\+ × + +

એક વાર મેં ધ્રુવસાહેબને કહ્યું, "આપનો બુદ્ધિવિકાસ બીજાઓની સરખામણીમાં બહુ વહેલી વયે થયો એમ નહિ?"

'આપણો ધર્મ'માં આપે વીસ વર્ષની ઉમ્મરે લખેલો એક લેખ પણ વિચારની પરિપક્વતા દર્શાવે છે." ધ્રુવસાહેબે ઉત્તર વાળ્યો, "ખાસ એવું કાંઈ મને જણાતું નથી. અમે સંસાર વહેલો માંડ્યો એટલે એવું લાગે." આમ કહીને મારી વાત જવા દીધી. એક બીજા પ્રસંગે શાહીબાગ ફરવા જતાં માર્ગમાં શાકપીઠ પાસે મોટર રોકી અને કારકૂન શાકપીઠમાં શાક લેવા ગયા એટલે મેં કહ્યું, "એક જણને મેં વાતમાં જણાવ્યું કે ધ્રુવસાહેબ કદાચ શાક લેવા કોઈ વાર ગયા નહિ હોય પણ શાકપીઠ સંબન્ધી એ જેટલું જાણે એટલું આપણે કદાચ ન જાણીએ. એમની કલ્પનાશક્તિ બહુ પ્રબળ છે." પોતે કહ્યું, "હું એલએલ. બી. વખતે, મુંબાઈમાં રહેતો ત્યારે ભુલેશ્વરની શાકપીઠમાં શાક લેવા પણ જતો." જીવનના પાછલા ભાગમાં પરિમલ સોસાઇટીમાં શાકવાળો ઘેર આવતો ત્યારે પોતે જાતે શાક ઘણી વાર પસંદ કરતા અથવા 'સારું શાક લેજો' એમ ઘરનાં માણસોને સૂચના આપતા.

ધ્રુવસાહેબને યુવાવસ્થામાં બટાટા બહુ ભાવતા. પાછલા ભાગમાં સૂરણે બટાટાનું સ્થાન લીધું હતું. એક વાર મને કહ્યું, "મેં જિંદગીમાં બટાટા બહુ ખાઈ મૂક્યા છે." તેલ, મરચું અને ખટાશ તો ચાલીસ-પીસ્તાલીશ વર્ષ પર્યંત એમણે ત્યજ્યાં હતાં. એમના માટે ભોજન ઘીમાં થતું. એમનું ગળું બહુ Sensitive (કૂણું) હતું. મુસાફરી થાય તો તો ગળું પકડાતું. નિયમિત ટેવોથી શરીરને પોતે અને તેટલું તંદુરસ્ત રાખી એની પાસેથી બહુ કામ લેતા. નાનપણમાં ભાસ્કર શાસ્ત્રીએ ધ્યાન દોર્યું હતું તથાપિ કસરતની ટેવ પડી નહિ તે ઠીક થયું નહિ એમ પોતે

કહેતા. શરીર તો કૂદકો મારીને પથારીમાંથી ઊઠી શકે એવું-ઉત્થાન-યોગ્ય વપુઃ-હોવું જોઇએ એમ એક વાર મને કહ્યું હતું.

ખોરાકમાં રાત્રે બાજરીની રોટલી લેતા. કેટલાંક વર્ષો તો ગૂજરાત કલબમાંથી સાંઝે ઘેર આવ્યા બાદ જમવા બેસતા અને માતુશ્રીની સાથે વાતો કરતાં રૂમાલથી સાફ કરીને પતાસાં દૂધમાં નાંખતા અને એમાં બાજરીની રોટલી ચોળી શાક સાથે જમતા.

ધ્રુવસાહેબની પોતાની દિનચર્યા બુદ્ધિપૂર્વક વ્યવસ્થિત થએલી હતી. એમાં ક્યાંએ ઉતાવળ નહોતી કે ક્યાંએ શિથિલતા નહોતી. ઘણાં વર્ષો સુધી કાંઇક આવી દિનચર્યા રહેતી. સામાન્ય રીતે પાંચ વાગ્યા પહેલાં પોતે ઊઠતા અને સ્નાન કરી પૂજા કરતા. પૂજામાં ભાગવત, ભગવદ્ગીતા, રામાયણ, મહાભારત, ઉપનિષદ્ આદિનું થોડું થોડું નિત્યપારાયણ થતું અને એની સળંગ નિત્યનોંધ પોતે કરતા. પૂજામાંથી પરવાર્યા પછી અન્ય ગ્રન્થો વાંચતા. બપોરે કૉલેજ કે યુનિવર્સિટીનું અધ્યાપન અને વહીવટ આદિનું કાર્ય કરતા. વચ્ચે કે પછી સમય મળતાં વાચનલેખન કરતા. સાંજે ક્લબમાં જતા કે ભાષણો વગેરેમાં હાજરી આપતા અથવા પ્રમુખ તરીકે બેસી બે શબ્દો ઉપસંહારમાં કહેતા. રાત્રે જમી થોડુંક વાંચી વહેલા સૂઇ જતા. એક વાર બનારસમાં મેં પૂછ્યું હતું, "આપને આટલા વિશાળ કામકાજમાં વાંચવા વિચારવાનો સમય બરાબર મળી શકે છે?"

મને ઉત્તર મળ્યો, "મેં અત્રેનું મારું જીવન બહુ સંતોષકારક રીતે વ્યવસ્થિત કર્યું છે. મને વાંચવા-વિચારવા સારી રીતે સમય મળે છે. 'વસન્ત' માટે લખવા કે બીજું લેખન કરવામાં ખાસ વખત લાગતો નથી. બહુ સહેલાઇથી થોડા વખતમાં મારું લખાણ હું કરી શકું છું."

"બદરીનારાયણની યાત્રા મારે કરવી હોત તો મારા માટે બહુ સહેલું હતું. છેક સુધી ડોળીમાં મને લઇ જનારાઓની મારા શિષ્યો વ્યવસ્થા કરનાર હતા. પણ એ રીતે જવામાં મારું મન માન્યું નહિ" મને એક પ્રસંગે પોતે કહ્યું. "હું "No man's land" સુધી તો સલૂનમાં બેસી જઇ આવ્યો છું." એમ એક બીજે પ્રસંગે કહ્યું. "અલબત્ત, હું યુરોપ ગયો નથી અને ડૉ. ટાગોર ત્યાં ગયા છે એટલે એઓ સાંની

કહેતા. શરીર તો કૂદકો મારીને પથારીમાંથી ઊઠી શકે એવું–ઉત્થાન-યોગ્ય ચપુઃ–હોવું જોઇએ એમ એક વાર મને કહ્યું હતું.

ખોરાકમાં રાત્રે બાજરીની રોટલી લેતા. કેટલાંક વર્ષો તો ગૂજરાત ક્લબમાંથી સાંઝે ઘેર આવ્યા બાદ જમવા બેસતા અને માતુશ્રીની સાથે વાતો કરતાં રૂમાલથી સાફ કરીને પતાસાં દૂધમાં નાંખતા અને એમાં બાજરીની રોટલી ચોળી શાક સાથે જમતા.

ધ્રુવસાહેબની પોતાની દિનચર્યા બુદ્ધિપૂર્વક વ્યવસ્થિત થએલી હતી. એમાં કયાંએ ઉતાવળ નહોતી કે કયાંએ શિથિલતા નહોતી. ઘણાં વર્ષો સુધી કાંઈક આવી દિનચર્યા રહેતી. સામાન્ય રીતે પાંચ વાગ્યા પહેલાં પોતે ઊઠતા અને સ્નાન કરી પૂજા કરતા. પૂજામાં ભાગવત, ભગવદ્‌ગીતા, રામાયણ, મહાભારત, ઉપનિષદ્ આદિનું થોડું થોડું નિત્યપારાયણ થતું અને એની સળંગ નિત્યનોંધ પોતે કરતા. પૂજામાંથી પરવાર્યા પછી અન્ય ગ્રન્થો વાંચતા. બપોરે કૉલેજ કે યુનિવર્સિટીનું અધ્યાપન અને વહીવટ આદિનું કાર્ય કરતા. વચ્ચે કે પછી સમય મળતાં વાચનલેખન કરતા. સાંજે કલબમાં જતા કે ભાષણો વગેરેમાં હાજરી આપતા અથવા પ્રમુખ તરીકે બેસી બે શબ્દો ઉપસંહારમાં કહેતા. રાત્રે જમી થોડુંક વાંચી વહેલા સૂઈ જતા. એક વાર બનારસમાં મેં પૂછયું હતું, "આપને આટલા વિશાળ કામકાજમાં વાંચવા વિચારવાનો સમય બરાબર મળી શકે છે?"

મને ઉત્તર મળ્યો, "મેં અત્રેનું મારું જીવન બહુ સંતોષકારક રીતે વ્યવસ્થિત કર્યું છે. મને વાંચવા–વિચારવા સારી રીતે સમય મળે છે. 'વસન્ત' માટે લખવા કે બીજું લેખન કરવામાં ખાસ વખત લાગતો નથી. બહુ સહેલાઇથી થોડા વખતમાં મારું લખાણ હું કરી શકું છું."

"બદરીનારાયણની યાત્રા મારે કરવી હોત તો મારા માટે બહુ સહેલું હતું. છેક સુધી ડોળીમાં મને લઈ જનારાઓની મારા શિષ્યો વ્યવસ્થા કરનાર હતા. પણ એ રીતે જવામાં મારું મન માન્યું નહિ" મને એક પ્રસંગે પોતે કહ્યું. "હું "No man's land" સુધી તો સલૂનમાં બેસી જઇ આવ્યો છું." એમ એક બીજે પ્રસંગે કહ્યું. "અલબત્ત, હું યુરોપ ગયો નથી અને ડૉ. ટાગોર ત્યાં ગયા છે એટલે એઓ સાંની

સ્થિતિ વધુ જોઈ શકે. પરંતુ હું વાંચન અને વિચાર દ્વારા વસ્તુનું ખરું સ્વરૂપ નેત્ર સમક્ષ ખડું કરી શકું છું અને સમજી શકું છું." એમ એક ત્રીજે પ્રસંગે કહ્યું.

ડા. રવીન્દ્રનાથ ટાગોરે ધ્રુવસાહેબને 'શાન્તિનિકેતન' તેડાવી એમનો સુન્દર સત્કાર કર્યો હતો અને એમની શ્રેષ્ઠ વિદ્વત્તાની પોતાના સત્કાર-ભાષણમાં પ્રશંસા કરી હતી.

વર્તમાન શિક્ષણ સંબંધી વાતચીતમાં ધ્રુવસાહેબ નીચે પ્રમાણે વિચારો વ્યક્ત કરતા.

"શિક્ષણ સંબન્ધી વિચારમાં પ્રથમ સૂત્ર એ છે કે શિક્ષકે શાળા અને સમાજના સાંધણ-રૂપ થવું જોઈએ. શિક્ષણનો ઉદ્દેશ શો? એની ઉપયોગિતા કોને? વ્યક્તિને કે દષ્ટિને? અર્થાત્ શિક્ષણ લેનારને કે જન-સમાજને? આમાં વ્યક્તિના અને સમાજના જીવનની મીમાંસા કરવામાં આવે છે અને તે પ્રમાણે શિક્ષણનું સ્વરૂપ ઘડાય છે. પ્લેટો વગેરેએ આ દિશામાં ઘણું કાર્ય કર્યું છે.

પણ આમાં શિક્ષણ લેનારના માનસિક બંધારણનો વિચાર આવતો નથી. યુરોપમાં એ તરફ ધ્યાન ખેંચવાનું માન રૂસોને છે: એ પ્રકૃતિ અને મનુજબાલકનો પૂજક હતો. બાલકના માનસિક બંધારણનો અભ્યાસ કરી એને લક્ષમાં રાખી કેળવણીનું સ્વરૂપ અને પદ્ધતિ નક્કી કરવી જોઈએ. એ બીજમાંથી વર્તમાન શિક્ષણશાસ્ત્ર જન્મ્યું છે. રૂસો પછી લાંબા વખત સુધી બાલસ્વભાવનો અભ્યાસ કરી શિક્ષણનું સ્વરૂપ અને પદ્ધતિ રચવાનો રિવાજ ચાલ્યો-પણ તે બાલસામાન્યનો અભ્યાસ કરીને. પરંતુ પ્રત્યેક બાલકના સ્વભાવનો અભ્યાસ કરવો જોઈએ, અને તે પ્રમાણે પ્રત્યેક બાલક માટે વિશિષ્ટ શિક્ષણનો પ્રકાર અને શિક્ષણની પદ્ધતિ એમાં જોઈએ એ શિક્ષણશાસ્ત્રનો તાજો વિકાસ છે."

વળી પોતે કહેતા, "શિક્ષણશાસ્ત્ર એ બીજી કલાઓ જેવી કલા છે. એનો હેતુ શીઘ્રતાથી અને અસરકારક રીતે શક્તિ-પ્રદાન છે. કોઈ પણ કાર્યની કુશળતામાં સમય અને શક્તિની કરકસર રહેલી છે. શિક્ષણની પદ્ધતિ એ વિધિ છે અર્થાત્ એ સાધન છે, સાધ્ય નથી. વિધિ અથવા

સાધનમાં શિક્ષકે એટલા બધા પરોવાઈ રહેવું ન જોઇએ કે જેથી સાધ્ય ઉપર બિલકુલ લક્ષ ન રહે. શિક્ષણશાસ્ત્ર ત્રણ પ્રકારનું છેઃ બાળકો માટે, મોટી ઉમ્મરનાં છોકરા-છોકરીઓ માટે, અને પુખ્ત વયનાં મનુષ્યો માટે." ઇત્યાદિ.

આપણી શિક્ષણપદ્ધતિએ કઇ સિદ્ધિઓ મેળવવાની છે તે સંબન્ધી પોતે નીચે પ્રમાણે વિચારો વ્યક્ત કરતાઃ

"મનુષ્યનાં સ્વાભાવિક ગુરુ–માતા, પિતા, પ્રકૃતિ (nature કુદરત), અને જનસમાજ (Society) છે. આમાંથી માતાપિતા પોતે બાળકને શિક્ષણ દઈ શકે એટલો અવકાશ એમને મળવો અશક્ય છે; અથવા મળે તો પણ યોગ્ય શિક્ષણ દઈ શકે નહિ; કારણ કે એ દેવાની કુશળતા હોવી એ મુશ્કેલ છે. જેમ દરેક કામ કરવા માટે તે તે કામમાં કુશળ લુહાર સુથાર આદિ વર્ગ ઉત્પન્ન થાય છે તે જ પ્રમાણે પ્રજાને જ્ઞાન દેવા માટે એક વર્ગની જરૂર પડે છે. હવે પ્રકૃતિ લો. એ એટલી વિશાળ અથવા દૂર દૂર પડી છે કે એને પ્રત્યક્ષ કરવા માટે Laboratory અર્થાત્ કૃત્રિમ વિજ્ઞાનગૃહ બનાવવાની જરૂર પડે છે. આ વિજ્ઞાનગૃહમાં વિદ્યાર્થી પ્રકૃતિની સાથે સંબન્ધમાં આવે છે અને પ્રકૃતિ સંબન્ધી પ્રશ્ન પૂછી ઉત્તર મેળવી શકે છે. હવે ચોથો સ્વાભાવિક ગુરુ જનસમાજ. આ મહાન ગુરુ છે. પરંતુ એની સાથે ગૃહસ્થાશ્રમમાં જ ઠીક ઠીક સંબન્ધમાં આવી શકાય છે. એ આશ્રમમાં મનુષ્ય જો નીતિ અને વ્યવહારમાં પ્રમાદ કરે તો એ પ્રમાદનું ઘોર પરિણામ એને સહન કરવું પડે છે. આ આપત્તિના નિવારણ અર્થે એ જરૂરી છે કે જેમ પ્રકૃતિનો પરિચય વિજ્ઞાનગૃહમાં કરાવવામાં આવે છે તેમ જનસમાજનો પરિચય વિદ્યાર્થીઓને શાળાની ક્લબ બોર્ડિંગહાઉસ, ક્રિકેટફીલ્ડ ઇત્યાદિ સંસ્થાઓમાં કરાવવો જોઈએ. અત્રે એક વિશેષ વિચારવા જેવી વસ્તુ એ છે કે શાળામાં વિદ્યાર્થી વિદ્યા અર્થે નામ વિદ્યા માટે જ–એકઠા થાય છે. બોર્ડિંગહાઉસમાં પણ મુસાફરખાના જેવું જીવન થઈ જાય છે. આથી પ્રાચીન સમયમાં સમગ્ર મનુષ્યત્વ પ્રકટ કરવા માટે ગુરુકુલ અથવા કુલપતિના આશ્રમમાં રહેવાનો શિરસ્તો હતો. વિદ્યાર્થીને 'અન્તેવાસી' કહેવામાં આવતો કારણ કે એ ગુરુની પાસે રહેતો અને એ રીતે કેવળ ગુરુની પાસેથી વિદ્યા જ નહિ

પરંતુ ગુરુનું સમગ્ર સ્વરૂપ પોતામાં ખેંચી શકતો, ગુરુના ઘરમાં વિવિધ દેશના, વિવિધ સ્વભાવના અને વિવિધ જાતિના વિદ્યાર્થી એકઠા થતા અને એને પરિણામે વિદ્યાર્થિજીવન કેવું વિશાળ બની શકતું એનું ચિત્ર, વ્યાસ વાલ્મીકિ કાલિદાસ અને ભવભૂતિ આદિના ગ્રન્થોમાં મળી શકે છે. આ વિષયમાં એટલું યાદ રાખવું યોગ્ય છે કે ગુરુકુલ એ સોલ્જરની બૅરેક્સ જેવાં હોવાં ન જોઈએ. ગુરુની કોમળતા અને મધુરતા વિદ્યાર્થીના આશ્રમમાં પણ આવશ્યક છે. એક બીજી વાત. ગૃહમાં કુલભાવના-ભવભૂતિ જેને કુલધન કહે છે તે સિદ્ધ કરવી જોઈએ. વળી આ સાથે જેમ કુટુમ્બમાં અનેક પ્રકૃતિનાં કુટુમ્બિઓ પોતપોતાના વિશિષ્ટ ગુણો સિદ્ધ કરે છે તેમ ગુરુકુલમાં પણ પ્રત્યેક વિદ્યાર્થીનું વિશિષ્ટ સ્વરૂપ (Individuality) વિકસવું જોઈએ. આ માટે આપણી શાળાઓમાં, છાત્રાલયોમાં અને શિક્ષણ સંબન્ધી સર્વ સંસ્થાઓમાં પુષ્કળ વૈવિધ્ય હોવું જોઈએ. સાથે સાથે એટલું ધ્યાનમાં રાખવું આવશ્યક છે કે આપણા પૂર્વજોએ બ્રહ્મચારીને આશીર્વચન આપ્યું છે તેમાં-આયુષ્ય, પ્રજા, બલ, સમૃદ્ધિ, વિદ્યા, કીર્તિ અને કલ્યાણ એટલા પદાર્થની આશિષ આપી છે. આ સર્વ આપણી શિક્ષણપદ્ધતિએ સિદ્ધ કરવાનાં છે."

વળી, માધ્યમિક કેળવણીને પોતે સમસ્ત કેળવણીનો પૃષ્ઠવંશ યા backbone કહેતા અને ઉચ્ચ કેળવણી કરતાં શિક્ષણની કળા માધ્યમિક શિક્ષણના સમય દરમિયાન વધારે જરૂરની છે એમ વાતમાં વિશેષ ધ્યાન દોરતા.

ધ્રુવસાહેબ કેટલીકવાર પ્રેમની વફાદારી–loyalties of love–માં સુખની ચાવી રહેલી છે એમ પરમ ભાવથી કહેતા. આ વિષયમાં એમના વિચારો અંગ્રેજ કવિ બ્રાઉનિંગને બરાબર મળતા આવે છે. બ્રાઉનિંગ કહે છે કે મનુષ્ય જેને ચાહે છે તેમાં એ ફેરફાર ઇચ્છતો નથી. એના પ્રેમનું નિધાન કોઈ વ્યક્તિ હોય કે સંસ્થા હોય કે સ્થળ હોય–ગમે તે હોય-પરંતુ જો સાચા હૃદયથી એ ચાહતો હોય તો તેમાં એ બિલકુલ વિકાર ઇચ્છતો નથી. પ્રેમના પદાર્થ પ્રત્યે અવિકારિપણું (જે પરમાત્માનો ગુણ છે) તે એ ઇચ્છે છે-પ્રેમમાં એ સ્થિરતાનું તત્ત્વ ઇચ્છે છે. પ્રેમના

અનંત વિષયો હોય પરંતુ એમાં ચંચલતા–ક્ષણિકતા–જોવી એ દોષ છે. એમાં સ્થૈર્ય હોવું જોઇએ અર્થાત્ પ્રેમનાં પાત્રો પ્રત્યે સ્થિર પ્રેમ હોવો જોઇએ. પ્રેમ જે dynamic તત્ત્વ છે તેનો સંયોગ, સત્ય જે static તત્ત્વ છે તેની સાથે થવો જોઇએ. ધ્રુવસાહેબની દૃષ્ટિએ સત્ય અને પ્રેમ બન્નેનો આ જ સમન્વય.

એક વાર આપણાં નૃત્ય, ગરબાઓ વગેરે વિષે વાત નીકળી. ગરબામાં રહેલા 'ક્રમ' વિષે શ્રીયુત રાજગોપાલાચાર્યીએ મદ્રાસ તરફ વપરાતો "ક્મી" શબ્દ પોતાને એક વખત કહી સંભળાવ્યો હતો એ મને કહ્યું. મદ્રાસ તરફ પણ વચમાં દીવી મૂકીને સ્ત્રીઓ ગોળ કુંડાળામાં ફરી ગરબા લે છે. 'ક્રમ અને 'ક્મી' બંને શબ્દોમાં ક્રમ્ ધાતુ છે જેનો અર્થ ક્રમે ક્રમે જવું એમ થાય છે. ગૂજરાત–કાઠિયાવાડ અને મદ્રાસના ગરબાઓમાં ક્રમ' પ્રમાણે ફરવાનું સામાન્ય ધોરણ હોય છે. આ ઉપરથી પોતે કહ્યું, "આપણા વિવિધ પ્રાન્તોમાં સંગીત, નૃત્ય વગેરેમાં ઐક્તા જોવામાં આવે છે તે આપણા દેશની સંસ્કૃતિની મૌલિક એકતા બતાવે છે. આવી બાબતોનું આપણે સંશોધન કરવું જોઇએ અને જ્યાં જ્યાં અને જેટલા જેટલા એકતાના મુદ્દાઓ હોય તે અને ભેદ હોય તો તે સર્વ એકત્ર કરી એના ગ્રંથો ગૂજરાતીમાં રચાવા જોઇએ. શા શા ભેદ અને શા કારણથી ઉત્પન્ન થયા છે તેનું વીગતવાર વર્ણન થવું જોઇએ."

હરિપુરા કૉંગ્રેસ વખતે પોતાની તબિયત સારી નહોતી પણ હાજરી આપવા ગયા હતા. કૉંગ્રેસની 'સબ્જેક્ટસ કમિટી'ની કેટલીક વાતોમાં એક વાત મને કહી તે મૌલાના અબ્દુલકલામ આઝાદની ઉર્દૂ જબાનની પ્રભુતા. "જવાહરલાલ વાતચીતમાં સારું હિન્દી બોલી શકે છે પરંતુ ઉર્દૂમાં ઊંચું વક્તૃત્વ તો મૌલાના સાહેબનું જ ગણાય" એમ અભિપ્રાય જણાવ્યો.

+ + +

પંડિત માલવીયાજી વિષે ધ્રુવસાહેબને પરમ આદર હતો. એમની ધર્મપરાયણતા, સ્વદેશપ્રીતિ, હૃદયની કોમળતા અને ઉદારતાનાં પોતે વારંવાર મુક્ત કંઠે વખાણ કરતા. પંડિતજી વૈષ્ણવી બંધુતાથી પોતાના દુઃખી બન્ધુઓને ભેટતા અને એમનાં દુઃખો દૂર કરવાને તત્પર રહેતા. બનારસમાં

યુનિવર્સિટી કાઉન્સિલની બેઠક હોય અને તે માટે આવતાં માર્ગમાં કોઇ દુઃખી ખેડૂત કે અન્ય કોઇ પીડિત બન્ધુ પંડિતજીને પોતાનું દુઃખ જણાવે તો પોતે શાન્તિથી તે સાંભળે એટલું જ નહિ પરંતુ એમનાં નેત્રમાંથી સમભાવનાની અશ્રુધારા વહે; અને સભામાં મોડા પણ પડે.

૧૯૧૯માં પંજાબમાં બનેલા બનાવો દરમિયાન જ્યારે 'પંજાબમાં પેસતાં ઊડતાં પંખીઓની પાંખ પણ દાઝે' એવી સ્થિતિ હતી તે વખતે પંડિતજી પંજાબમાં ગયા અને "પ્રહ્લાદે અગ્નિસ્તમ્ભને જેટલી નિર્ભયતાથી આલિંગન દીધું હતું તેટલી નિર્ભયતાથી એ પ્રદેશને આલિંગન દીધું અને હૃદયસરસો ચાંપ્યો." વળી લોર્ડ ચેમ્સફર્ડની સરકારનું મહાત્મા ગાંધીજી અને કોંગ્રેસ સાથે સમાધાન કરાવવામાં પણ પંડિતજીએ તે વખતે જે મહાન પ્રયાસ કર્યો હતો તે હકીકત પણ ધ્રુવસાહેબે મને કહી હતી. શ્રીમતી વિજ્યાલક્ષ્મી પંડિતનાં લગ્ન વખતે ગાંધીજી અલ્લાહાબાદ હતા ત્યારે પંડિતજીએ સીમલાથી વાઇસરોયને મળવા માટે ગાંધીજીને તેડવા જવા પોતાને મોકલ્યા હતા એ વાત મને કહી સંભળાવી.

છેવટે કયાં કારણસર વાટાઘાટ પડી ભાંગી અને પંડિતજીનો મહાભારત પ્રયત્ન સફળ થઇ શક્યો નહિ વગેરે વૃત્તાન્ત પંડિતજી પ્રત્યે પરમ આદરપૂર્વક પોતે વર્ણવ્યો.

પોતાની છેલ્લી માંદગી દરમિયાન એક વાર મુંબાઇની ગૂજરાતી સાહિત્યપરિષદના કાર્યવાહકોએ પાછલા પ્રમુખ તરીકે પોતાનો સંદેશો આપવા જણાવ્યું ત્યારે લેડી વિદ્યાગૌરીબહેન અને એ ત્રણ જણ બેઠા હતાં તેમની સમક્ષ પોતે કહ્યું "હિન્દુસ્થાનમાં માત્ર ત્રણ જણને પોતાનો સંદેશો આપવાનો અધિકાર છે અને તે મહાત્મા ગાંધી, રવીન્દ્રનાથ ટાગોર અને પંડિત મદનમોહન માલવીય."

પંડિત માલવીયાજીની ઉદારતાનું એક ઉદાહરણ જે એક પ્રસંગે ધ્રુવસાહેબે મને કહ્યું હતું અને જેનું સંગ્રહણ મારી સ્મૃતિમાં કરેલું છે તે આ છેઃ બનારસની એન્જિનીઅરિંગ કોલેજના પ્રિન્સિપાલ કિંગની નાણાં-વિષયક કેટલીક ગફલત થએલી અને ત્યાર પછી થોડાક વખતે તેઓ અવસાન પામ્યા. પંડિતજીએ પ્રિન્સિપાલ કિંગનાં પત્ની અને પુત્રીને

યુનિવર્સિટી તરફથી પહેલા વર્ગની ટિકીટ કઢાની યુરોપ મોકલાવ્યાં અને જેણે જેણે વિરોધ કર્યો તેને તેને જણાવ્યું કે "એમ કરવામાં આપણું ભૂષણ છે; એટલું જ નહિ પણ એ આપણું કર્તવ્ય છે. મરનારનાં પત્ની અને પુત્રીની પ્રતિષ્ઠા જાળવવાનું ઋણ આપણે શિરે છે."

માલવીયાજી ધર્મના છેવટના નિર્ણયો ધ્રુવજીને પૂછતા.

શ્રીયુત નરસિંહરાવભાઈ અને શ્રીયુત કેશવલાલભાઈ માટે ધ્રુવસાહેબને પરમ સદ્‌ભાવ હતો. એક વાર જુહુમાં ગાંધીજી અને નરસિંહરાવભાઈ વચ્ચે થએલી વાતચીત મેં એક મિત્ર પાસેથી સાંભળેલી તે ધ્રુવસાહેબને કહી સંભળાવી. ગાંધીજીએ નરસિંહરાવભાઈને ધ્રુવસાહેબની કુશળતા પૂછી અને ધ્રુવસાહેબની વિદ્વત્તાની વાત કાઢી. નરસિંહરાવભાઈએ કુશળ સમાચાર આપી ધ્રુવસાહેબના અખંડ સ્વાધ્યાયની સ્તુતિ કરી. ગાંધીજીએ નરસિંહરાવભાઈની પણ એ ઉમ્મરે જ્ઞાન પિપાસાની પ્રશંસા કરી નરસિંહરાવભાઈએ તુરત જ જણાવ્યું. "આનન્દશંકર તો મહાસાગર છે અને હું તો એમની સરખામણીમાં એક બિન્દુ છું". આ વાત મારી પાસેથી સાંભળીને ધ્રુવસાહેબે મને કહ્યું, "જો નરસિંહરાવ આમ બોલ્યા હોય તો મોટું કોણ? એ જ ને?"

નરસિંહરાવભાઈ ધ્રુવસાહેબ સાથે કેટલીક વાર આનન્દવિનોદ પણ કરતા. જ્યારે જ્યારે ધ્રુવસાહેબ મુંબાઈ જાય ત્યારે ત્યારે તારાપોરવાળાને ત્યાં પુસ્તકો જોવા અવશ્ય જાય અને કલાક દોઢ કલાક નવાં નવાં પુસ્તકો જોવામાં ગાળે અને સારી સંખ્યામાં ખરીદ પણ કરે. નરસિંહરાવ, તારાપોરવાળાની દુકાનને વિનોદમાં 'આનન્દશંકરનું પીઠું' કહેતા. નરસિંહરાવભાઈની લાગણી ન દુભાય એ માટે ધ્રુવસાહેબ બહુ કાળજી રાખતા. નરસિંહરાવના જીવનના પાછલા ભાગમાં 'વસન્ત'માં એમના વિરુદ્ધ કોઈ પણ લખાણ—લેખકનો ગમે તેવો આગ્રહ હોય તો પણ—પોતે પ્રસિદ્ધ કરતા નહિ.

"નરસિંહરાવની તબિયત જોતાં એમના દિલને દુભાવવામાં હું કોઈ પણ પ્રકારની જવાબદારી લઈ શકું તેમ નથી." એમ પોતે સ્પષ્ટતાથી કહેતા. નરસિંહરાવભાઈના અવસાન નિમિત્તે ધ્રુવસાહેબના પ્રમુખપણા નીચે અમદાવાદમાં થએલી સભામાં પોતાની નાદુરસ્ત તબિયત છતાં જેને

જેટલું બોલવું હોય તેટલું બોલવાની વક્તાઓને છૂટ આપી સ્વર્ગસ્થ પ્રત્યે પોતાનો પૂર્ણ પ્રેમ પ્રકટ કર્યો હતો.

કેશવલાલભાઈને ધ્રુવસાહેબ મુરબ્બી ગણી માન આપતા. બનારસથી અમદાવાદ આવ્યા પછી કરેલા ગીતાપ્રવચન વખતે કેશવલાલભાઈને પ્રણામ કરી પોતે પ્રવચન શરૂ કરતા. કેશવલાલભાઈ પણ શરીર ક્ષીણ થતું હતું તથાપિ ધ્રુવસાહેબને સાંભળવા માટે પરિશ્રમ લઈને હાજર રહેતા. થોડાંક વર્ષો પહેલાં "ભાસનાં નાટકોના કાળનિર્ણય" સંબંધી કેશવલાલભાઈના મત ઉપર ધ્રુવસાહેબે 'વસન્ત'માં ટીકા કરી હતી અને પરિણામે કેશવલાલભાઈ ઉદ્વિગ્ન થયા હતા. આ ઉદ્વેગની વાત સાંભળ્યા પછી ધ્રુવસાહેબે એવા પ્રકારનું લખાણ એમના વિષે લખવાનું કે બહારથી લેવાનું બંધ કર્યું હતું. આ હકીકત ધ્રુવસાહેબે પ્રસંગોપાત્ત જણાવી હતી.

આમ ગૂજરાતના બે મહાન સાક્ષરો પ્રત્યે ધ્રુવસાહેબની મધુર પ્રીતિ હતી.

એક પ્રસંગે શ્રીયુત કનૈયાલાલ માણેકલાલ મુનશી વિષે વાત નીકળતાં મેં પૂછ્યું. "સાંભળવા પ્રમાણે, શ્રીયુત મુનશી અલ્પાહારી છે છતાં આટલી શક્તિ એમનામાં ક્યાંથી આવતી હશે?" ધ્રુવસાહેબે ઉત્તર આપ્યો: "Success." એક બીજે પ્રસંગે પોતાની માંદગી દરમિયાન કોઈએ શ્રીયુત મુનશીના આગળપડતાપણા વિષે વાત કાઢી કે તુરત જ પોતે કહ્યું, "એમને ગાંધીજી પ્રત્યે કેવો ઊંડો પ્રેમ છે એ ખાસ લક્ષમાં રાખો." એક વાર શ્રીયુત મુનશી વિષે મને એમ પણ કહ્યું હતું કે "મિ. મુનશી મને ચાહે છે તેના કરતાં હું એમને વધુ ચાહું છું." શ્રીયુત મુનશીની બુદ્ધિ અને શક્તિ માટે ધ્રુવસાહેબને બહુ માન હતું. તેઓ એમને "તેજસ્વી—brilliant" કહેતા. "જો મુનશી રાજકારણમાં ન પડ્યા હોત તો આપણા ગૂજરાતી સાહિત્યની તેઓ કરે છે તેના કરતાં પણ ઘણી વધારે સેવા કરી શક્યા હોત. આપણા સાહિત્યને તેથી અનેકગણો લાભ થયો હોત."

શ્રીયુત મુનશીને પોતે ગૂજરાતના ઇતિહાસમાં એક નવીન 'જ્યોતિર્ધર' કહેતા. અને એમની સાહિત્યભક્તિની નીચેના શબ્દોમાં કદર કરતા:—

"દેશભક્તિ-કોઈ પણ ભક્તિ-ગુણની પિછાન ઉપર રચાએલી ભક્તિ, તે ભલે ભક્તિ કહેવાઓ; અવગુણના જ્ઞાન છતાં જે ભક્તિ અડગ રહે તે જ ખરી ભક્તિ. પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં જીવનનો ઉલ્લાસ નથી—અર્થાત્ ઉલ્લાસ એ જીવનનું તત્ત્વ હોય તો એ સાહિત્ય નિર્જીવ છે એમ કહી શકાય. એમ પ્રાચીન ગૂજરાતી સાહિત્યને નિર્જીવ માન્યા છતાં એને ભક્તિથી "મ્હારુ" કહી શકે છે—એવા રા. ભાઈ મુનશી છે."

શ્રીયુત વાલજી ગોવિન્દજી દેસાઈની સંસ્કૃત અને અંગ્રેજી વિદ્વત્તા ઉપરાંત એમના કેટલાક વિશિષ્ટ ગુણો માટે ધ્રુવસાહેબને બહુ પ્રેમ અને માન હતાં. એક પ્રસંગે મને કહ્યું, "જેના સમાગમથી આપણે પવિત્ર થઈએ એવા વાલજીભાઈ છે. એણે ત્રણ વાર કારાવાસમાં જઈને ત્રણ વેદ વાંચ્યા, અને ચોથી વાર ગયા હોત તો ચોથો વેદ પણ વાંચત. હું જેટલે દરજ્જે ભાઈ વાલજીને ઓળખું છું તેટલે દરજ્જે ગાંધીજી પણ એને ઓળખતા નથી. આવા સુન્દર અને તેજસ્વી જીવનનો જોઈએ તેટલો ઉપયોગ થઈ શક્યો નહિ એમ મને લાગ્યા કરતું પરંતુ એના ખાસ પરિશ્રમથી એનો પુત્ર મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં પહેલો આવ્યો એ એક કાર્યથી પણ એણે જીવન કૃતાર્થ કર્યું છે એમ હવે હું માનું છું." આના અનુસંધાનમાં પોતે ૪૪૨ માર્ક્સ મેળવીને મેટ્રિકમાં બીજે નંબરે પાસ થયા હતા અને સમર્થ વિદ્યાલયવાળા શ્રીયુત દેશપાંડે ૪૪૪ માર્ક્સ લઈને પહેલા આવ્યા હતા એ હકીકત પણ મને કહી.

"ધ્રુવસાહેબ તમને કોઈ વાર વાતમાં સંભારે છે" એમ મારા કહેવાથી અમદાવાદની ટ્યુટોરિયલ હાઈસ્કૂલના પ્રિન્સિપાલ શ્રીયુત વિનાયકરાય શિવપ્રસાદ ત્રિવેદી, શ્રીયુત કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા સાથે અગાઉ નક્કી કર્યા મુજબ ધ્રુવસાહેબને મળવા જવા માટે એક બપોરે મારે ઘેર આવ્યા. ઘણા લાંબા વખતે એ મળવા આવ્યા એટલે એમના એ જૂના શિષ્યને જોઈને ધ્રુવસાહેબ રાજી થયા અને કાંઈક વિનોદમાં અને કાંઈક ગંભીરતાથી કહ્યું, "આપણે આજે મળ્યા તેનું માન આને (મને) ભાગે જાય છે. જુઓ, सत्संगतिः कथय किं न करोति पुंसाम्" એમ કહીને કેટલીક વાતો કાઢી ઊઠતી વખતે ભાઈશ્રી વિનાયકરાયે પૂછ્યું, "મારે આપને મળવા આવવું હોય અને કાંઈ પૂછવું હોય તો ક્યારે આવું ?"

ધ્રુવસાહેબે કહ્યું, "જો મારા મગજને prick કરવું હોય તો સવારમાં આવવું; નહિતર બપોરે સાડાત્રણ પછી." અમે ત્રણેએ પ્રણામ કરીને જવાની રજા લીધી.

મુંબઈમાં કે હિમાલયમાં બદરીનારાયણના માર્ગમાં પણ ધ્રુવસાહેબના વિદ્યાર્થીઓ કે વિદ્યાર્થીઓનાં સંતાનો મળી આવતાં અને એમનું મધુર સ્મરણ કરતાં મુંબાઈની એક લૉજમાં એક યુ. પી. ના ગ્રેજ્યુએટ વેપારી જેઓ બનારસ યુનિવર્સિટીમાં ભણ્યા હતા તેમણે ધ્રુવસાહેબ સંબન્ધી એક વાત મને આ પ્રમાણે કહી :

એક ગરીબ વિદ્યાર્થી એક વાર ફી માફ કરાવવા માટે ધ્રુવસાહેબની ઑફિસમાં ગયો અને એમની ખુરશીને અઢેલીને પાછળ ઊભો રહ્યો; ધ્રુવસાહેબ કોઈ સાથે વાતમાં રોકાયા હતા એટલામાં પેલા વિદ્યાર્થીની ગફલતથી ધ્રુવસાહેબની 'રૅકિંગચૅર' હાલી એના સામી ફરી ગઈ અને વિદ્યાર્થી જીવ લઈને નાઠો! ધ્રુવસાહેબે કલાર્કને બોલાવીને કહ્યું, "મેં એ વિદ્યાર્થીને કાંઈ નુકસાન કે અન્યાય તો કર્યો નથી ને? તપાસ કરજો." કલાર્કને તપાસ કરતાં માલમ પડ્યું કે બિચારો વિદ્યાર્થી પોતાની માફીની વિનંતિ માટે ધ્રુવસાહેબ પાસે આવ્યો હતો!

ધ્રુવસાહેબે એ વિદ્યાર્થીની બધી ફી માફ કરી.

શ્રીયુત ભાસ્કરરાવ મોતીલાલ મેઢે બદરીનારાયણના પ્રવાસનો એક પ્રસંગ નીચે પ્રમાણે મને કહ્યો:

બદરીનારાયણની યાત્રાના માર્ગમાં એક વિશ્રામસ્થાન પાસે એક પ્રતાપી આકૃતિવાળી યુવાન બાઈને મેં એકાગ્રતાથી હિમાલયનાં મનોહર દૃશ્યો જોતાં જોયાં. કાંઈક કુતૂહલવૃત્તિથી મેં પૂછયું, "આપ કોણ છો, ક્યાંથી આવો છો અને ક્યાં જાઓ છો?" પેલાં બાઈએ ઉત્તરમાં પોતાના પિતા ધ્રુવસાહેબના એક પ્રિય શિષ્ય છે અને પોતાના આખા કુટુંબને એમના ઉચ્ચ જીવનના સંસ્કાર મળ્યા છે તેનું કૃતજ્ઞતાપૂર્વક વર્ણન કર્યું. ભાસ્કરરાવભાઈ આ હકીકત સાંભળીને બહુ પ્રસન્ન થયા.

એક વાર મારા 'ડાયાબિટીસ'ની વાત નીકળતાં પોતાના સદ્‌ગત મિત્ર મોતીશંકર ઘોઘારીના ડાયાબિટીસની પોતે વાત કરી અને એના અંગે

ધ્રુવસાહેબે જાતે કેટલાંક પુસ્તકો વાંચ્યાં હતાં તે પણ મને કહ્યું. એ રોગ-વાળાએ વાર્ધક્ય સેવવું જોઇએ એમ મને સૂચના કરી. મેં કહ્યું. "એ એક પ્રકારનો ક્ષય તો ખરો ને ?" ધ્રુવસાહેબે ઉત્તર આપ્યો. "Metaphorical અર્થમાં એમ કહી શકાય."

મુંબાઇ યુનિવર્સિટીના વાઇસ-ચેન્સેલરના પદ માટે ધ્રુવસાહેબને ગવર્નરે ઇન્ટરવ્યુ માટે બોલાવ્યા. હું સવારમાં મળવા ગયો. મને કહ્યું: "તમે ઠીક આવી ગયા હું મિત્રોને પૂછતો રહું છું કે મને પસંદ કરે તો આ સ્થાન મારે સ્વીકારવું કે કેમ ? તમારો શો અભિપ્રાય છે ?" મેં તુરત જ જણાવ્યું. "આપની તબિયતનો સવાલ એ મુખ્ય વાત છે. મને લાગે છે કે આપનું શરીર એ ભાર સહન કરી શકશે નહિ." પોતે ઉત્તર વાળ્યો, "હા, એ જ વિચાર હું પણ કરું છું. બપોરે શ્રીયુત કસ્તુરભાઈને પણ પૂછવાનો છું."

ગવર્નર સમક્ષ પોતે ચોખ્ખે ચોખ્ખું જણાવ્યું કે, "ડૉ. ભાંડારકરે જ્યારે આ પદ સ્વીકાર્યું ત્યારે એમની ઉમ્મર પાંસઠ વર્ષની હતી એટલે મારાથી એમનું વય નાનું હતું. મારી ઉમ્મરનું તો કોઇ આપણી યુનિવર્સિટીમાં આ સ્થાન ઉપર નહોતું. છતાં મારા ઉપર એ કર્તવ્ય તરીકે આપ નાંખશો તો હું તે સ્વીકારીશ."

ગવર્નરે શ્રીયુત મસાણીની વાઇસ-ચેન્સેલર તરીકે નિમણૂક કરી.

ધ્રુવસાહેબને ક્રિકેટની રમત જોવાનો બહુ શોખ હતો એ આગળના ભાગમાં મેં ઉલ્લેખ કર્યો છે. ક્રિકેટને એ રમતનો રાજા કહેતા. ઓસ્ટ્રેલિયન ઇલેવન સાથે કે કાઠિયાવાડ કે મહારાષ્ટ્ર ટીમ સાથે મેચમાં પોતે હાજરી આપતા અને રસપૂર્વક રમત નિહાળતા. એક વાર તાવ ભરેલો હતો તો પણ પોતે જોવા આવ્યા હતા. કોઇ કોઇ વાર 'કપ' એમના હાથે આપવામાં આવતો. એક વખત વિરામ દરમિયાન હું એમની પાસેથી નીકળ્યો એટલે સાદ પાડી મને તંબુમાં બોલાવ્યો અને કહ્યું, "Krishna: who ?" વિષેના મારા એક લેખનો સાર તમે 'વસન્ત' માટે લખશો ? હું એ લેખ મોકલાવીશ." પછી તો પોતે જ પોતાની વાણીમાં એનો સાર 'વસન્ત'માં લખ્યો.

બીજે દિવસે એ જ સ્થળે મારી સાથે વાતમાં કહ્યું. "આપણે 'પ્રજાબંધુ'માં બધા સમય માટે એક પ્રમુખ જોઈએ છે એવી જાહેરખબર આપશું?" તબિયત નાદુરસ્ત હોવાથી અને વારંવાર પ્રમુખસ્થાને બેસવાથી પોતે કંટાળ્યા હતા. પ્રમુખસ્થાન માટે અત્યંત આગ્રહ થવાથી સ્વભાવસિદ્ધ મધુરતાને લીધે એની ના પણ એમનાથી કહેવાતી નહોતી.

\+ \+ \+ \+

બનારસથી નિવૃત્ત થયા પછી પોતે બે વાર બનારસ ગયા: એક વાર એલએલ. ડી.ની ડિગ્રી સ્વીકારવા માટે ગયા અને બીજી અને છેલ્લી વાર ૧૯૩૯માં ગયા. તે વખતે શરીર તાવથી ભરેલું હતું તોપણ પોતે ટ્રેનમાં બેઠા અને ડબ્બામાં શ્રીયુત જતુભાઈ પાસે ભાગવતના નિત્યપાઠના અધ્યાયો વંચાવ્યા. બનારસમાં પ્રો૦ ગાંધીને ત્યાં ઊતર્યા. એક અઠવાડિયાના બનારસના વાસ દરમિયાન રોજ લગભગ એકાદ કલાક પોતે માલવીયાજીને ત્યાં જતા. યુનિવર્સિટીમાં ગીતાપ્રવચનની યોજનામાં શ્રીયુત રાધાકૃષ્ણનની સાથે પોતે હાજરી આપી અને સાયન્સ અને આર્ટ્સની સંસ્થાઓની મુલાકાત લીધી. કેટલાંક જૂના પ્રોફેસર-મિત્રોએ ધ્રુવસાહેબ માટે ભજન અને સંગીતનો કાર્યક્રમ રાખ્યો અને પોતે એમાં આનંદપૂર્વક ભાગ લીધો. કેટલાક દક્ષિણી પ્રોફેસરોના ઘેર પોતે ગયા અને સ્ત્રીઓની કૉલેજ જોવા ગયા. ગુજરાતી વિદ્યાર્થીઓના સંમેલનમાં હાજર રહી એક ટૂંકું ભાષણ આપ્યું. શિક્ષકોની કૉલેજનો પોતે બનારસથી અમદાવાદ નિવૃત્ત થઈને આવ્યા તે વખતનો તેમના માનપત્રનો કાર્યક્રમ રહી ગયો હતો તે તે સમયે પરિપૂર્ણ કરવામાં આવ્યો. આ છેલ્લી મુલાકાત વખતે એમના જૂના મિત્રો બાબુ ભગવાનદાસ અને શિવપ્રસાદ ગુપ્તાને પોતે પ્રેમપૂર્વક મળ્યા.

હજી એક વખત વધુ મારે બનારસ જવું છે એમ પોતે મને કહેતા.

મુંબાઈ જવાનું થાય એટલે ધ્રુવસાહેબ આનંદની કોઈ અભિનવ ઊર્મિ અનુભવતા. ખાસ કરીને માર્ગમાં સમુદ્રકાંઠે ઊભેલાં તાલનાં વૃક્ષો જોવાં એમને નાનપણથી ગમતાં. વળી યૌવનકાળના આરંભમાં ત્યાં ઘર રાખી રહ્યા હતા એ જૂનાં સ્મરણો તાજાં કરવામાં એમને આનંદ પડતો.

"હું અમદાવાદ આવ્યા પછી ઝડપાઈ ગયો છું." આમ શરીરે મનને સાથ આપ્યો નહિ.

ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટીના પોતાની દેખરેખ નીચે ખોલેલા સંશોધનવિભાગનું સંચાલન જે એમના જીવનના ઉત્તરકાળની એક પ્રિય પ્રવૃત્તિ હતી તે પણ શારીરિક ક્ષીણતાને લીધે એમનાથી બની શકી નહિ: "મારાથી કોઇ કોઇ વાર અર્ધો કલાક પણ જઇને ત્યાં (સોસાયટીમાં) બેસાય અને કામ જોવાય અને સંશોધન કેમ કરવું એ માટે સૂચનાઓ અપાય તો પણ સારું. પરંતુ જો તબિયત આમ ને આમ ચાલે અને મારે નિષ્ક્રિય રહેવું પડે નો તો આ શરીરનો વહેલો અંત આવે એ જ વધુ સારું."

વળી પાછળના સમયમાં પોતે એમ પણ કહેતા, "મારાથી કાંઇ કાર્ય ન બની શકે અને માત્ર જોવાનું બને તો પણ મને સંતોષ થાય. શુભ પ્રવૃત્તિઓમાં મારાથી ભાગ ન લઇ શકાય તો કાંઇ નહિ પણ જોવાનો મારો અધિકાર હું સાચવી શકું તો યે મારે મન ઘણું છે."

\+ + + +

સને ૧૯૪૧ના ઉનાળામાં હું બહુ માંદો પડ્યો અને અમદાવાદના ત્રણચાર કુશળ દાક્તરોની સારવારથી આરામ થયો. મારા મંદવાડની વાત મારા મોટા પુત્રના મુખેથી પોતે સાંભળી ત્યારે 'કુશળ દાક્તરોના હાથમાં મારો કેસ છે' એ જાણી પોતે સંતોષ પ્રકટ કર્યો અને એમ પણ કહ્યું કે "ત્યારે હવે મને ખાસ ચિન્તા નથી." મારી માંદગી દરમિયાન પોતાની અત્યંત નાદુરસ્ત તબિયત છતાં મને જોવા પોતે પધાર્યા અને મારા ઘરની સમોસમ મોટર ઉભી રાખી. પગના લંઘાવાથી ચાલવાની મુશ્કેલી હતી એટલે પોતે મોટરમાં બેસી રહ્યા અને શ્રીયુત ધ્રુવભાઈ અને શ્રીયુત [illegible]ભાઈ અંદર આવ્યા અને 'મારે પરિશ્રમ લેવો નહિ' એમ [illegible]ભાઈએ મને ધ્રુવસાહેબનો સંદેશો કહ્યો. મારા એક પુત્રે ધ્રુવસાહેબને [illegible] પાણી પીવા આપ્યો અને મેં તે જ વખતે બારીમાંથી પ્રણામ [illegible] સાદે મારા સામું મંગલ સ્મિત કરીને બોલ્યા, "I drink [illegible] health." તત્કાલ મેં [illegible] (મારી તબિયત સારી

થતી હતી) મિત્રોની આનાકાની છતાં મોટર પાસે જઈ ધ્રુવસાહેબને વન્દન કર્યાં અને એમણે આશીર્વાદ આપ્યા. પરંતુ પોતે સહેજ કચવાઈને મને કહ્યું: "શા માટે આ પરિશ્રમ તમે લીધો? એવો પરિશ્રમ લઈને તો હું પણ અંદર આવી શકત. પરંતુ આપણે બંનેએ એવો શ્રમ ન લેવો એમ મેં કહેવરાવ્યું હતું."

થોડાક દિવસ પછી મારાથી શાળામાં જઈ શકાય એવી સ્થિતિ પ્રાપ્ત થયે ધ્રુવસાહેબને પ્રણામ કરીને મારે જવું એવો મેં સંકલ્પ કર્યો હતો પરંતુ હું પ્રથમ શાળામાં ગયા પછી સાંજે એમના દર્શને ગયો. એમણે તુરત જ મને જોઈને કહ્યું, "પણ તમે દાદરો ચઢીને શી રીતે ઉપર આવી શક્યા?" મેં ઉત્તર આપ્યો. "હું તો છેક દૂર સુધી જઈ આવ્યો. મારે પ્રથમ આપનાં દર્શન કર્યા પછી શાળામાં જવું હતું પરંતુ હું તો શાળામાં ગયા પછી આપની પાસે આવી શકું છું. હવે મને તદ્દન સારું છે."

એક વાર મેં મારી શાળાના ઇન્સ્પેક્શન વિષે વાત કરી; મેં કહ્યું, "આપણા સારા ઇન્સ્પેક્ટરોને પણ વહીવટી કામ બહુ કરવું પડે છે, અને એક સંસ્થામાંથી બીજી સંસ્થામાં શુભ વિચારો કે નવીન વિચારો લઈ જવાનું કામ એમનાથી ખાસ બની શકતું નથી; એમનો ઘણોખરો સમય અને શક્તિ "રૂટીન"માં જ ચાલી જાય છે. ધ્રુવસાહેબે કહ્યું, "પણ administrative work તો dirt છે—એ કાદવ ચૂંથવા જેવું છે. હું બનારસ હતો ત્યારે એ કામમાં બહુ ઊંડો જીવ પરોવતો નહિ" મેં આગળ કહ્યું, "આજે ઇન્સ્પેક્શન પૂરું થયે ઇન્સ્પેક્ટરની સૂચનાઓ સાંભળવા અમારા શિક્ષકોની સભા ભરી અને મેં આરંભમાં કહ્યું, "ઇન્સ્પેક્શનના બદલે જો સુપરવિઝનનો સમય આપણા શક્તિશાળી ઇન્સ્પેક્ટરને મળતો હોય તો એમના જેવા જરૂર કેળવણીનું ઘણું વધારે કાર્ય કરી શકે, અને આપણને નવા નવા વિચારો અને દોરવણી આપી અનેક સંસ્થાઓને ઉન્નત કરી શકે. પરંતુ એમને વહીવટી કાર્યમાં ગૂંથાઈ રહેવું પડે છે. સાથે સાથે Supervision is a Superior or higher vision." ઇત્યાદિ કહેલાં વચનો મેં ફરી કહ્યાં. ધ્રુવસાહેબે મારી વાતને અન્તે આટલું જ કહ્યું, "ત્યારે તો તમે બનારસ અહિંયાં લાવ્યા."

પાછલા કાળમાં એક દિવસ ધ્રુવસાહેબે મને કહ્યું, "આ પરિમલ સોસાઇટીનું મકાન પણ મારી કલ્પના પ્રમાણે મોટું છે અને ગુજરાત કૉલેજની જમીન પાસે જે બીજું નાનું મકાન છે તેથી પણ મેં વધારે નાનું પર્ણકુટિ જેવું મકાન માન્યું હતું. હવે તો સરખેજ પાસે જમીન છે પણ તે યે દૂર ગણાય. હું તો ભગવાં પણ પહેરું પણ બીજા પાસે મારે સેવા કરાવવી પડે એ મારી મોટી મુશ્કેલી છે."

ધ્રુવસાહેબમાં ઊંડી વૈરાગ્યવૃત્તિ હતી.

સંવત ૧૯૯૭ના બેસતા વર્ષના પ્રભાતમાં હું ધ્રુવસાહેબનાં દર્શન અર્થે ગયો ત્યારે પોતે ખાટલામાં બેઠા હતા અને એમનાં પુત્રવધૂ પ્રતિમાબહેન અને એમના ભાણેજના પુત્ર એમની પાસે ઊભાં હતાં. શ્રીમતી પ્રતિમાબહેને શ્રીયુત લીનુભાઇના પુત્રને ચાંદલો કરવાનું ધ્રુવસાહેબને કહ્યું. ધ્રુવસાહેબે મારા સામે તેજસ્વી નેત્રો ચમકાવીને જોયું. કંકાવટીમાં એ આંગળીઓ બોળી અને બોલ્યા, **इच्छनिच्छापरेच्छा च प्रारब्धं त्रिविधं स्मृतम्**" અને પૂજનીય જનને ચાંદલો કર્યો, આમ પ્રારબ્ધની ગતિ અનુસાર પરેચ્છાને અધીન થયા એમ પોતે સૂચન કર્યું!

ધ્રુવસાહેબના અવસાન પહેલાં એકાદ વર્ષ ઉપર એમની વિશિષ્ટ વિચારસરણીનાં અને શૈલીનાં થોડાંક ઉદાહરણો મારી નોંધપોથીમાં નીચે પ્રમાણે મળી આવે છે:

૧. સંસારનું ચિન્તન કરવામાં સુખ છે પરંતુ સંસારના પ્રશ્નો છોડવા બહુ કઠિન છે.

૨. આખા જગતે આજ યાદવોની પેઠે સુરા પીધી છે પરિણામ યાદવાસ્થળી ઇંગ્લંડ પણ પક્ષકાર બન્યું છે; સમન્વયકાર રહ્યું નથી.

૩. આજના જેવો વિકટ સમય કોઇ વાર નહોતો આવ્યો. કોંગ્રેસના અસહકારના સમયમાં નવજીવનની આપણને આશા હતી. એ સુખદ પ્રસંગ હતો. આજ દુઃખદ સમય આવ્યો છે. એ સુખદ પ્રસંગ ટકી શક્યો નહિ એ કેમ? એમાં જીવનની નૂતનતા નહોતી એમ નહિ?

મોઘલ રાજ્યની સમૃદ્ધિ અને એની કલા ક્યાંથી આવી? ઇસવીસન-

ના છઠ્ઠાસાતમા સૈકામાં આપણા દેશના પ્રવાસીઓના સમાગમમાંથી કે બીજા કશામાંથી?

૫. સમુદ્ર જેમ ઉભરાઇ જાય તેમ પૂરા જ્ઞાનીનું જ્ઞાન ઉભરાઈ જવું જોઇએ. અને એ પુષ્કલતામાંથી બીજાને એનો લાભ મળી રહેવો જોઇએ.

આ વિશ્વ એ કાલભગવાનની લીલા છે એ સંબન્ધી એક વાર આ પ્રમાણે પ્રકાશ નાંખ્યોઃ

કાલ (Time) એ પરમાત્માની શક્તિ છે, એની કલા છે. પરમાત્મા આપણા અન્તરમાં પુરુષરૂપે દેખાય છે અને બાહ્યવિશ્વમાં કાલરૂપે પ્રકટ થાય છે. પુરુષ (જ્ઞાન=Intelligence) અને કાલ એ એક જ સત્‌રૂપી પરમાત્માનાં બે સ્વરૂપો છે. કાલ એ સત્‌નું અભિવ્યંજન કરે છે અને તેથી પરમાત્મા એ સત્‌નો અભિવ્યંજક કહેવાય છે. ઇતિહાસ એ કાલસ્વરૂપ ભગવાનની લીલા છે. કાલની વિશાલતા (Immensity) અને અપરિહાર્યતા (Irresistibility) એ વૈરાગ્યની ભાવનાઓ ઉત્પન્ન કરે છે.

જો આ વિશ્વમાં કાલ-મૃત્યુ-ન હોય તો મનુષ્યજીવનના વિકાસનું મહાન સાધન વૈરાગ્યનું અસ્તિત્વ ન રહે. વૈરાગ્યની ભાવના દ્વારા જ મનુષ્યજીવનની ઉન્નતિ થઈ શકે છે.

કાલ-મૃત્યુ-ને જિતવા માટે પરમાત્માની વિશુદ્ધિ અને શાન્તિનો સાક્ષાત્કાર કરવો જોઇએ.

\+ \+ \+ \+

ધ્રુવસાહેબે અવસાનકાલે પૂર્વોક્ત પ્રકારની વિશુદ્ધિ અને શાન્તિ ઘણે દરજ્જે આત્મામાં સ્થાપિત કરી હતી.

પુરુષ કાલ ઉપર વિજય મેળવી શકે છે.

\+ \+ \+ \+

જીવનના અંતિમ વર્ષમાં એક પ્રભાતકાલે ધ્રુવસાહેબને મળવા ગયો. એમણે એકાએક મને પ્રશ્ન પૂછ્યો; "કેમ, ભાઈ, વસન્તોત્સવ ઉજવશું?"

પ્રશ્નનું સ્વરૂપ હું કળી શક્યો નહિ, એટલે પોતે સ્પષ્ટીકરણ કર્યું, "તમે તો જાણો છો કે આકા શેઠના કૂવાની પોળના મકાનના ત્રીજા માળના ખંડમાં જે પુસ્તકો પડેલાં છે, તેમાંથી જ જીવનની વસન્ત અનુભવતાં હું શીખ્યો છું. મારા જીવનનું ઘાતર એ ખંડમાં થયું છે. એ મારું પરમ પ્રિય સ્થાન છે. એમાં રહેલાં સર્વ પુસ્તકોને એક વાર એકસાથે ગોઠવીને એમનું સમગ્ર દર્શન કરીને પ્રણામ કરવાનો મને મનોરથ છે. એક સર્વસંગ્રાહક દર્શન કર્યા પછી નીચે એક નાના પાટિયા ઉપર હું આટલું જ લખીશઃ These have made me. આ જ મારા જીવનનો વસન્તોત્સવ."

આ મહાપુરુષની જ્ઞાન પ્રત્યે આવી ઉત્કૃષ્ટ ભક્તિથી મારાં નેત્ર ભીનાં થયાં.

છેવટના વર્ષમાં ધ્રુવસાહેબ 'વિચારમાધુર્ય' ઉપર જ નભતા એમ કહીએ તો ચાલે. મને કહેતા, "I can enjoy my own thoughts. પ્રભુની કૃપા છે કે મારા વિચારો મને આનંદ આપે છે." વિશેષે કરીને જીવનમાં સ્મરણો પોતે વારંવાર સંભારતા કોઈ વાર મારી સમક્ષ પોતાના યૌવનકાળમાં પત્ની સાથે મુંબઈથી નીકળી રાત્રે બે વાગે સૂરત ઊતરતા તેનું સ્મરણ કરતા કે મણિલાલ, ઉત્તમલાલ, ગોવર્ધનરામ, નરસિંહરાવ, ભૂલાભાઈ, કાશીરામભાઈ વગેરે સદ્ગત કે વિદ્યમાન મિત્રો સાથેના મધુર પ્રસંગો સંભારતા અથવા બનારસ યુનિવર્સિટીનાં કેટલાંક પ્રિય સ્મરણો કહેતા. પોતાનાં બાલ્યકાળનાં અને અભ્યાસકાળનાં સુન્દર સ્મરણો પણ પ્રસંગોપાત્ત મને એમણે કહ્યાં છે. ભાસ્કર શાસ્ત્રી, ખંભાતા માસ્તર અને પ્રો. કાથવટેની સ્તુતિ ધ્રુવસાહેબ કેટલીક વાર કરતા. ડૉ. ભાંડારકર સાથેના કેટલાક પ્રસંગો પણ જણાવતા. એક વાર ધ્રુવભાઈ અને પ્રહ્લાદભાઈ નાના હતા ત્યારે બંનેને ડૉ. ભાંડારકરને પગે લગાડવા પોતે મુંબઈમાં લઈ ગયા અને 'ધ્રુવ' અને 'પ્રહ્લાદ' એ નામો સાંભળીને ડૉ. ભાંડારકર બહુ જ રાજી થયા ઇત્યાદિ વાતો પણ પોતે કહેતા. પંડિત માલવીયાજી અને ગાંધીજી સાથેના કેટલાક પ્રસંગો પણ પોતે પરમ પ્રેમથી નિવેદન કરતા. બનારસ યુનિવર્સિટીમાં પ્રસિદ્ધ વક્તાઓનાં ભાષણોની અને એને અંતે પોતે આભારદર્શન વખતે જે બે શબ્દો કહેતા તે વિશે પણ મને વાતો કરતા. અનેક પ્રસંગો-

માંથી એકનું સ્મરણ ટાંકું છું, "એક વાર પંડિત જવાહરલાલનાં માતુશ્રી સ્વરૂપરાણી નહેરુએ યુનિવર્સિટીમાં ભાષણ આપ્યું. જવાહરલાલ પાસેથી જે ગોળી પસાર થઈ અને જવાહરલાલ બચી ગયા એ પ્રસંગનું વર્ણન કરતાં માતાનું હૃદય પુત્ર માટે પરમ પ્રેમથી નીતરતું હતું. 'મારા જવાહરને પ્રભુએ બચાવ્યો.' ઇત્યાદિ વચનો વડે પ્રેમની મધુરતા શી ચીજ છે એનું અદ્ભુત ભાન શ્રીમતી સ્વરૂપરાણીએ શ્રોતાજનોને કરાવ્યું—આ પ્રમાણે ધ્રુવસાહેબે બહુ લાગણીપૂર્વક પ્રસંગ વર્ણવ્યો.

ગૂજરાત કૉલેજના પણ ઘણા પ્રસંગો પોતે સંભારતા. ગૂજરાત કૉલેજનાં સત્તાવીશ વર્ષો અને બનારસનાં સત્તર વર્ષો—જેને પોતે પોતાની 'કેળવણીનો કાળ' કહેતા—એ બેમાંથી કયો સમય વધારે સારો છે એ પોતે પસંદ કરી શકતા નહિ. ભવભૂતિ 'ઉત્તરરામચરિત'માં જે સાધુતાનું સ્વરૂપ આલેખે છે, તે પ્રમાણે તો જેનું જીવન આદિથી તે અંત સુધી એકરસ છે, એને જીવનનો કયો ભાગ વધારે સારો અને કયો ઓછો સારો એ પ્રશ્ન જ રહેતો નથી; એને તો સમસ્ત જીવન એ નિત્યવસન્ત છે. "સમગ્ર જીવન ફરી જીવવાનું આવે તો હું ઘણી જ ખુશીથી મારું જીવન ફરી જીવું." એમ પોતે કેટલીક વાર ઉલ્લાસથી કહેતા.

ધ્રુવસાહેબે 'ઉત્તરરામચરિત'માંનું રામચન્દ્રજીનું જીવન પોતાના અંતરમાં અમૃતાક્ષરે કોતરી રાખ્યું હોય એમ સૂક્ષ્મતાથી જોતાં જણાતું હતું. જેમ 'ચિત્રદર્શન'માં એક પણ કટુ સ્મરણ રામને ગમતું નથી, બધી મધુર સ્મૃતિઓ જ ગમે છે, તેમ ધ્રુવસાહેબને જીવનનાં મધુર સ્મરણો જ યાદ કરવાં ગમતાં.

ભવભૂતિના દામ્પત્યસ્નેહના 'અદ્વૈત'નું ધ્રુવસાહેબ 'अद्वैतं सुखदुःखयोरनुगतं' વગેરે પંક્તિઓ કોઈ કોઈ વાર ઉચ્ચારી કહેતા કે "કોણ જાણે ભવભૂતિ કેવો કદ્રૂપો ભાસતો હશે પરંતુ એના આત્માનું સૌન્દર્ય ખરેખર અદ્ભુત હતું. વૃદ્ધાવસ્થામાં પણ 'Sublime' અને 'Beautiful' બંને હયાત હોય એવા ધન્ય આત્માઓ ધારે તો જીવનનું અપાર માધુર્ય અનુભવી શકે છે."

\+ + +

મૃત્યુને પણ જાણે કોઈ નિત્યકાર્ય હોય-Routine હોય-તેમ પોતે ગણતા. એક વાર મને પૂછ્યું, "મુંબઈમાં અવસાન થાય તે સારું કે અમદાવાદમાં ? મુંબઇમાં દાક્તરોની સગવડ વધારે ખરી. ખાસ કરીને ડૉ. ગોધ તો મારી તબિયતને બહુ સારી રીતે જાણે છે. પરંતુ અમદાવાદમાં દાક્તરો ખરા અને સમાંસ્નેહીઓ પણ ખરાં. વળી આ જન્મસ્થાન પણ ખરું, અને જીવનનું વાતાવરણ પણ અહીં જ." એક બીજા પ્રસંગે જન્મભૂમિ અમદાવાદ વિશે પોતે કહ્યું. "૧૯૨૪ની સાલમાં હું બનારસમાં બહુ માંદો પડયો. તે વખતે શરીર પડી જશે એમ ઘણાંને લાગતું હતું. પંડિતજીને પણ એ જણાતું હતું. મેં મને અમદાવાદ લઇ જવા આગ્રહ કર્યો." પંડિતજીએ કહ્યું, "ધ્રુવજી, આ ગંગાનો કાંઠો છે." ધ્રુવસાહેબે ઉત્તર વાળ્યો, "પણ ત્યાં તો (અમદાવાદ) દધીચિ ઋષિનો આરો છે." પ્રભુકૃપાએ ધ્રુવસાહેબની તબિયત તે વખતે સુધરી ગઈ. અમદાવાદ પ્રત્યે ધ્રુવસાહેબને પરમ પ્રેમ હતો. એવું એક બીજું સ્મરણ પણ ટપકાવું છું. મદ્રાસમાં ચોથી તત્ત્વજ્ઞ-પરિષદનું ભાષણ પૂરું થયું એટલે સર શિવસ્વામી આયરે તુરત જ ધ્રુવસાહેબને પૂછ્યું, "મિ. ધ્રુવ, તમે ખરેખર અમદાવાદના જ છો ?" ધ્રુવસાહેબે જવાબ આપ્યો, "હું અમદાવાદનો નિવાસી છું, અને મારી ઘણી પેઢીઓ પણ અમદાવાદમાં જ થયેલી છે."

\+ + + +

ધ્રુવસાહેબનું શરીર અત્યંત જર્જરિત થતું હતું. તેવામાં એક સાંજે ફરીને પાછા વળતાં મેં કહ્યું, "આપે શરીર પાસેથી બહુ કામ લીધું છે. તાવથી શરીર પીડાતું હોય તેવી અવસ્થામાં પણ આપ કેટલીક વાર પુસ્તકો પણ વાંચતા, અને મળવા આવનાર સાથે વાતો પણ કરતા. આખું જીવન આપે વિચારમાં જ વ્યતીત કર્યું છે." ધ્રુવસાહેબે ઉત્તરમાં કહ્યું, "એ વાત ખરી. મેં શરીર પાસેથી બહુ કામ લીધું છે. પરંતુ જીવન વિચાર (Thought) નહિ તો બીજું શું છે ? અસ્તુ, મારું શરીર જોતજોતામાં આટલું જીર્ણ થઈ ગયું એ મને પણ એક puzzle-કોયડો-નો છે !" એમ કહીને પોતાની રીત પ્રમાણે વાત છોડી દીધી.

× × × ×

મૃત્યુ પહેલાં થોડાક મહિનાઓ ઉપર ધ્રુવસાહેબે મને કહ્યું, "મારા નિકટના સમાગમમાં આવેલી વ્યક્તિઓને લોકો ઓળખતા નથી. પણ એમણે કાંઇ ખોવાનું નથી. પુષ્પ પોતાની સુવાસની જાહેરાત આપતું નથી; એની સુવાસ આપોઆપ પ્રસરે છે. પુષ્પ એ સંબંધી ઉદાસીન છે."

જીવનના છેલ્લા વર્ષમાં પોતે ખાટલામાં સૂતા હતા અને એમના ભાણેજ શ્રીયુત લીનુભાઇ અને હું પાસે બેઠા હતા. દરમિયાન સામેની ભીંત ઉપર એક ગરોળીએ એક જીવડું ઝડપીને પકડ્યું અને મોઢામાં મૂક્યું. આ દૃશ્ય જોતાં વાર જ ધ્રુવસાહેબના શરીરનું આખું માળખું એકાએક કંપી ઊઠ્યું! પાસે બેઠેલા લીનુભાઇએ બેબાકળા ઊઠીને પૂછ્યું, "મામા, શું થયું?" ધ્રુવસાહેબે મુખ ફેરવીને કહ્યું, "શું લાગણી ધરાવવી એ પણ મારો અધિકાર નથી? એમાં શું પૂછો છો 'મામા, શું થયું?'" મેં કેવળ મૌનપૂર્વક એ અપૂર્વ પ્રસંગ અનુભવ્યો.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થએલા ધ્રુવસાહેબના "કાવ્યતત્ત્વવિચાર" વિષે મુંબાઇના રેડિયો સ્ટેશનેથી વિવેચન કરવાનું કર્તવ્ય મારા માથે આવ્યું. પોતે સકુટુમ્બ એ વિવેચન અમદાવાદમાં સાંભળ્યું. હું મળ્યો ત્યારે મને કહ્યું, "તમે ગુણોની જ વાતો કરી છે; મારા દોષો દર્શાવ્યા નથી. મારે તો મારા દોષો જોવા હતાં!" મેં ઉત્તર આપ્યો. "મને દોષો જડે નહિ ત્યાં હું શું કરું? મારી આ મર્યાદા અથવા બિનઆવડત વિષે આપ દરગુજર કરશો." વળી, એક બીજે પ્રસંગે પણ એ જ વસ્તુ ભારપૂર્વક મને કહી. "તમારે કંઇક દોષદર્શન કરાવવું જોઇતું હતું." મેં ફરી મારી મર્યાદાની પુનરુક્તિ કરી.

પાછલા દિવસોમાં પોતાથી ઊઠીને સ્નાન થઇ શકે એવી સ્થિતિ નહોતી પરંતુ નોકર પાસે શરીર બરાબર લૂછાવતા અને કેટલીક વાર તાવ હોય તો પણ સ્નાન કરતા, "સ્નાન કરવાથી ધાર્મિકતા પ્રાપ્ત થશે એવી જડ માન્યતા મારી નથી એ તો તમે જાણો છો જ પરંતુ સ્વચ્છતા ખાતર તો મારે સ્નાન કરવું એટલું તો તમે સમજો છો." આ પ્રમાણે ધ્રુવસાહેબની

તબિયત બગડશે એવા ભયથી એમના ભાણેજ જતુભાઈ સ્નાન માટે આનાકાની કરે ત્યારે પોતે કહેતા.

શરીર એવું દુર્બલ બનતું હતું કે પડખું ફેરવતાં અથવા બેઠા થતાં પણ કષ્ટ થતું. પરંતુ બળખો આવે એટલે એકદમ બેઠા થઈ જતા અથવા હાથ લંબાવી લઈ ને બળખો કાઢતા. પાસે બેઠેલા મારા જેવા કોઈ જ્યારે મદદ કરવા માંડે ત્યારે એક હાથથી એને રોકતા અને પોતે બનતાં સુધી પાણું લઈ લેતા. કોઈ પાસેથી સેવા લેવી નહિ એ સિદ્ધાન્ત બની શકે તેટલો ધ્રુવસાહેબ આખર સુધી આત્મમાનપૂર્વક સાચવી રહ્યા.

ભાગવતનો ઓછામાં ઓછો એક અધ્યાય કરવો એ નિયમ ધ્રુવસાહેબે જીવનના ઘણાં વર્ષો દૃઢતાથી પાળ્યો હતો. આખર અવસ્થામાં ભાગવત અને ભગવદ્‌ગીતા એમના ભાણેજ લીનુભાઈ પાસે વંચાવતા. "કોઈ ભાગવતનું પારાયણ મારી પાસે કરે અને એ સંબન્ધી મારી સાથે થોડીક Critical વાતચીત કરે એવા 'રીડર' શોધી કહો." એમ મને કેટલીક વાર કહેતા. હું કહેતો, "કદાચ શુદ્ધ ઉચ્ચારણ કરે એવા પુરુષ તો મળે પણ આપની સાથે વિવેચન કરે એવા મળવા મુશ્કેલ છે." વળી એ સંબન્ધમાં મને કહેતા, "ધારો કે આપણે કોઈ એવા માણસ રાખીએ પરંતુ એના ઉચ્ચાર વગેરે સાંભળીને મારું મન કચવાય અને આપણે એ છોડી દેવું પડે તો મને વધુ કષ્ટ થાય. એટલે પછી જે સ્થિતિ છે તે પ્રમાણે ચલાવીએ એ જ ઠીક."

\+ + + +

છેલ્લા બે ત્રણ માસમાં મને બે-ચાર વાર કહ્યું, "તમે શાળામાંથી સૈર ક્યારે આવો છો? સાંઝે વખત રહે છે? નહિ રહેતો હોય. તમારી તબિયત પણ ક્યાં સારી છે? સવારમાં શું કરો છો? શિયાળાનો દિવસ ટૂંકો એટલે સમય ન રહે." આ પ્રશ્નોનો હું પ્રત્યેક વાર આ પ્રમાણે ઉત્તર આપતો, "આપ આજ્ઞા કરો ત્યારે હું આવું. મને સમય છે." પરંતુ છેક સુધી એ આજ્ઞા ન જ કરી.

અવસાન પહેલાં એકાદ માસ ઉપર પણ મૌલિક પ્રશ્નોની સમજણમાં ધ્રુવસાહેબની બુદ્ધિનું સામર્થ્ય પ્રથમ જેવુંજ જણાતું હતું. એ વખતે

ધ્રુવસાહેબ સાથે થયેલી એક વાતચીત પ્રશ્નોત્તરના રૂપમાં રજૂ કરું છું:—

પ્રશ્ન:—લોકો Emotional life–લાગણીનું જીવન–વિશેષ ગાળે છે. આપણામાંના કેટલાક ઉત્તમ પુરુષો પણ બુદ્ધિ કરતાં લાગણીને આગળ પાડે છે. આપણા દેશના ઉત્તમ ત્યાગવીરો પણ લાગણીના ઉછાળામાં ઘણો ત્યાગ કરી બેસે છે. અને પાછળથી દિલગીર બને છે. લાગણીને આગળ પાડીને જ સિદ્ધિ થઈ શકે? બીજી કોઈ રીતે નહિ?

ઉત્તર:—બુદ્ધિના જીવન સાથે લાગણીના ઉછાળથી જ–Emotional pullથી જ,–જીવનમાં કાંઈક સિદ્ધિ પ્રાપ્ત થઈ શકે છે. બુદ્ધિના જીવનથી–Rational lifeથી–એવી સિદ્ધિ પ્રાપ્ત થઈ શકતી નથી.

પ્રશ્ન:—એકંદર કયું જીવન સારું?

ઉત્તર:—એકંદર બુદ્ધિનું જીવન એ જ ઉત્તમ જીવન.

પ્રશ્ન:—આધ્યાત્મિક જીવનમાં બુદ્ધિ અને લાગણીનો સમન્વય "Transfution"–હોય છે તે કેવું?

ઉત્તર:—એ મારે મન શંકા છે. હજી એનું સમાધાન મને થયું નથી. એ મારો કોયડો છે. એ સ્થિતિનો હું સાક્ષાત્કાર કરી શકતો નથી.

પ્રશ્ન—ક્રાઇસ્ટનો છેલ્લો આત્મત્યાગ–ક્રૂસારોહણ–એ લાગણીનું કાર્ય કે બુદ્ધિ અને લાગણીના 'transfusion'નું પરિણામ?

ઉત્તર—ક્રાઇસ્ટના જીવનનું એ અંતિમ કાર્ય જે કહેવા એ રહ્યા નહિ એ વિશે આપણે શું કહીએ? આપણે તો એ વિશે અંધારામાં જ રહ્યા. આપણે તો અંધારામાં જ ભરવાનું રહ્યું.

એક બીજો ટૂંકો સંવાદ પણ ટપકાવું છું:—

પ્રશ્ન—રામરાજ્ય કે પ્લેટોના આદર્શ રાજ્યમાં પણ વહેમો રહે જ છે. એ ક્યારે જાય?

ઉત્તર—જ્યાંસુધી ભ્રાન્તિ–error–રહે, ત્યાંસુધી એ રહેવાના જ, અને

તેથી જ સુવર્ણ યુગો પણ થોડો સમય રહે છે અને વળી જગત પાછું ભ્રાન્તિમાં પડી જાય છે.

\+ \+ × \+

મૃત્યુ પહેલાં લગભગ વીસ દિવસ ઉપર એક સવારે હું ધ્રુવસદનને ત્યાં ગયો. પોતે બહાર ફળિયામાં ખુરશી ઉપર આરામથી બેઠા હતા. ભાગવત વિશે વાત નીકળી. "ભાગવતનાં મેં અનેક પારાયણો કર્યાં છે, અને ભગવદ્‌ગીતા કરતાં પણ એ ભક્તિનો–નિરતિશય પ્રેમનો–ગ્રન્થ મને વધારે ગમે છે. એ પારાયણની સંખ્યા પણ મેં કયાંક નોંધી છે. પ્રપત્તિ-યોગ એ જ પરમ યોગ છે." આમ કહેતાં કહેતાં જાણે મને છેલ્લો સંદેશો આપતાં હોય તેમ પૂછ્યું, "દત્તાત્રેય અવધૂતે કેટલા ગુરુઓ કર્યા?" મેં કહ્યું, "ચોવીસ." પોતે પૂછ્યું, "એટલા બધા કેમ?" મેં ઉત્તર વાળ્યો, "એક કરતાં અનેક ગુરુઓના ઉપદેશનો લાભ મળે તે માટે." પોતે કહ્યું, "ત્યારે આ જગત અપૂર્ણ છે. એક ગુરુના ઉપદેશથી જ્ઞાન સુસ્થિર થતું નથી અને તેમાં વધારો પણ થતો નથી. તેથી જગત–સાહિત્યમાંથી અનેક દૃષ્ટાન્તો દ્વારા પ્રભુને પ્રત્યક્ષ કરવો જોઈએ."

એ મહાન ગુરુવર્યનું આ છેલ્લું વચનામૃત હતું.

છેલ્લા પખવાડિયાના આરંભમાં જ એમના મોટા ચિરંજીવી ધ્રુવભાઈને લોહીનું દબાણ વધવાથી પોતે આગ્રહ કરીને ડુમસ હવાફેર માટે મોકલ્યા. પાછળથી પોતાની તબિયત બહુ જ લથડી. દિવસે પોતે નિદ્રા લેતા નહિ. પરંતુ એ દિવસોમાં કેવળ અશક્તિથી નેત્રો મીંચાતાં અને નિદ્રામાં પડી જતા. એકબે વાર એવી નિદ્રાધીન સ્થિતિમાં પોતે હતા પરંતુ 'હું આવું તો મને પોતાના ઓરડામાં મોકલવો' એમ કહી રાખેલું હોવાથી હું કાંઇક પુસ્તક વાંચતો ત્યાં બેસતો. એવામાં નેત્રો ખુલ્લાં થતાં મને પાસે બોલાવતા અને વાત કરતા. મેં પૂછ્યું, "પ્રિન્સિપાલ રાવ જાય છે તો પ્રો. કે. ટી. શાહ જેવા આવે તો કેવું?" પોતે કહ્યું, "સારું" પછી પોતાની એક આંગળી ઊંચી કરી નિશાની દ્વારા દર્શાવ્યું કે જો એ આવે તો એમને એક હજાર રૂપિયા આપીએ. વળી ધીમે સ્વરે કહ્યું. "હું તો કોઈ કામમાં વચ્ચે આવું તેમ નથી." મેં ઉમેર્યું, "એમને કદાચ અમદાવાદ ન ગમે." પોતે કહ્યું,

"અમદાવાદ શું ખોટું છે?" એવામાં શ્રીયુત પ્રહ્લાદભાઈનાં પત્ની પ્રતિમાબહેન ધ્રુવસાહેબને "જે ભાવે તે બનાવી લાવું" એમ પૂછવા આવ્યાં. ધ્રુવસાહેબની રુચિ લગભગ ચાલી ગઈ હતી એટલે કહ્યું, "હું ફરીને આવું પછી વાત; જો કાંઈ ભૂખ લાગશે તો કહીશ." આટલું બોલીને મારા સામું જોયું અને કહ્યું, "આપણો જૂનો આશીર્વાદ તો "અષ્ટ પુત્રવતી ભવ" એજ ને! પણ આ જમાનામાં તો થોડાં બાળકો હોય તેટલાંને આપણે સાચવીએ તો ઘણું કહેવાય. પ્રભુએ જે આપ્યાં છે તેને બને તેટલી સારી રીતે ઉછેરવાં."

આમ કહીને મોટરમાં ફરવા જવાની તૈયારી કરવા માંડી. નોકરે બહાર જવાનાં કપડાં પહેરાવ્યાં. પાઘડીનો ભાર પોતાથી સહન થતો નહિ એટલે એ સાથે રાખતા. "લીનુભાઈને બોલાવો" એમ નોકરને કહ્યું. નોકરે લીનુભાઈને ત્યાં જઈ આવીને કહ્યું, "પાએક કલાક પછી આવે છે." તત્કાલ ધ્રુવસાહેબે એવી સ્થિતિમાં એકલા ફરવા જવાની હિંમત કરી અને "કામ હોય તો મારે જરૂર નથી; હું એકલો જઈ શકીશ" એમ કહેવરાવતા હતા ત્યાં લીનુભાઈ આવી પહોંચ્યા. સમસ્ત જીવનમાં કે મંદવાડમાં ક્યાંયએ લેશ પણ દીનતા ધ્રુવસાહેબે કદાપિ દેખાડી નહોતી. આદિથી તે અન્ત સુધી એવા ને એવા જ પ્રતાપી, પ્રભાવશાલી અને આત્મમાનથી ભરપૂર પોતે રહ્યા.

છેલ્લા આઠદશ દિવસ ઉપર મૃત્યુ સમીપ પોતે જઈ રહ્યા છે એ વાતની પોતાને ખાતરી થઈ હતી. અન્નમાંથી સ્વાદ ચાલ્યો ગયો. ચા ઉપર પણ અરુચિ થઈ. બને ત્યાં સુધી એ દિવસોમાં પણ સાંઝે ભદ્રકાલિ સુધી મોટરમાં ફરવા જવાનું ચાલુ રાખ્યું. માત્ર છેલ્લા ચારેક દિવસ ફરવા જવાનો ક્રમ બંધ થયો. એકાદ અઠવાડિયા પહેલાં અનશનવ્રત શરૂ કર્યું. બે-ત્રણ દિવસ સુધી અન્ન લીધું નહિ એટલે એમનાં બંને પુત્રવધૂઓ, એમનાં મોટાં પુત્રી શ્રીમતી ચીનુબા અને શ્રીયુત જનુભાઈએ દાક્તરને બોલાવવા માટે આગ્રહ કર્યો. પોતે કહ્યું, "અન્ન ભાવતું નથી એમાં દાક્તરને બોલાવવાની શી જરૂર!" કુટુમ્બીઓ તરફથી બહુ વધુપડતો આગ્રહ થયો એટલે એમના સંતોષને ખાતર પોતે છેવટે હા પાડી.

દાક્તરને આખર અવસ્થા આવી પહોંચી છે એમ જણાયું. છેલ્લા ત્રણ દિવસમાં વ્યાધિ વધવા માંડી. એ દિવસોમાં મૃત્યુના પોતે દ્રષ્ટા રહ્યા.

મૃત્યુ પાસે આવતું જાય છે એમ ઝાંખી થતી હતી એટલે અગાઉથી નોકરને પોતાની કટોકટીની સ્થિતિ આવે ત્યારે પાસે રહેવાની સૂચના આપી હતી અને પોતે અવાચક બની જાય ત્યારે પોતે નિશાનીઓથી સમજાવશે એમ કહી રાખ્યું હતું. પોતાના ભાણેજ જનુભાઈને પણ કહ્યું હતું કે, "મારી શુદ્ધિ હોય કે બેશુદ્ધ બનું પણ તારે મારી પાસે રહી કોઈ પણ નિષિદ્ધ પદાર્થ કે બીજો કોઈ પણ પદાર્થ દવા તરીકે કે અન્નપાન તરીકે મને કોઈ આપે નહિ તે ખાસ લક્ષમાં રાખવું. કોઈ ગમે તેવો આગ્રહ કરે તો પણ તું દઢતાથી ના પાડજે. બિલકુલ પોચો થઈશ નહિ."

ધ્રુવસાહેબને કોઈ પણ પદાર્થ જેમાં હિંસા રહેલી હોય એ કદાપિ ખાવો નહિ એવી પ્રતિજ્ઞા હતી એટલે દવા વગેરેનાં તત્ત્વો વિષે દાક્તરોને બહુ સૂક્ષ્મ પ્રશ્નો પૂછી પોતાની પ્રતિજ્ઞાની વાત કર્યા પછી જ દવા લેતા. આથી પોતે 'અમેરિકન અહિંસક મધ' લેતા અને "મજૂરહાર"નું મધ પાકી ખાતરીનું છે કે નહિ તે સંબંધી એક વાર ઝીણી પૂછપરછ કરતાં તેના સંચાલકોએ નિખાલસપણે એમને કહ્યું, "આપ જેવા જેને પ્રતિજ્ઞા હોય તેને ખાતરીપૂર્વક આપી શકાય તેમ નથી."

ધ્રુવસાહેબને પરમ એકાન્તમાં દેહ છોડવો હતો. પરંતુ એમની માંદગીની ખબર છેલ્લા બે-ત્રણ દિવસમાં પડી ગઈ એટલે સગાંવ્હાલાં અને બીજા પરિચિત જનોએ જોવા આવવા માંડ્યું. ધ્રુવસાહેબે જનુભાઈને કહ્યું, "મારી માંદગીની જાહેરાત થઈ ચૂકી લાગે છે!"

ધ્રુવસાહેબને પૂછીએ ત્યારે જ્ઞાન (Wisom)ની વ્યાખ્યા Sense of Proportion–આચાર અને વિચારનું સમતોલપણું–એમ કહેતા. આ પ્રકારનું સમત્વ એમના જીવનમાં પળે પળે પ્રત્યક્ષ થતું હતું. મૃત્યુ પહેલાં ત્રણ દિવસ ઉપર શ્રીયુત ભાસ્કરરાવ મોતીલાલ મેઢે ધ્રુવસાહેબનાં પુત્રવધૂઓની હાજરીમાં કહ્યું, "આપનાં બંને પુત્રવધૂઓએ આપની બહુ સેવા કરી." ધ્રુવસાહેબે ઉત્તર આપ્યો, "સારાં પુત્રવધૂઓ કરે એવી જરૂર

એમણે મારી સેવા કરી છે અને તે વિષે મને સંપૂર્ણ સંતોષ છે." ભાસ્કરરાવભાઈએ ઉમેર્યું, "અને આ નોકરે પણ બહુ સારી સેવા કરી છે." ધ્રુવસાહેબે કહ્યું; 'હા, એણે પણ કરી છે." આથી વિશેષ કાંઈ ન કહ્યું.

પરંતુ બીજે દિવસે સવારે જ્યારે નોકર એકલો પોતાની પાસે હતો ત્યારે પોતે કહ્યું, "તમે મારી ઘણી સારી સેવા કરી છે. મેં ધ્રુવભાઈને તમારા વિષે જરૂરનું બધું કહ્યું છે અને વળી બનશે તો વિશેષ કહીશ."

આમ પુત્રવધૂઓ અને નોકર બંનેની કોટિ જુદી છે અને બંનેને એક સાથે અભિનંદન આપતાં સમતોલપણાનો ભંગ થાય છે એ વસ્તુ ધ્રુવસાહેબે આખર સુધી સાચવી રાખી.

તા: ૫ : ૪ : ૪૨ના સન્ધ્યાકાલે શ્રીયુત કસ્તુરભાઈ અને શ્રીયુત માવલંકર ધ્રુવસાહેબને જોવા આવ્યા. હું બહારની બેઠકમાં બેઠો હતો. એઓ બંને અંદર ગયા અને બંનેને અનુક્રમે "જમવા ક્યારે આવો છો?" અને "જો આવો તો સવારે, આવજો; સાંઝનું કહેવાય નહિ." એમ પોતે પરમ સ્વસ્થતાથી કહ્યું. રાત્રે સાડાઆઠ વાગ્યે શ્રીયુત જતુભાઈના કહેવાથી હું એમના ખાટલા નજીક ઘડીક બેઠો. મને ઇશારો કરીને નજીક આવવા કહ્યું. હું નજીક ગયો. મન્દ સ્વરે પોતે કહ્યું, "અને તો સવારે આવજો." મારા માટે આ છેલ્લા શબ્દો હતા.

બીજે દિવસે પરોઢિયે ધ્રુવભાઈ, પ્રહલાદભાઈ જોલીબહેન વગેરે મુંબઈથી આવી પહોંચ્યાં. ધ્રુવભાઈને જોઈને પોતે કહ્યું. "What brings you here?" પછી તો બંને પુત્રોને ભેટ્યા. પોતાનાં સહુથી નાનાં પુત્રી જોલીબહેન જેને પારણામાંથી પોતે ઉછેર્યાં હતાં તેમનું પિતા સાથે મિલન બહુ કરુણ હતું, પરંતુ પરમ દૃઢતાથી પોતે એમને આશ્વાસન આપ્યું એ જ દિવસે સાંઝે મારી સાથે આવેલા વૈદ્યને પોતે હાથ હલાવી આશીર્વાદ આપ્યા. રાત્રે સર્વ કુટુમ્બીજનોને આશિષ આપી. તા. ૭મી એપ્રિલે સવારમાં એક પછી એક ઇંદ્રિયોનું કામ બંધ થવા માંડ્યું. જમણી આંખનું દર્શન જતું હતું ત્યારે જમણા હાથને મહામુસીબતે હલાવીને પોતાના મોટા પુત્ર ધ્રુવભાઈને એ ઇંદ્રિયનું કાર્ય બંધ થાય છે તેમ

સમઝણ પાડી. 'દેવઘર૰પાસે મને હવે લઈ જાઓ' એ એમના અંતિમ શબ્દો હતા. અવસાન પહેલાં થોડાક કલાક ઉપર હાથમાં ગોઠવેલી બે માળાઓ પોતે યન્ત્રવત્ ઝડપથી ફેરવી કાઢી.

એમના ઓરડામાં કે એમની આસપાસ ક્યાંયએ મૃત્યુની છાયા નહોતી. ભાગવતકાર કહે છે તેમ **'यत्र न मृत्युहासः'**–મૃત્યુની મશ્કરી ક્યાંયએ જણાતી નહોતી. છેલ્લી પળો સુધી એ જ શાન્ત પવિત્ર અને મહાનુભાવ આકૃતિ પોતાનો પ્રભાવ વિસ્તારતી શય્યામાં વિરાજતી હતી.

પરમાત્માના અનુસંધાનમાં જ એ પરમ ભાગવતે મૃત્યુની 'અસંત વિસ્મૃતિ'માં પ્રવેશ કર્યો.

ધ્રુવસાહેબના ઘેરથી બપોરે એક વાગ્યે પાછા વળતાં સૉક્રેટીસના મૃત્યુની સ્મૃતિ મારાં નેત્ર સમક્ષ ઝગઝગવા માંડી. એટલામાં શ્રીયુત મણિશ વાસુદેવ માવલંકરે માર્ગમાં મને કહ્યું, "આપણે એવા મહાપુરુષને ખોઈ રહ્યા છીએ કે જેનો જોટો આપણી પાસે નથી, એટલું જ નહિ પરંતુ સાધારણ રીતે પણ એમની સમીપ પહોંચે એવો કોઈ પણ પુરુષ નથી."

ચૈત્ર વદ સાતમ ને મંગળવારે બપોર નમતાં ૪–૫ મિનીટે પૂજ્ય આનન્દશંકરભાઈએ દેહ છોડ્યો !

જે દધીચિ ઋષિનો આરો એમને ગંગાના કિનારા કરતાં પણ અધિક પ્રિય હતો, ત્યાં જ એમના મૃત દેહને અગ્નિસાત્ કરવામાં આવ્યો. અમદાવાદમાં અને સમસ્ત હિન્દમાં સત્યધર્મની સેવામાં સમગ્રજીવન સમર્પણ કરનાર આવા દધીચિ જેવા પવિત્ર પુરુષ ક્યારે થશે અને એમનું અધૂરું રહેલું કાર્ય ક્યારે આગળ ચલાવશે ! ક્યારે ! **को जाने कब ?**

# માનસી

## એને માટે બે રંજક કાર્યક્રમ

એમનિ પહેલો તા ૫મી જાન્યુઆરી ૧૯૪૭ને દિને સુરતના કેપિટોલ થીએટરમાં દી. બ. ભૂપતરાય જ. શાસ્ત્રીના પ્રમુખપદે થયો હતો. તેમાં મુંબાઈના જાણીતા સંગીતકાર રા. રામચંદ્ર પાલે ને રા. પાનેજાએ સારો સાથ આપ્યો હતો. સુરતવાળા શેઠ કિનખાબવાળાની મદદ પણ સંગીન હતી. બહેનોનું કાર્ય શ્રી. નિવેદિતા દર તથા શ્રી. નીતમબહેન ચિનાઈ તથા તેમનાં મિત્રોની સહાયતા વડે દીપી ઊઠ્યું હતું નાટક નામે 'જાગૃતિ' એના લેખક રા. ચિમનલાલ પી. શાહ તથા એમની મિત્રમંડળીએ સારી રીતે 'ભજવ્યું' હતું. રા. ચિમનલાલની સાથે કાર્યકરોમાં સૌ. કાન્તાબહેન શાહ, રા ધીરુભાઈ જરીવાળા તથા રા. દરેરાખ 'આંટિયા હતા. આ કાર્યક્રમના મૂળ વિચારથી માંડી બધી વ્યવસ્થાનો તંત' એને પરિણામે રૂ ૧,૦૧૪-૫-૦ 'માનસી'ને પ્રાપ્ત કરાવાનો યશ મૂળે ઉપર ગણાવ્યા તે ભાઈશ્રી ચિમનલાલ (જેઓ હવે 'રૂપક' પણ કાઢે છે) તેમનો હોય, તેમનો અત્યન્ત આભાર માનીએ છીએ. (એ રકમ ૧૯૪૬ આખરની લેવડદેવડ પતાવતાં, છાપખાનાંને તેમ જ લોન ભરવામાં એ વખતે જ વપરાઈ ચૂકી છે.)

૨

આ વર્ષે, ૧૯૪૮ના જાન્યુઆરીની તા. ૨૦-૨૧મીએ સુરતમાં જ નગીનચંદ હોલમાં અમારા માયાળુ વિદ્યાર્થીમિત્રો રા. મનુભાઈ બક્ષી તથા રા. અર્જુનભાઈ ભગને ઉભયેના પરિશ્રમને આભારી છે. તેમને પૂરો સાથ અમારા પ્રાધ્યાપકમિત્રો રમણભાઈ ધ. પટેલ તથા કુંજવિહારી ચં. મહેતાનો હતો. કાર્યક્રમમાં, રાંદેરવાળા રા નાથુભાઈ પહાડે તથા એમની મંડળીનાં નૃત્યો ખૂબ આકર્ષક નીવડ્યાં હતાં. વિદ્યાર્થીઓમાં, બહેનો સુરભિ પારેખ, નિવેદિતા પારેખ ઇત્યાદિ ઘણાંએ પુષ્કળ શ્રમથી તૈયારી કરી પ્રયોગો

સફળ કર્યો હતા. 'સ્વધર્મ'ની પરીક્ષા'એ તો આખું નાટક જ સ્ત્રીઓનું હતું. તેમાં બ્હેનો મૃદુલા મારફતિયા તથા રજની પાઠકજીના પાઠ ઘણા સરસ પાઠોમાં સર્વોત્તમ હતા.

બંને દિવસે ડૉ. જ્યોતીન્દ્ર દવેએ પ્રમુખ તરીકે ખાસ પધારી, તેમનો 'માનસી'-પ્રેમ ફરી એક વાર સક્રિય રૂપે વ્યક્ત કર્યો હતો. પંડિત ઓમકારનાથજી, 'સંગીતપ્રભાકર' તેમણે બીજે દિવસે 'માનસી'કારની ખૂબ પ્રશંસાપૂર્ણ શબ્દોમાં કદર કરીને પોતાનો એક જલસો 'માનસી'ને આપવાનું જાહેર કર્યું હતું.

## મંન્દિર–વૃત્ત

૧. આ અંક ૧૯૪૭નો ત્રીજો તથા ચોથો છે. તેને આમ ભેવડો કરવા અને કાગળ પાતળા વાપરવા ઉપરાંત પાનાં પણ પૈસાની તંગીને લીધે ધાર્યા કરતાં આમાં ઓછાં આપવાં પડે છે. એ કાપ આ અંક માટે જ લખાયલી સ્વ. આચાર્યશ્રીની સંસ્મરણકારે લખેલી વિસ્તૃત જીવનરેખા નહિ છાપીને જ મૂકી શકાય એમ હતો તેથી અનિચ્છાએ મૂકયો છે. જિજ્ઞાસુઓને આ સંસ્મરણોનું જ પુસ્તક પણ છપાય છે તેમાં એ મળી રહેશે.

૨. સંસ્મરણો જે આ અંકમાં છે તે અમારી ખાસ વિનંતિથી રા. રતિલાલ મો. ત્રિવેદી જેવા સ્વ. આચાર્યશ્રીના અન્તેવાસી તથા સુશિષ્યે લખી આપ્યાં એ જેમ 'માનસી' માટેનો તેમનો હમેશનો ઊંડો સદ્ભાવ દર્શાવે છે, તેમ, એ સરસ એક સ્મારકલેખને અનુરૂપ એવું 'તીર્થસલિલ' નામે આમુખ અંક માટે–એ પણ ખાસ વિનંતિથી–સ્વ. આનન્દશંકરભાઈના બીજા સુશિષ્ય તથા અભ્યાસી પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીની કલમનું મેળવી શકાયું છે એ અમારું બીજું સદ્ભાગ્ય છે એમ કહેતાં આનન્દ થાય છે.

વર્ષની ખોટ આશરે રૂ. સવા ત્રણસો હતી તે મોટે ભાગે ભરાઇ જાય તેટલી રકમ (રૂા. સવા બસોથી રૂ. ૨૫૦) સુરતનાં વિદ્યાર્થી બહેનોએ જાન્યુઆરી ૧૯૪૮માં ભજવેલા કાર્યક્રમની આવકમાંથી મળી રહેશે એ સન્તોષ લેવા જેવું ગણાય.

૪. **આ અંકની ખોટનું શું?** એ જાણવા તો સૌનાથી ભારતની ગોઠવણ છે. ખોટ તો, સ્વ. આચાર્ય આનન્દશંકર જેવા અમદાવાદના સુપ્રતિષ્ઠિત નાગરિકની ચિરંજીવ યાદગીરી તરીકે એ શહેરના લક્ષાધિપતિઓમાંથી એક કે બે અમને ફુલ ખર્ચમાં આ પાંચસો રૂપિયા જેવી તેમને માટે નજીવી રકમ સત્વર (એ માટેની આ આટલી જાહેર વિનંતી પરથી જ) મોકલશે તો તેમણે એ એક સમર્થ પ્રજાગુરુ પ્રત્યેનું ઋણ એટલું વધુ પ્રમાણમાં ફેડયું ગણાશે એમ કહેવામાં કશી ધૃષ્ટતા થતી નથી એમ માનીએ તેથી, કહીએ છીએ.

૫. ૧૯૪૮ માટે રૂા. ૧,૪૦૬ જેવી સારી રકમનો સરસ્વતીસેવા-રૂપ ન્યોછાવર 'માનસી'ને, 'કૌમુદી' તથા 'માનસી'ના સૌથી જૂના ચાહકો-માંના એક રા. યશોધર નર્મદાશંકર મહેતાએ મેળવી આપ્યો છે એમ કહેતાં ઘણો આનંદ થાય છે. બીજા તેમ એ માનવન્ત મુરબ્બીઓનાં નામ વગેરે આવતા અંકમાં જાહેર થશે.

૬. **અમારી જવાબદારી:** 'અમારી' એટલે 'માનસી'ના સર્વ લેખકોની. ઉપર મુજબની રકમ ૧૯૪૮ માટે એટલી ખોટના અમુક ભાગ રૂપે હાથમાં પણ આવી ગઈ હોઈને માર્ચ ૧૯૪૮ના અંકમાં તો સાત ફોર્મ ગોંડીવ મુદ્રણાલયના ભાવભર્યા સહકારથી છપાયાં પણ છે; અને એ અંક એ માસની આખર લગીમાં સૌને પહોંચતો કરવાની અમને આશા પણ પાકી છે. એને માટે જે લેખકોએ તુરત જ માગ્યો સહકાર આપ્યો તેમનો આભાર માની, જેઓ અત્યાર પ્રમાદી છે તેમને એ તથા પછીના ૧૯૪૮-અંકો માટે સંબંધી વેળાસર મોકલવા આગ્રહભરી વિનંતિ છે.

૭. ૧૯૪૮નું લવાજમ (રૂ. ૫) આ અંક મળતાં જ વેળાસર મોકલવું એ જરૂરનું છે. અને જેમની તરફથી માર્ચ આખર લગીમાં નહિ આવે તેમને રૂ. ૫-૮-૦નું વી. પી. થશે જે સ્વીકારવા કૃપા કરવી.

૮. નવું સ્વરૂપ—થોડે અંશે બાહ્ય ને થોડા આન્તર અંગોનું એ માર્ચ અંકથી જ નવ થશે જેથી તેમાં રા. નાનાલાલ દ. કવિ તથા "સુન્દરમ્"ના સુન્દર કાવ્યો ઉપરાત, રા. રમણલાલ વ. દેસાઈની સમકાલીન વાતાવરણની નવનિકા છે, "ઝેરનો કટોરો". વેદકાલીન આર્યજીવન વિશેની લાંબી વાર્તા પણ આવશે. રા. ઉમાશંકરે ભવભૂતિની પ્રસાદી પીરસી છે. લેખોમાં 'સદ્ગત કેળકર,' (પ્રા. પાળંદે); "કલિકા" (ર. મા. ભટ્ટ); આન્દ્રે જીદ (પ્રા. ની. પુ. સાળકર); ક્રમસાવીન અંગ્રેજી કવિતા (પ્રા અ. મ. રાવળ); 'અન્તરાય'—અવલોકન (ધનસુખલાલ કૃ. મહેતા) ઇત્યાદિ છે.

૯. પછીના અંકોમાં પણ પ્રાધ્યાપકો કાપડિયા, નાયક, ઝવેરી, વિ. ર. ત્રિવેદી, મ. દેસાઈ, જ. પરીખ એમ જાણે અર્ધી સુરત કૉલેજ વાચકોની સેવામા હાજર થશે.

૧૦. મનન અને મનોવિહાર મથાળાથી તંત્રીનો લખાણ પણ નવેસર શરૂ થશે.

ત્રિ. ક. વૈદ્ય : સંચાલક 'માનસી'

(સુરત : ૨૧-૨-૪૮)

## ગાંધીજીના હસ્તાક્ષર મુદ્રિત રૂપે

ન. દિ. ૨૭-૬-૪૭

ભાઈ રતિલાલ,

આજ સવારના ૪.૩૦ વાગે આનંદશંકરભાઈના સંસ્મરણો તમે ગૂ મા લખી કાઢ્યાં એટલે તેને જોવામાં પાંચ મિનિટ કાઢીને આ ધન્યવાદ રૂપેતુ પત્ર લખવા બેઠો.

મો. ક. ગાંધીના
બ મા